મહાકવિ

# ભવભૂતિ અને જયદેવ

નાં

નાટ્યરૂપકો...



સંપાદક અને પ્રકાશક,

જીવનલાલ અમરશી મહેતા.

મૂલ્ય રૂ. ૦-૧૨-૦

મહાકવિ

# ભવભૂતિ અને હર્ષદેવ

કૃત

# નાટ્યકથાઓ.

સંપાદક અને પ્રકાશક :

જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ.

મૂલ્ય-રૂ. ૦-૧૨-૦

# પ્રસ્તાવના.

મહાકવિ શ્રી ભવભૂતિનાં " માલતી-માધવ ", " ઉત્તર રામ-ચરિત " અને " મહાવીર ચરિત " એ ત્રણ નાટક છે, અને તેમાંનાં પહેલાં બેનું ભાષાન્તર સ્વ૰ વિદ્વાન્ મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ કરેલું સુપ્રસિદ્ધ છે.

રાજવિ કવિશ્રી હર્ષદેવનાં ત્રણે નાટકોનાં ભાષાન્તર પણ થયેલાં છે. તેમાંના " પ્રિયદર્શિકા "નું ભાષાન્તર સાક્ષરવર્ય-પંડિત (સ્કૉલર) શ્રી કેશવલાલભાઇ ધ્રુવે સુમધુર ભાષામાં "પ્રિયદર્શના" નામે કરેલું છે, અને તેના વિસ્તૃત ઉપોદ્‌ઘાતમાં તેમણે કવિ અને તેમના ગ્રન્થો વિશે વિદ્વત્તાભરી સમાલોચના પણ કરી છે.

આ બે કવિઓનાં છએ નાટકોની કથાઓ મૂળ લેખકના ભાવો સાચવીને યોજવામાં આવી છે. આ કથાઓનો સમાસ સંસ્કૃત સા.ની કથાઓના બીજા ભાગમાં થયો છે. એ પુસ્તકની કીમત અઢી રૂપીઆ હોવાથી હાઇસ્કૂલ કે ટ્રેનિંગ કૉલેજમાં પાઠ્ય પુસ્તક (ટેકસ્ટ બુક) તરીકે તેનો ઉપયોગ થવામાં અડચણરૂપ જણાવાનો સંભવ છે. વધારે પડતી કીમતની મુશ્કેલી ન રહે અને આપણા પૂર્વકાલીન સંસ્કૃત સાહિત્યનો આસ્વાદ આપવા-લેવાની અનુકૂળતા થાય એવા ઉદ્દેશથી અમે આ શાળોપયોગી ખાસ આવૃત્તિ છપાવી છે, અને વિદ્યાર્થીઓને ભારે ન પડે તે માટે કીમત પણ ઓછી રાખી છે.

'સંસ્કૃત સાહિત્યની કથાઓ'નો પહેલો ભાગ વડોદરા રાજ્યની હાઇસ્કૂલો માટે નિયત કરીને શિષ્ટ સાહિત્યના કદરદાન એ ખાતાના કાર્યવાહકોએ અમારા કાર્યની કદર કરી છે, એ માટે હું તેમનો આ સ્થળે આભાર પ્રદર્શિત કરું છું.

મુંબઇ યુનિવર્સિટી અને ઇલાકાના કેળવણીખાતાના માનવંત કાર્યકર્તાઓ તેમજ શિષ્ઠ વાચકવર્ગ તરફથી અમારા આ પ્રયાસની યોગ્ય કદર થવાની આશા રાખું છું.

તા. ૧-૪-૧૯૨૭. **જીવનલાલ અમરશી મહેતા.**

---

## અનુક્રમણિકા.

**શ્રી ભવભૂતિ—**



**શ્રી હર્ષદેવ—**



---

# કવિપરિચય.

**ભવભૂતિ:—**

પ્રાચીન કવિઓનાં ચરિત્રો, તેમની જીવન તવારીખો, અને તેમની કૃતિઓ વિષે અનેક પ્રકારનાં અનુમાનો કરવામાં આવે છે. દરેક લેખક પોતાની દૃષ્ટિએ અનુકૂળ લાગતાં અનુમાનો દોરી કવિ-જીવનની રેખાઓ આલેખે છે. પરંતુ સત્ય શું હશે, એ ભ્રમ તો વાંચનારને રહ્યાં જ કરે છે. આમ છતાં કેટલાક વિવેચકો સૂક્ષ્મતાથી અભ્યાસ કરી કવિજીવન અને કવિકૃતિઓને કાંઇક અંશે ન્યાય આપવા શક્તિમાન થયા છે.

કેટલાક પ્રાચીન લેખકો પોતાનો વૃત્તાંત પોતાની કૃતિઓ દ્વારા આપે છે. મહાકવિ કાલિદાસ પોતાની કૃતિઓમાં પોતાને વિષે કશું જ લખતો નથી, પરંતુ મહાકવિ ભવભૂતિ નાટકોમાં પોતાનું ગોત્ર, બાપનું નામ, રહેવાનું સ્થળ એવી કેટલીક માહિતી આપે છે. તે ઉપરથી ભવભૂતિ વિષે કાંઇક ચોક્કસાઇથી આપણે માહિતી મેળવી શકીએ છીએ.

"માલતિ–માધવ" નામના કવિના નાટકમાંથી આપણે જોઇ શકીએ છીએ કે તેના પૂર્વજો પદ્મપુર નામના ગામમાં રહેતા હતા. કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીયશાખા અને કાશ્યપ ગોત્રના તેના પૂર્વજો હતા. પંચાગ્નિની પૂજા તેમના ગોત્રમાં થતી. આ બતાવે છે કે એનું કુળ સાચું ગૃહસ્થી હતું.

ભવભૂતિના દાદાનું નામ ભટ્ટ ગોપાલ હતું, અને તેના પિતાનું નામ નીલકંઠ હતું. જાતુકર્ણિ એ એની માતાનું નામ હતું. ભવભૂતિ-ની વિદ્વતા અને પ્રૌઢ કાવ્યશક્તિને લીધે તેને ભટ્ટ શ્રીકંઠની ઉપાધિ આપવામાં આવી હતી.

ભવભૂતિનો કીર્તિસ્તંભ તેનાં ત્રણ નાટકો ઉપર રચાયો છે. માલતિ–માધવ, મહાવીર ચરિત અને ઉત્તર રામચરિત. આ ત્રણ નાટકો સંસ્કૃત સાહિત્યમાં ઘણું ઉંચું સ્થાન ભોગવે છે. ભવભૂતિ જેવા મહાકવિ આટલાં ત્રણ જ નાટકો લખીને બેસી રહ્યો હશે એ સંભવતું નથી. આથી એમ અનુમાન થઇ શકે કે તેનાં લખેલાં બીજાં નાટકો ખોવાઇ ગયાં હશે, અથવા તેનું અકાળ અવસાન થયું હશે.

ગમે તેમ હો પરંતુ એટલું તો ચોક્કસ કે જે ત્રણ નાટકો અત્યારે આપણા હાથમાં આવ્યાં છે, તે જોતાં ભવભૂતિ મહાન બુદ્ધિશાળી, રસિક અને નીતિજ્ઞ કવિ હતો, એમ કહ્યા વિના ચાલતું નથી.

માલતિ–માધવ શુદ્ધ પ્રેમરસની ઉત્તમ કૃતિ છે. શુદ્ધ પ્રેમનું સાચું સ્વરૂપ, પ્રણયી હૃદયોની સાચી આકૃતિ, અને આદર્શ કાન્ત–કાન્તાનું સાચું દર્શન આ નાટકમાં થાય છે. આ નાટક કદાચ ભવભૂતિની પ્રથમ કૃતિ હશે. કારણ આ નાટકમાં કવિનો ઉછળતો જુસ્સો જણાઇ આવે છે.

'મહાવીર ચરિત'ને 'પૂર્વ રામચરિત' કહીએ તો ચાલે તેવું નાટક છે. એમાં રામના પૂર્વ જીવનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જે જે પ્રસંગો આ નાટકમાં મૂકવામાં આવ્યા છે, તે બધા યોગ્ય વિવેકથી મૂકવામાં આવ્યા છે.

મહાવીર ચરિત લખ્યા પછી જાણે તેનો ઉત્તરાર્ધ લખવાનું ભવભૂતિને મન થયું હોય, તેમ તેણે 'ઉત્તર રામચરિત' લખ્યું લાગે છે. વળી 'ઉત્તર રામચરિત' લખતી વખતે કવિને સારો અનુભવ મળ્યો જણાય છે. એટલે એમ અનુમાન થઇ શકે છે કે આ નાટક કવિની પાછલી અવસ્થાની કૃતિ છે. નાટકકળાનો સંપૂર્ણ વિકાસ આ નાટકમાં દ્દષ્ટિગોચર થાય છે. આ નાટકમાં કરુણરસ પ્રાધાન્ય છે.

લાંબા લાંબા સમાસ ભવભૂતિના નાટકમાં આવવાથી શૈલીમાં કઠણાશ આવવાને લીધે કેટલીક વાર રસક્ષતિ થાય છે ખરી, પરંતુ જે જમાનામાં ભવભૂત થઇ ગયો, તે જમાનાની અસર એમાં જણાઇ આવે છે, એટલે ભવભૂતિ જેવો રસિક કવિ પણ જમાનાની અસરમાંથી બચી શકયો નથી એમ લાગે છે. ભવભૂતની કૃતિમાં આ શિવાય રસભંગ થાય તેવો બીજો કોઇ દોષ જણાઇ આવતો નથી. કાલિદાસની સમાન ભૂમિકાએ પહોંચવા ભવભૂતિ ભાગ્યશાળી થાય છે. એનાં પાત્રો, વસ્તુવિધાન અને વસ્તુવિકાસ આકર્ષક અને રસિક છે. એનાં નાટકો વાંચનારનાં મન ઉપર ધીમી છતાં સચોટ અસર કરે છે.

હર્ષદેવ—

શ્રી અને ધીનો સુયોગ એકજ સ્થળે કવચિત્ જ જોવામાં આવે છે. જે વ્યક્તિમાં આ બે મહાન શક્તિઓનો સુયોગ થયો હોય છે, તેઓ ખરેખરા ભાગ્યશાળી ગણાય છે શ્રી હર્ષદેવ આવા જ ભાગ્ય-શાળી હતા. 'રાજ્યરસિક, શાસ્ત્રરસિક અને સાહિત્યરસિક, ચક્રવર્તિ' હર્ષદેવના પિતા પ્રભાકરવર્ધન થાણેશ્વરના અધિપતિ હતા. પ્રભાકરવર્ધનને રાજ્યવર્ધન અને હર્ષવર્ધન નામના બે પુત્રો હતા, અને રાજ્યશ્રી નામે એક પુત્રી હતી.

પિતાના મરણ પછી રાજ્યવર્ધન પાટવીકુમાર ગાદી ઉપર આવ્યો, પરંતુ હર્ષની વિધાતાદેવી બળવતી હતી. રાજ્યશ્રીને પાંચાલપતિ વેરે પરણાવવામાં આવી હતી. પરંતુ માળવાનો રાજા પાંચાલપતિનો નાશ કરી રાજ્યશ્રીને માળવાનાં કોતરોમાં ઘસડી ગયો, અને ત્યાં તેને ઘણું દુ:ખ દીધું. પોતાની બહેન બંધનમાં પડયાના સમાચાર રાજ્યવર્ધનને મળતાં જ તે મોટું સૈન્ય લઈને માળવાના રાજા ઉપર ચઢી ગયો, અને યુદ્ધમાં માળવાના રાજાનો પરાજય કરીને પોતાની બહેનને દુ:ખમાંથી તેણે છોડાવી. પરંતુ માળવાના રાજાના મિત્ર મધ્ય બંગાલના રાજા શશાંકે પાછા ફરતા રાજ્યવર્ધનને માર્ગમાં જ મારી નાંખ્યો, એટલે રાજ્યશ્રી વિંધ્યાચળનાં જંગલોમાં સંતાઇ ગઇ

મોટા ભાઇના અવસાન પછી હર્ષવર્ધન ઇ. સ. ૬૦૬ માં રાજા થયો. ગાદીએ બેઠા પછી તેણે પોતાના બહેનને વિંધ્યાચળનાં વનમાંથી શોધી કાઢી. પોતાના ભાઇનું વેર લેવાને માટે શશાંકને હરાવી નસાડી મૂકયો. અને તેનું રાજ્ય હર્ષે પોતાના રાજ્યમાં જોડી દીધું.

હર્ષે પાંત્રીસ વર્ષ સુધી યુદ્ધ કરીને હિંદુસ્થાનનો ઉત્તર ભાગ પોતાને સ્વાધીન કર્યો. દક્ષિણમાં નર્મદા નદી હર્ષના રાજ્યની સીમા હતી.

અમલદારો ઉપર વિશ્વાસ રાખીને બેસી રહેવું હર્ષને ગમતું નહોતું. તેણે જાતે જ રાજ્ય ઉપર દેખરેખ રાખવા માંડી.

હર્ષ જાતે જ વિદ્યારસિક હતો, તેથી તેના રાજ્યમાં શિક્ષણ ઉપર સારૂં ધ્યાન અપાતું. તેના દરબારમાં પંડિતોને સારૂં માન મળતું હતું. હર્ષ પોતે જ સારો લેખક હોવાથી તેણે સાહિત્યની અભિવૃદ્ધિને માટે ઘણા પ્રયાસો કર્યા હતા. હર્ષના સમયમાં બાણે કાદમ્બરી લખીને મહત્તા પ્રાપ્ત કરી હતી.

હર્ષે ત્રણ નાટકો રચ્યાં હોય એમ જણાય છે–રત્નાવલિ, નાગાનંદ અને પ્રિયદર્શના. હર્ષની નાટિકાઓની વસ્તુ તદ્દન સાદી, ભાષા સરળ, અને વસ્તુની ખીલવણી રસિક છે.

હર્ષ સંબંધે શ્રી. કેશવલાલભાઇ પ્રિયદર્શના ( પ્રિયદર્શિકા ) ની પ્રસ્તાવનામાં લખે છેઃ–" જ્ઞાતાઓ હર્ષને બીજો અકબર કહે છે. તેઓ નજીકના મોટા શહાનશાહ વિશે જેટલા વાકેફ છે તેટલા જ છેટેના મહાન ચક્રવર્તિ વિશે પણ દૂર દર્શનનાં સાધને વાકેફ થશે ત્યારે ભારતખંડના ઇતિહાસનું એક ગૌરવવાળું પ્રકરણ ફરી લખાશે; અને હર્ષ તે હર્ષ ને અકબર તે અકબર, અથવા તો અકબર બીજો હર્ષ કહેવાશે."

*    *    *    *    *

મહાકવિ ભવભૂતિ અને હર્ષદેવની જે કૃતિઓ કથા રૂપે અત્રે રજુ કરવામાં આવી છે, તે વાંચતાં જ જણાઇ આવશે કે તેમની મૂળ નાટ્ય કૃતિઓ કેટલી રસભર હશે. ભાઇ જીવનલાલની આ દિશાની સાહિત્યસેવા ખરેખર અમૂલ્ય હોઇ ગુ. સાહિત્યમાં અમર રહેશે સંસ્કૃત સાહિત્ય ન વાંચી શકે તેવો વર્ગ 'સંસ્કૃત સાહિત્યની કથાઓ, વાંચીને ભાઈ જીવનલાલનો ખરેખરો ઋણી રહેશે. આવાં પુસ્તકો જો ઉચ્ચ શિક્ષણ માટે પાઠ્યપુસ્તક તરીકે રાખવામાં આવે તો ભવિષ્યમાં સંસ્કૃતનો અભ્યાસ કરતી વખતે વિદ્યાર્થીએને ઘણી સરળતા થાય એ નિર્વિવાદ છે.

તા. ૭–૪–૨૭.

વડોદરા, રતિપતિરામ ઉદ્યમરામ પંડયા.

# ભવભૂતિની નાટયકથાઓ. २३८७१

## (૧) માલતી–માધવ

### પ્રકરણ ૧ લું: પાત્રપરિચય

રાતો પોષાક પહેરેલી ઘરડી બૌદ્ધ આરજા[1] કામન્દકીએ પોતાની શિષ્યા અવલોકિતાને બોલાવીને કહ્યું: " પુત્રિ અવલોકિતા ! "

" શી આજ્ઞા છે ભગવતિ ?" અવલોકિતાએ પ્રણામપૂર્વક પૂછ્યું.

" ભૂરિવસુ અને દેવરાતનાં છોકરાં, માલતી અને માધવનું ઇષ્ટ પાણિગ્રહણ થાય તો સારૂં." કામન્દકી વિચારપૂર્વક બોલી.

" ભગવતિ ! આપ આ મ્હોટા ચિત્તવિક્ષેપમાં પડ્યાં છો. ચીવર[2] માત્રથી વીંટેલાં, ભિક્ષા માત્રથી જ વૃત્તિ ચલાવનારાં, ત્હમારાં જેવાંને પ્રધાન ભૂરિવસુ આવા આયાસમાં નાંખે છે ! અને સંસારની વાસનાથી મુક્ત થયેલું ત્હમારૂં ચિત્ત પણ એવા કામમાં પડે છે ! "

' પુત્રિ ! એમ મા બોલ. પ્રધાન ભૂરિવસુએ આ કાર્ય મ્હને સોંપ્યું છે, અને મ્હેં ત્હેનો સ્વીકાર કર્યો છે, ત્હેનું કારણ અમારો પ્રાચીન પરિચય છે, પરસ્પરનો જૂનો સ્નેહસંબંધ છે. તું કદાચ જાણતી નહિ હોય કે અમે દેશપરદેશના વિદ્યાર્થીઓ સાથે ભેગાં રહેલાં છીએ. તેવામાં જ મ્હારા અને સૌદામિનીના સમક્ષ ભૂરિવસુ અને દેવરાતે પ્રતિજ્ઞા કરેલી કે આપણે અવશ્ય અપત્યસંબંધ કરવો. તેથી વિદર્ભરાજના મંત્રી વિદ્વાન્ દેવરાતે પોતાના પુત્ર માધવને

---

૧. આર્યા–સાધ્વી. ૨ વસ્ત્રનો ટુકડો.

ન્યાયશાસ્ત્ર શીખવા સારૂ કુંડિનપુરથી અહીં-પદ્માવતી મોકલી આપણા પ્રધાન ભૂરિવસુને પૂર્વપ્રતિજ્ઞાનું સ્મરણ કરાવી આપ્યું છે."

"ત્યારે પ્રધાન પોતાની મળે જ માલતીને ત્હેના સાથે ન પરણાવતાં ચોરીથી લગ્ન કરાવવાની ત્હમને ઉતાવળ કરાવે છે ત્હેનું શું કારણ ?" અવલોકિતાએ શંકાશીલ થઇ પૂછ્યું.

"પુત્રિ ! વાત એમ બની છે કે મહારાજાએ પોતાના નર્મ સચિવ નન્દન માટે માલતીનું માગું કર્યું છે. સ્વયં મહારાજાને ના કહેવાય નહિ, તેથી પ્રધાનજીએ બન્નેનાં લગ્ન ગુપ્ત રીતે કરાવી ત્હેમને નસાડી મૂકવાનો પ્રયોગ યોજ્યો છે." કામન્દકીએ સ્ફોટ કરતાં ઉત્તર આપ્યો.

"પરંતુ મ્હોટું આશ્ચર્ય તો એ છે કે પ્રધાન તો માધવનું નામ પણ ન જાણતો હોય એવું એની નિરપેક્ષા ઉપરથી ભાસે છે." અવલોકિતાએ કહ્યું.

"એ ફક્ત ઢોંગ છે. માલતી-માધવનો પ્રેમ જગજાહેર છે. તો અમાત્ય જેવો વિચક્ષણ પુરુષ ન જાણે એ શી રીતે સંભવે ? ત્હેમના આ પરસ્પર પ્રેમને લીધે જ રાજાની આંખે ચઢયા વિના રાજા અને નન્દનની આંખમાં ધૂળ નાંખી, એ બન્નેનો સંયોગ સાધવો સરળ થઇ પડશે." કામન્દકીએ જણાવ્યું.

"હું પણ આપના કહેવાથી અનેક પ્રકારનાં કારણ ખોળી કાઢીને માધવને ભૂરિવસુના મહેલ આગળથી જતા રાજમાર્ગે ઘણી વખત લઇ જાઉં છું." અવલોકિતા બોલી.

"હા, બરોબર. માલતીની સખી લવંગિકાએ આપણને કહ્યું જ હતું કે 'માલતીએ પોતાના મહેલની અગાશીની બારીએથી માધવને ઘણી વાર રાજમાર્ગ ઉપર ચાલતાં જોયો છે; અને ત્હેની

કામદેવ સરખી મનોહર આકૃતિ નિહાળી, રતિ શી માલતી ત્હેનામાં મુગ્ધ થઇ છે—ત્હેને મળવા આતુર થઇ રહી છે.' "

"ખરી વાત. માલતીએ પણ પોતાના વિનોદને સારૂ માધવનું ચિત્ર કાઢયું છે અને તે લવંગિકાએ આજ આપણી દાસી મન્દારિકાને આપ્યું છે." અવલોકિતાએ ખબર આપી.

"લવંગિકાએ એ ઠીક કર્યું; કેમકે માધવનો અનુચર કલહંસક મંદારિકાનો પ્રેમપાત્ર છે. તેથી એ માર્ગે એ ચિત્ર માધવની પાસે જશે અને આપણા ઇષ્ટ કાર્યનો શુભારંભ થશે." કામન્દકીએ પોતાની સંમતિ આપી જણાવ્યું.

"મકરન્દોદ્યાનમાં મદનમહોત્સવમાં માલતી તો જશે જ. એટલે ત્યાં અન્યોન્ય દર્શન થાય એટલા સારૂ માધવને પણ કુતૂહલ ઉત્પન્ન કરીને આજ સવારે મ્હેં ત્યાં જ મોકલ્યો છે." અવલોકિતાએ પોતાની કાર્યદક્ષતા દર્શાવી.

"વારૂ, ધન્ય છે પુત્રિ ! ધન્ય છે. મ્હારૂં પ્રિય કરવાના ત્હારા આવા પ્રયાસોથી મ્હને મ્હારી પહેલાંની શિષ્યા સૌદામિની યાદ આવે છે." કામન્દકીએ શાબાશી આપી.

"વળી, ભગવતિ ! જો માધવનો સહચર અને બાલમિત્ર મકરન્દ નન્દનની બ્હેન મદયન્તિકાને પરણે તો માધવનું બીજું પ્રિય કર્યું ના કહેવાય ?" અવલોકિતાએ ઉત્સાહપૂર્વક જણાવ્યું.

"એ કામને સારૂ મ્હેં મ્હારી પ્રિય સખી બુદ્ધરક્ષિતાને પ્રેરી જ છે." કામન્દકીએ ધીમે રહી ઉત્તર આપ્યો.

આ પ્રમાણે વાતચીત કરી બન્ને જણાં માલતીનું મન માધવ ઉપર ચોક્કસ રીતે ચ્હોંટી જાય, અને બન્નેનો જલદીથી સંયોગ થાય એવું દુતીકાર્ય ગોઠવી કાઢવા માટે મસલત કરવા લાગ્યાં.



# પ્રકરણ ૨ જું: તારામૈત્રક અને સ્નેહસિંચન

ઉપર જણાવ્યું કે અવલોકિતાએ મકરન્દોદ્યાનમાં મદન-મહોત્સવમાં જવા માટે માધવને પ્રોત્સાહન કર્યું હતું. તે પ્રમાણે સવારમાં માધવ ઉદ્યાનમાં ગયો. ત્યાં ફરતો ફરતો તે કામદેવના મંદિર આગળ આવ્યો, અને પરિશ્રમ ઉતારવા માટે મંદિરના આંગણામાં ઉગેલા એક ન્હાના સુગંધિ બોરસળીના વૃક્ષના ક્યારાની કોરે બેઠો. ત્યાં બેઠાં બેઠાં ત્હેણે આજુબાજુ પડેલાં ફુલ વીણી લઈને એક સુંદર હાર ગુંથવા માંડ્યો. થોડીવાર થઇ એટલામાં જગતના વિજયને અર્થે કામદેવની જાણે ચાલતી ધ્વજા હોય એવી બાલપણને યોગ્ય વસ્ત્રાભૂષણથી જેની કૌમારાવસ્થા જણાઇ આવતી હતી એવી, ઉમદા કાન્તિવાળી એક બાલિકા દાસીઓ સાથે મંદિરમાંથી નીકળી. ત્હેના અંગેઅંગમાં પ્રેમની ખુમારી દેખાતી હતી. સખીઓના આગ્રહને માન આપી તે તે જ બોરસળીના વૃક્ષ પાસે ફુલ વીણવા આવી. ત્હેની સખીઓ એકાએક માધવને ત્યાં જ બેઠેલો જોઇને તાળી પાડી પાછી ફરીને પેલી બાલિકા પાસે આવી, "માલતી બ્હેન, અહીં કોઈ કોઇનું કોઇક બેઠું છે," એમ કહી માધવ તરફ આંગળીઓ કરવા લાગી.

માલતીએ વક્ર દૃષ્ટિ કરી માધવ તરફ જોયું. માધવ પણ આ બાલિકાઓનો મધુર અવાજ સાંભળીને તેમના તરફ જોતો હતો. બન્નેની દૃષ્ટિ મળી અને તારામૈત્રક રચાયું. માલતીના મુખ પર લજ્જાના શેરડા પડ્યા. સખીઓ કટાક્ષ કરી મંદ હાસ્ય કરવા લાગી. માધવે નીચું જોયું. જેમ લોહચુંબક લોહધાતુને આકર્ષે, તેમ આ પ્રથમ દર્શને જ માધવનું હૃદય માલતી તરફ આકર્ષાયું. તે માલતીના પ્રેમનો ઉપાસક બન્યો. ત્હેણે શરૂ કરેલો હાર હવે પહેલાંની

કુશળતાપૂર્વક તે ગુંથી શક્યો નહિ, જેમ તેમ કરીને હાર પૂરો કરવા ત્હેની આંગળીઓ પ્રયત્ન કરવા લાગી. માલતીની સ્થિતિ પણ તેવી જ થઇ. હવે ત્હેનાથી ધ્યાનપૂર્વક ફુલ વીણી શકાયાં નહિ. એક બે ફુલ વીણે અને નીચી ઉંચી, આડી અવળી થઇ માધવ તરફ કટાક્ષ નાંખે. જો બન્નેની આંખ મળી જાય તો પોતે નીચું જોઇ લેતી. થોડી વારમાં ત્હેની હાથણી ત્યાં આવી પહોંચી. ત્હેના પર સખીઓ સાથે બેસી માલતી ઘર તરફ ચાલી નીકળી. જતાં જતાં તે વાંકી વળી માધવ તરફ જોતી ગઇ.

માલતીની સખી લવંગિકા હાથણી પર ન બેસતાં પાછળ રહી હતી. માલતીને આ પ્રેમાવસ્થામાં ત્હેનું ભાન પણ રહ્યું ન હતું. માલતીના ચાલી ગયા પછી ફુલ વીણતાં વીણતી તે માધવ પાસે આવી અને તેના હાથમાં ફુલની માળા જોઇ કહેવા લાગી: "મહાભાગ ! સુશ્લિષ્ઠ ગુણને[૧] લીધે આ ત્હમારો સુમનનો[૨] સંયોગ રમણીય ભાસે છે; અમારા નાથની પુત્રી કુસુમવ્યાપારમાં[૩] નવીન જ છે તેથી તે ઘણી આતુર[૪] છે, માટે આ ચતુરાઇ કૃતાર્થ થાઓ, વિધાતાની[૫] નિર્માણ નિપુણતા ફળો, અને આ સરસ[૬] માળા અમારી ભર્તૃદારિકાના કંઠાલંબનની મહત્તાને પ્રાપ્ત થાઓ !"

આ બાલિકાની સુંદર અને શ્લેષયુક્ત વાણી સાંભળીને માધવ આશ્ચર્યમાં ગરક થયો. ત્હેણે આનાકાની કર્યા વિના પેલી ફુલની માળા ગળેથી ઉતારી લવંગિકાને આપતાં પુછ્યું: " હાથણી ઉપર બેસીને ગઇ એ બાલિકા કોણ ને ત્હેનું નામ શું ?"

---

૧ સદ્ગુણો; દોરો ૨. ઉમદા મન; ફુલો.

૩ પ્રેમના વિષયમાં; ફુલગુંથણીમાં.

૪ ઉતેજાર; પ્રેમપીડિત. ૫ બ્રહ્મા; રચનાર, અર્થાત્ હાર ગુંથનાર માધવ. ૬. સુંદર; રસિક.

" આયુષ્યમાન ! એ અમાત્ય ભૂરિવસુની પુત્રી માલતી છે. હું એની વિશ્વાસપાત્ર દૂધબ્હેન લવંગિકા છું." આટલું બોલી માળા હાથમાં વઇ લવંગિકા ચાલતી થઇ અને થોડીવારમાં મેળાના લોકોમાં અદૃશ્ય થઇ ગઇ.

હજી માધવને માલતીના પ્રેમ વિષે પૂરેપૂરી ખાત્રી થઇ નહતી. એજ સ્થળે બેઠો બેઠો ક્ષણમાં બનેલી સર્વ ઘટના વિષે તે વિચાર કરતો હતો. લગભગ મધ્યાહ્ન થવા આવ્યો હતો એટલામાં અવલોકિતાના કહેવાથી માધવનો મિત્ર મકરન્દ ત્યાં આવી પહોંચ્યો. માધવ તરફ જોઇ, મકરન્દ ત્હેના મનનો ભાવ કળી ગયો અને ધીમેથી પૂછ્યું: " પ્રિય મિત્ર માધવ ! નગરની સર્વ અંગનાઓએ કરેલો આ મહોત્સવ જોયા પછી મ્હને તું કેવળ બદલાઇ ગયેલો લાગે છે ! સહેજ પણ રતિવલ્લભના[1] સપાટામાં તો નથી આવી ગયોને ?"

માધવે કાંઇ પણ ઉત્તર ન આપતાં લજ્જાથી મસ્તક નીચું નમાવી દીધું. મકરન્દ ત્હેના હૃદયનો ભાવ સમજી ગયો અને કહેવા લાગ્યો. " માધવ, એમાં શરમાય છે શા માટે ? આ કામદેવના બાણથી મ્હોટા મ્હોટા ઋષિમુનિઓ, અરે ભગવાન શંકર જેવા પણ, મ્હાત થયા છે, તો આપણે મનુષ્યો શા હિસાબમાં ? શા માટે શરમાઇને મ્હોં નીચું ઘાલી દે છે ? જે સત્ય હકીકત હોય તે વિના સંકોચે મ્હને કહે. મિત્ર સિવાય હૃદય ખોલવાનું બીજું એકે યોગ્ય સ્થાન આ જગત્માં નથી."

ત્હેના પ્રોત્સાહક શબ્દોથી પ્રેરાઇને માધવે માલતી વિષેની સર્વ હકીકત મકરન્દને કહી. મકરન્દે આનન્દપૂર્વક સંમતિ આપી જણાવ્યું: " પ્રિય મિત્ર, માલતી પ્રેમાસક્ત છે એ ત્હેના મુખની પાણ્ડુતા

---

૧. કામદેવ.

ઉપરથી સ્પષ્ટ જણાય છે. ત્હેનો પ્રેમ ત્હારે માટે જ હોવો જોઇએ એમ હવે હું નિર્વિવાદપણે કલ્પી શકું છું. નથી સમજાતું માત્ર એટલું જ કે એણે ત્હને પ્રથમ ક્યાં જોયેલો."

આ પ્રમાણે બન્નેની વાતચીત ચાલતી હતી એટલામાં માધવના અનુચર કલહંસકે એક ચિત્રપાટી આણી આ બન્ને મિત્રો સમક્ષ મૂકી.

"કલહંસક! આ માધવનું ચિત્ર કોણે કાઢ્યું?" મકરન્દે પ્રશ્ન કર્યો.

"જેણે એનું હૃદય હર્યું છે ત્હેણે જ." કલહંસકે ઉત્તર આપ્યો.

"શું માલતીએ જ?" મકરંદે આશ્ચર્ય સાથે પુનઃ પ્રશ્ન કર્યો.

"હા, જી." કલહંસકે ટુંકો ઉત્તર આપ્યો. અને તે બન્નેની મુખમુદ્રા તરફ જોવા લાગ્યો.

"મિત્ર મકરન્દ! ત્હારી કલ્પના ખરી પડી." માધવે ઉલ્લાસપૂર્વક કહ્યું.

"તું એ ક્યાંથી લાવ્યો, કલહંસક?" મકરન્દે જિજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો.

"મ્હેં મન્દારિકા પાસેથી આણ્યું, અને એ લવંગિકા પાસેથી લાવી છે." કલહંસકે કહ્યું.

"માલતીને માધવનું ચિત્ર કાઢવાનું શું પ્રયોજન, તે કંઇ મન્દારિકાએ જણાવ્યું?" મકરન્દે આતુરતાથી પૂછ્યું.

"ઉત્કંઠાવિનોદને સારૂ." કલહંસકે ઉત્તર આપ્યો.

"મિત્ર માધવ! હવે તું ધીરજ ધર. જે ત્હારાં નયનોમાં શીતળ અમૃતવર્ષા કરે છે, ત્હેના જ મનોરથો ત્હારા પર અવલંબી રહેલા છે. સ્વયં વિધાતા અને કામદેવ બન્ને ત્હમારો સમાગમ કરાવવા તત્પર થયા લાગે છે! પણ ત્હારા મનને વિક્ષિપ્ત કરનાર માલતીનું

રૂપ પણ ખરેખર દર્શનીય છે, માટે આ ચિત્રપાટી પર બાજુએ હેનું ચિત્ર પણ તું કાઢ."

મકરન્દના આગ્રહથી માધવે પોતાનાં ચિત્રનાં સાહિત્યો મંગાવી એ જ પાટી પર પોતાની બાજુએ માલતીની પ્રતિકૃતિ દોરી, અને નીચે પોતાના અંતરનો ભાવ વ્યક્ત કરતી કવિતાની એક ટુક લખીઃ

"વિજયી જગમાં, ઝાઝી વસ્તુ વિધુની કલાદિ છે,
પ્રકૃતિ મધુરી બીજી વસ્તુ ખુશી મનને કરે;
પણ જગવિષે આવી દૃષ્ટે વિલોચનચન્દ્રિકા,
મુજ જનમમાં, તે છે, રૂડો મહોત્સવ સર્વદા."

[ મ૦ ન૦ દ્વિવેદી. ]

એટલામાં મન્દારિકા ત્યાં આવી પહોંચી. પણ માધવ અને મકરન્દને ત્યાં બેઠેલા જોઇ જરા લજવાતી કહેવા લાગી, "કલહંસક ! મ્હારી ચિત્રપાટી લાવ."

માધવે ચિત્રપાટી ત્હેને આપી, તે ઉપર માલતીનું ચિત્ર જોઇ તે બોલી ઉઠીઃ 'કલહંસક ! કોણે, શા પ્રયોજનથી, અહીં માલતીનું ચિત્ર કાઢ્યું ?"

"જેનું જે નિમિત્તથી માલતીએ ચિત્ર કાઢ્યું છે ત્હેણે જ." કલહંસકે ધીમેથી હસતાં હસતાં જવાબ આપ્યો.

"સદ્‌ભાગ્યે પ્રજાપતિની ચતુરાઇનું ફલ હવે પ્રકટ થયું ખરૂં." એમ મનમાં બોલતી, તથા હરખાતી હરખાતી મન્દારિકા ચિત્રપાટી લઇ ત્યાંથી ચાલી નીકળી અને લવંગિકાને મળવા માટે ત્હેણે માલતીના ઘરનો રસ્તો લીધો.

મન્દારિકાના ગયા પછી બન્ને મિત્રો ઘર તરફ જવા નીકળ્યા.

\+ + + +

મન્દારિકાએ ચિત્રપાટી કલહંસક પાસેથી લઇ લવંગિકાને આપી. હવે લવંગિકા માધવે ગુંથેલી પેલી પુષ્પમાળા તથા આ ચિત્રપાટી લઇ માલતી પાસે ગઇ. માલતી સર્વ દાસીઓને રજા આપી, લવંગિકાને સાથે લઇ અગાશીમાં ચાલી ગઇ. ત્યાં પ્રથમ પુષ્પમાળા વિષેનો સર્વ વૃત્તાંત લવંગિકાએ ત્હેને કહી સંભળાવ્યો, અને માળા ત્હેના કંઠમાં પહેરાવી. માલતીએ તે માળા હાથમાં લઇ તપાસી અને કહ્યું: " લવંગિકા ! આ માળાનો એક ભાગ બરોબર ગુંથાયલો નથી. "

"ત્હેથી આ માળામાં જે અરમણીયતા આવી છે ત્હેમાં વાંક ત્હારો જ છે." લવંગિકાએ સ્મિતપૂર્વક કહ્યું.

"કેમ વારૂ ?" માલતીએ આશ્ચર્યથી પૂછ્યું.

" કેમકે દૂર્વાના કોમળ અંકુર જેવા શ્યામ અંગવાળા માધવને ત્હેં જ એવો વ્યાકુળ કરી નાંખ્યો હતો." લવંગિકાએ ઉત્તર આપ્યો.

બન્ને સખીઓ હસી, અને પરસ્પર ભેટી ભડી.

માલતીની નજર એકાએક પેલા ચિત્ર ઉપર પડતાં ત્હેને અતિશય આનંદ થયો. ચિત્રની નીચે લખેલી કવિતાની ટુક વાંચી તે બોલી ઉઠી: " હે મહાભાગ! ત્હમારા બોલ તો ત્હમારા રૂપ જેવા જ મીઠા છે; પણ ત્હમારૂં દર્શન તો ત્હમને જોતાં સુધી જ મનને આનંદ ઉપજાવી પરિણામે અત્યંત સંતાપકારક લાગે છે. જે કુમારિકાઓએ ત્હમને દીઠા નથી, અથવા જોયા પછીથી પણ જેઓ પોતાના હૃદય વશ રાખી શકી હશે, ત્હેમને ધન્ય છે. "

એટલામાં અવલોકિતાને સાથે લઇ કામન્દકી નીચે પ્રમાણે બોલતી માલતીની અગાશી તરફ આવી: " ધન્ય છે, મિત્ર ભૂરિવસુ ! ધન્ય છે ! 'ત્હમારી કુમારિકાના ત્હમે ધણી છો' એવું આ

લોક તથા પરલોકને અવિરુદ્ધ વચન ત્હેં યોજ્યું. વળી, મદનોદ્યાનમાંના આજના વૃત્તાન્ત ઉપરથી વિધિની અનુકૂળતાનું અનુમાન થાય છે. બોરસળીની માળા તથા ચિત્રપાટી વગેરેના કાર્યથી અત્યંત પ્રમોદ થાય છે. અન્યોન્યાનુરાગ એ વિવાહમાં અમૂલ્ય મંગલ છે, અને અંગિરસે પણ એમ જ કહ્યું છે કે ‘ જેની ઉપર મન અને ચક્ષુ બન્નેનો પ્રેમ ચ્હોંટયો હોય તે જ કલ્યાણ કરશે.’ ”

પાસે આવતાં માલતી નમ્રતાપૂર્વક બોલી: “ ભગવતિ ! વંદન કરૂં છું. ”

“ મહાભાગે ! ત્હને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાઓ.” કામન્દકીએ આશીર્વાદ આપ્યો.

“ ભગવતિ ! કુશળક્ષેમ તો છો ને ? ” માલતીએ પ્રશ્ન કર્યો.

“ કુશળ જેવું છે ખરૂં. ” કામન્દકીએ નીસાસો નાંખતાં કહ્યું.

“ અત્યંત અશ્રુના પ્રવાહને અટકાવવાથી ગળગળા થઇ ગયેલા ગળામાં ચ્હોંટી રહેલા હોય એવા ભગવતીના બોલ આજ કાંઇ જુદા જ નીકળે છે, તે શા ઉદ્વેગના કારણથી હશે વારૂ ? ” લવંગિકાએ આશ્ચર્યપૂર્વક પૂછયું.

“ આ મ્હારાં જીર્ણ ચીવરને વિરુદ્ધ પરિચયથી જ.” કામન્દકીએ ફરી નિઃશ્વાસ નાંખતાં જણાવ્યું.

“ કેમ વારૂ ? ” લવંગિકાએ પ્રશ્ન કર્યો.

“ અરે કેમ નથી જાણતી કે કામદેવના વિજયી બાણ સમું આ મનોહર શરીર અયોગ્ય ધણીને સોંપવાથી ત્હેના સઘળા ઉત્કૃષ્ટ ગુણો નષ્ટ થશે.” કામન્દકીએ જણાવ્યું.

“ હા, રાજાનું કહેવું માનીને પ્રધાને માલતીનો નન્દન સાથે વિવાહ કર્યો, તેથી બધા લોક એમની નિન્દા કરે છે. એવા ઘરડા

અને વરવા વરમાં શા ગુણ ભર્યા છે તે પ્રધાને કેમ ના વિચાર્યું ?" લવંગિકાએ કહ્યું.

આ વૃત્તાન્ત સાંભળી માલતીના હૃદયમાં અત્યંત શોક થયો. તે મનમાં બોલવા લાગી: 'શું પિતાએ રાજાને મ્હારૂં બલિદાન આપ્યું ? રાજાની પ્રીતિ પિતાને વ્હાલી છે, પણ માલતી નથી ! અહા, આ અનર્થરૂપી વજ્રના પ્રહારથી હું અભાગણી મરૂં છું. અહો પિતા ! પિતા ! ત્હમે મ્હને આમ છેક ગણકારતા નથી, ત્યારે ત્હમારા સ્વાર્થની ઇચ્છા જ પ્રબળ જણાય છે. ખેર !'

" પણ ભગવતિ ! પ્રિય સખીને આ જીવતા મોતમાંથી ઉગારો. એ પણ ત્હમારી પુત્રી જ છે." લવંગિકાએ આજીજીપૂર્વક કહ્યું.

" અરે અજ્ઞાન ! આમાં તે મ્હારે—ભગવતીને શું કરવાનું છે ? કુમારિકાઓ મુખ્યત્વે કરીને પોતાનાં માબાપ અને દૈવને તાબે છે. વળી શકુન્તલા દુષ્યન્તને તથા અપ્સરા ઉર્વશી પુરૂરવાને પરણ્યાં એવું જે આખ્યાન જાણનારા કહે છે તે, તથા સંજયરાજા વેરે પિતાએ પરણાવેલી છતાં પણ વાસવદત્તા મહારાજા ઉદયનને પરણી તે સર્વે સાહસ કાર્ય જેવું ભાસે જ છે એટલે એ ઉપદેશ કરવાની જરૂર નથી. રાહુ સાથે કદિ પણ શશિકલાનો યોગ સંભવે જ નહિ." ભગવતીએ માલતીને આમ ગર્ભિત સૂચન કર્યું.

આ પ્રમાણે વાતચીત કરી કામન્દકી અને અવલોકિતા પોતાના વિહાર તરફ જવા નીચે ઉતર્યાં.



# પ્રકરણ ૩ જું: મકરન્દ અને મદયન્તિકા

હવે માલતી અને માધવને અન્યોન્યના પરિચયમાં આણવા માટે કામન્દકીએ એક યુક્તિ રચી. શિવરાત્રીનો દિવસ હતો, તેથી ત્હેણે માલતીને સાથે લઇ શંકરના મંદિરે જવાની ગોઠવણ કરી; અને ત્હેને સમજાવ્યું કે 'પોતાને હાથે વીણેલાં ફુલ દેવને ચઢાવવાથી સૌભાગ્ય વધે છે.' વળી ત્હેણે અવલોકિતા મારફતે માધવને પણ શંકરના મન્દિર પાસેના કુસુમાકર બાગમાં અશોકવૃક્ષની ઘટામાં બેસવા સૂચના મોકલી હતી. તે પ્રમાણે નિર્દિષ્ટ સમયે માધવ કુસુમાકર બાગમાં આવ્યો, અને કહેલે સ્થળે જઇને બેઠો.

થોડી વારમાં કામન્દકી, માલતી, લવંગિકા વગેરે મંડળી શંકરના મંદિર પાસે આવી પહોંચી. કામન્દકીના કહ્યા પ્રમાણે માલતી કુસુમાકર બાગમાં આમ તેમ ફુલ વીણવા લાગી. માલતીનું સૌન્દર્ય નીહાળવાનો આથી વધારે અનુકૂળ પ્રસંગ માધવને ભાગ્યે જ મળી શકત. આ પ્રસંગનો ત્હેણે પૂરેપૂરો ઉપયોગ કર્યો.

માલતીએ થોડાં ઘણાં ફુલ વીણ્યાં એટલે કામન્દકીએ ત્હેને પાસે બોલાવી, ત્હેની હડપચી ઉંચી કરી કહ્યું: "બેસ, હું કાંઈક કહેવા ઇચ્છું છું ત્હને."

"તત્પર છું, ભગવતિ!" માલતીએ તરત જવાબ આપ્યો.

"મ્હેં એક વખત પ્રસંગોપાત્ત કહ્યું હતું કે માધવ કરીને એક કુમાર છે, અને તે ત્હારી પેઠે મ્હારા હૃદયનો બીજો આધાર છે." કામન્દકીએ એ વાતનો આરંભ કર્યો.

"એ વાત અમને યાદ છે." લવંગિકાએ ઉત્તર આપતાં કહ્યું.

કામન્દકીએ આગળ ચલાવ્યું: " મદનોદ્યાનની યાત્રાના દિવસથી ત્હેનું મન મુંઝાય છે, અને તે શરીરની પીડાને લીધે ગાંડા જેવો થઇ ગયો છે. તે જો કે શરીરે સુકાતો જાય છે, તો પણ ત્હેની કાંતિમાં વધારો થતો જાય છે. ત્હેની આ અસ્વસ્થ સ્થિતિનું કારણ માલતી જ છે એમ મ્હને ખબર પડી છે. ત્હેની સ્થિતિ હાલ એવી ભયંકર થતી જાય છે કે એ સુકુમાર કુમાર કદાચ મૃત્યુ પણ પામે ! "

આ સાંભળી માલતી એકાએક ગભરાઇ, અને લવંગિકાના કાનમાં કહેવા લાગી : " સખિ ! એ સર્વ લોકના અલંકારરૂપને મ્હારે લીધે કાંઇ અનિષ્ટ થશે, એવું ભગવતીએ સૂચવ્યું તેથી મ્હને બ્હીક લાગે છે. ત્યારે હવે શી વલે થશે ? "

લવંગિકાએ ત્હેને સાંત્વના આપી, અને કામન્દકીને કહ્યું:- " ભગવતી, આટલું બોલ્યાં ત્યારે હવે હું કહું તે પણ સાંભળો. અમારા નાથની પુત્રી પણ એમનું-મહેલની પાસેના રાજમાર્ગના અલંકારરૂપનું-વારંવાર દર્શન કર્યા પછી સૂર્યના કિરણને સહન કરી સુકાતા કમળના કંદ જેવાં સુંદર અવયવોની શોભાથી જણાતી અનંગવેદનાએ કરીને વિશેષ રમણીય દેખાતાં છતાં સેવક જનને ઘણી સંતાપે છે. તે કંઇ પણ રમત રમતી નથી, અને માત્ર કોમળ હાથ પર ગાલ ટેકવીને આખો દિવસ ગાળે છે. પેલી યાત્રાને દિવસે એણે અન્યોન્ય દર્શનનું સુખ અનુભવ્યું, ત્યારથી એની પીડા અત્યંત દુ:સહ થતી જાય છે. ભગવતિ ! હવે વસન્ત ઋતુ બેસશે. એની રાત્રિઓ મ્હારી પ્રિય સખીને અત્યંત દુ:ખદાયક જ થઇ પડશે એમ મ્હને ભીતિ રહે છે. "

" લવંગિકા ! બન્નેનો પરસ્પર પ્રેમ જોઇ અતિશય આનંદ થાય

છે; પરંતુ પરિસ્થિતિ નિહાળી હૃદય ચીરાઇ જાય છે." કામન્દકીએ મનોભાવ વ્યક્ત કર્યો.

અહિં આ પ્રમાણે વાર્તાલાપ ચાલતો હતો, એટલામાં એકાએક ભયની બૂમ સંભળાઇ :

"અરે શંકરના મન્દિર પાસેના બાગમાં બેઠેલાં જનો ! જુવાનીના તોરથી મદમાતા અતુલ અહંકારવાળા આ વાઘે લોઢાનું પાંજરૂં ભાંગી નાંખ્યું છે, ને પોતાને બાંધેલી સાંકળો તોડી નાંખી છે. પોતાની યથેચ્છ પ્રવૃત્તિમાં એના સ્થૂલ તથા લાંબી પૂંછડારૂપી ધ્વજાને હલાવવાથી એનું શરીર કેવું વિકરાળ દીસે છે ! એણે મઠમાંથી નીકળતામાં જ અનેક માણસોને મારી નાંખ્યા છે. પ્રાણીઓનાં અંગનાં હાડકાં ચાવતાં ચાવતાં, એના આડીયા જેવા કઠણ દાંતના કકડા થવાથી એનું મ્હોં ભયંકર લાગે છે ! ક્રૂર વજ્રના સપાટા જેવા અતિ વિકટ ઝપાટાની ચોટથી ઉથલાવી પાડેલા અનેક માણસ તથા ઘોડાના માંસથી પૂર્ણ, ગુફા જેવા, ગળાના મન્દ ઘરઘરાટથી મિશ્ર, હુંકાર શબ્દના મ્હોટા પ્રતિશબ્દ વડે કરીને, હજારો લોકોનાં ટોળાંને એ બ્હીવરાવીને નસાડી મૂકે છે. અને કઠણ તથા ખરપડા જેવા નખથી ચીરી નાંખેલાં પ્રાણીઓનાં ગાત્રમાંથી નીકળતા લોહીનો વાટમાં કીચડ કરતો કરતો આ દુષ્ટ વાઘ ક્રોધાયમાન થયેલા યમની ગરજ સારે છે......"

આ પ્રમાણે એક પછી એક વાક્ય બોલતી ભયભીત થયેલી બુદ્ધરક્ષિતા આ મંડળી બેઠી હતી ત્યાં આવી પહોંચી, અને હાંફતી હાંફતી કહેવા લાગી: "પ્રિય સખી મદયન્તિકાનું રક્ષણ કરો ! કોઇ ધાઓ રે ધાઓ ! કેટલાક પરિજનને નસાડી મૂકીને તથા કેટલાકને મારી નાંખીને આ દુષ્ટ વાઘ આપણી પ્રિય સખી તથા અમાત્ય નન્દનની બ્હેન મદયન્તિકાને મારી નાંખે છે।"

બુદ્ધરક્ષિતાનું બોલવું પૂરૂં થયું ન હતું, એટલામાં પાછળ અશોક કુંજમાં બેસી કામન્દકી અને લવંગિકાનો સંવાદ સાંભળતો માધવ એકદમ છલંગ મારી આગળ કૂદી આવ્યો અને "બુદ્ધરક્ષિતા! કયાં છે એ? કયાં છે?" એમ બોલવા લાગ્યો.

"મહાભાગ! બગીચાની બ્હારના રસ્તાને મ્હોડે જ છે." બુદ્ધરક્ષિતાએ તરત જવાબ આપ્યો.

માધવ બહાદુરીથી તે તરફ ચાલ્યો.

ત્યાં માધવને જોઇ માલતી જરા લજવાતી મનમાં બબડી: "અહો! આ પણ અહિં જ છે કે!"

માધવ વાઘ પાસે જઇ પહોંચે, તે પહેલાં તો ત્હેના મિત્ર મકરન્દે આવીને વાઘને માર્યો, અને મદયન્તિકાને ઉગારી. પરંતુ વાઘના નખના પ્રહાર થવાથી મકરન્દના શરીરમાંથી લોહી વહેતું હતું; તે એકાએક મૂર્ચ્છિત થઇને નીચે પડયો. કામન્દકી વગેરે સર્વ મંડળી ત્યાં જઇ પહોંચી.

"શું મૂર્ચ્છા પામી ગયો? ભગવતિ! મ્હારૂં રક્ષણ કરો!" એમ આવેશમાં બોલતો માધવ પણ મૂર્ચ્છાને વશ થયો.

"ભગવતિ! કૃપા કરીને સાહાય્ય કરો અને મદયન્તિકાને માટે પોતાના જીવને જોખમમાં નાંખી, દુઃખીજનના દુઃખમાં ભાગ લેનાર આ મહાભાગને ઉગારો!" મદયન્તિકાએ આજીજી કરી.

કામન્દકીએ પોતાના કમંડલુમાંથી બન્નેના મુખ ઉપર પાણી છાંટયું અને માલતી, લવંગિકા તથા મદયન્તિકા પોતાની સાડીના છેડા વડે ત્હેમને વાયુ નાંખવા મંડી. થોડી વારમાં બન્નેને શાન્તિ વળી. માધવ ઉઠયો અને "સાહસિક મિત્ર! આમ આવ" એમ કહી મકરન્દને ભેટી પડયો.

મદયન્તિકા અને મકરન્દનો પરસ્પર સમાગમ તથા ચક્ષુરાગ જોઈને કામન્દકીને અત્યંત આનંદ થયો. તે બોલી: "વત્સ મકરન્દ! મદયન્તિકાનો જીવ બચાવવા સારુ, આ પ્રસંગે દૈવે ત્હને જ ક્યાંથી મોકલ્યો?"

મકરન્દે ઉત્તર આપ્યો: "આજ મ્હેં નગરમાં કંઇક વાત સાંભળી. તે ઉપરથી માધવને ઘણી ચિન્તા થશે એમ જાણી, અવલોકિતા પાસેથી કુસુમાકરોદ્યાનનો વૃત્તાંત જાણી લઇ, ઉતાવળો ઉતાવળો હું આવતો હતો. એટલામાં વાઘના હાથમાં પડેલી આ કુલીન કન્યાને મ્હેં દીઠી, એટલે એનું રક્ષણ કર્યું."

મકરન્દનાં વચન સાંભળી માલતી અને માધવ બન્ને વિમાસણમાં પડી ગયાં. પણ એટલામાં નગરમાંથી એક પુરુષ આવી મદયન્તિકાને કહેવા લાગ્યો: "પુત્રિ મદયન્તિકા! ત્હારા મ્હોટા ભાઇ અમાત્ય નન્દને કહાવ્યું છે કે ભૂરિવસુની ઉપર ભારે ભરોસો રાખી, તથા આપણા પર કૃપા કરીને મહારાજે પોતે જ આપણે ઘેર આવી, માલતીનો વિવાહ કર્યો છે, માટે તું પણ આનંદમાં ભાગ લેવા ચાલ."

આ શબ્દો સાંભળી માલતી અને માધવને મસ્તક ઉપર એક કારી ફટકો લાગ્યા જેવું થયું.

મદયન્તિકા માલતીને હર્ષથી ભેટી પડી અને બોલી: "સખિ માલતિ! એક જ નગરમાં રહીને ધૂળમાં રમુ કરવાના કાળથી જ તું મ્હારી પ્રિય સખી તથા બ્હેન તો હતી જ, અને વળી હવે તો અમારા ઘરનું આભૂષણ થઇ."

"પુત્રિ મદયન્તિકા! ત્હારા ભાઇનો માલતી સાથે વિવાહ થયો એ બહુ સારૂં થયું." કામન્દકીએ માર્મિકતાથી કહ્યું.

"એ બધું આપના આશીર્વાદનું જ પરિણામ છે." મદયન્તિકાએ નમ્રપણે ઉત્તર આપ્યો.

"સખિ બુદ્ધરક્ષિતા! ચાલ હવે વિવાહમહોત્સવમાં જઇએ." એમ કહી મદયન્તિકાએ ત્હેના હાથ પકડી ખેંચવા માંડી.

"પણ સખિ! મ્હને જીવાડનાર આ કમલનયન મ્હને ફરીથી મળશે કે નહિ?" તે જતાં જતાં વચમાં બોલી ઉઠી.

"એ વાત દૈવની અનુકૂળતાને આધીન છે." બુદ્ધરક્ષિતાએ જવાબ આપ્યો. બન્ને જણાં આવેલા પુરુષ સાથે ચાલી નીકળ્યાં.

હવે માધવને અત્યંત ખિન્ન થયેલો જોઇ કામન્દકી ત્હેના મનનો ભાવ સમજી બોલી: "આયુષ્મન્! હું ત્હને એમ પૂછું છું કે ભૂરિવસુ પોતે જ માલતી આપણને આપશે એમ તું ધારતો હતો?"

"ના ના." માધવે લજવાતાં ઉત્તર આપ્યો.

"ત્યારે પહેલાંના કરતાં હાલ ત્હારી અવસ્થામાં કશો ફેરફાર થવો ન ઘટે." કામન્દકીએ આશ્વાસન આપતાં કહ્યું.

"એનો વિવાહ પહેલાં કરેલો ન હતો, માટે શંકા કરવાનું કારણ?" મકરન્દે અધીરાઇથી વચમાં કહ્યું.

"એ બધી વાત હું સમજી. આટલું તો બધાંય લોક જાણે છે કે નન્દનને સારૂ માલતીનું માગું કરતી વેળાએ રાજાને ભૂરિવસુએ કહ્યું હતું કે 'ત્હમારી કન્યાના ત્હમે ધણી છો.' હવે આ શબ્દોનો અર્થ બરોબર સમજી લ્યો. રાજાએ પોતે જ આજ માલતીનો વિવાહ કર્યો એવું આ પુરુષે કહ્યું. પણ વત્સ! પ્રાણી માત્રનો વ્યવહાર વચન ઉપર જ ચાલે છે. પુણ્ય-પાપના હેતુ પણ વચનમાં જ રહ્યા છે, અને સઘળું વચનને જ આધીન છે. ઉપર કહેલું

ભૂરિવસુનું વચન અસત્ય જ હતું. શું માલતી મહારાજની કન્યા છે? તેમ જ રાજાની મરજી મુજબ કન્યાદાન કરવું એવો ધર્મોપદેશ પણ નથી. તેથી આ બધી બીના ઉપર કાંઇ વિશેષ લક્ષ આપવાની જરૂર નથી. વળી વત્સ! મ્હને તું અસાવધ શા માટે ધારે છે?"

એટલામાં એક સેવક માલતીને બોલાવવા ત્યાં આવ્યો. તેથી સર્વે ઘર તરફ જવા ઉઠયાં.

"અરેરે! માધવનો માલતી સાથે મેળાપ આટલે સુધી જ!" માધવે મનમાં બબડી એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

"મહાભાગ! નયનાનંદ! હવે દર્શન થવાની શી આશા!" જાણે ઉત્તર આપતી હોય તેમ માલતી પણ નીસાસો નાંખતી મનમાં બોલી, અને પોતાની જાતને ધિક્કારવા લાગી. બન્ને જણાં એક લાચાર દૃષ્ટિપાત કરી છૂટાં પડયાં.

## પ્રકરણ ૪ થું : માલતી વિપત્તિમાં

કામન્દકીએ દીલાસો આપ્યા છતાં પણ માધવના મનમાં સંતોષ થયો નહિ. ત્હેને લાગ્યું કે હવે માલતી સર્વથા ગઇ. તેથી ત્હેણે અમાનુષિક ઉપાયો લેવાનો વિચાર કર્યો. એક દિવસ માધવ હાથમાં તલવાર લઇને મનુષ્યમાંસનું બલિદાન આપવા માટે શ્મશાન તરફ ચાલ્યો. વખત સંધ્યાકાળનો હતો. ત્હેના અંતરસાગરમાં માલતીના પ્રેમના તરંગો ઉછળી રહ્યા હતા. મદનોદ્યાનના પ્રસંગો ત્હેની સ્મૃતિમાં કોતરાઇ ગયા હતા. પણ એ સર્વ ભૂતકાળની વાતો વિચારતાં ત્હેનું હૃદય ચીરાઇ જતું હતું. શ્મશાનમાં આવી ત્હેણે ઉંચે સ્વરે

ખૂમ મારીઃ " અરે શ્મશાનવાસી ભૂતો અને રાક્ષસો ! શસ્ત્રસ્પર્શથી અપવિત્ર નહિ થયેલું પુરુષમાંસ ગ્રહણ કરી મ્હને મ્હારી પ્રિયતમાનો મેળાપ કરાવી આપો ! "

આ પ્રમાણે ખૂમ સાંભળતાં જ અનેક વિકરાલ અને ભયંકર ભૂતો માધવ તરફ દોડયાં. ત્હેમનાં શરીર લાંબાં, સૂકાં, હાડપિંજર સમાન હતાં. ડાચાં બેઠેલાં અને આંખો ખાડામાં પડેલી હતી. ત્હેમના શરીરે કાળું ચામડું મઢયા જેવું દેખાતું હતું. થોડીવારમાં આખું ભૂતાવળ ત્યાં ભરાઇ ગયું. માધવે નાંખેલા માંસના કડકા તે રઘવાટથી ચાવવા લાગ્યું.

તે શ્મશાનની બીજી બાજુએ કરાલા દેવીનું એક મંદિર હતું. ત્યાં અઘોરઘંટ નામે એક કાપાલિક રહેતો હતો. કપાલકુંડલા નામે ત્હેની એક શિષ્યા હતી. આજ અઘોરઘંટે કપાલકુંડલાને આજ્ઞા કરી હતી કે ' પુત્રિ ! ચામુંડાદેવીને પહેલાંના માનેલા સ્ત્રીરત્નનો ભોગ આજે આપવાનો છે, માટે તું નગરમાં જઇ એકાદ સુલક્ષણી સ્ત્રીને ઉપાડી લાવ. ' તદનુસાર કપાલકુંડલા આકાશમાર્ગે નગરમાં જઇ પલંગમાં ઉંઘતી માલતીને ઉપાડી લાવી, અને દેવીના સમક્ષ રજુ કરી. અઘોરઘંટ ત્હેનો વધ કરવા તૈયાર થયો હતો. માલતી જાગી અને આસપાસનું દશ્ય જોઇ ભયભીત થઇ ગઇ. ત્હેણે કરુણ સ્વરે ખૂમ પાડી કહ્યું: " હે તાત ! નિર્દય ! રાજાને ખુશી કરવાનું આ ત્હમારૂં સાધન વિપત્તિમાં પડયું છે ! "

થોડેક છેટે માધવ ભયંકર ભૂતોને મનુષ્યમાંસથી તૃપ્ત કરતો હતો, અને આનંદથી ત્હેમની લીલા જોઇ રહ્યો હતો. એકાએક

ત્હેના કાન પર માલતીની કરુણ વાણી અથડાઇ અને તે ચમકીને આમ તેમ જોવા લાગ્યો. માલતીનો સ્વર ત્હેને પરિચિત હતો. તે એકદમ કરાલાના મંદિર તરફ ચાલ્યો.

"હે નિર્દય પિતા!" ફરી માલતીનો અવાજ સંભળાયો: "રાજાને ખુશી કરવાનું ત્હમારૂં સાધન હવે નાશ પામે છે. હે માયાળુ માતા! દુષ્ટ દૈવના યોગે કરીને તું પણ દુ:ખી થઇ. અરે! માલતીમાં જ લીન થઇ જઇને, સર્વ કાર્ય મૂકી, મ્હારા સુખની શોધમાં ફરનાર ભગવતિ કામન્દકિ! ત્હમે પણ બહુ બહુ પ્રયાસનું કષ્ટ વેઠયું! હે પ્રિય સખિ લવંગિકે! હવે હું તો ત્હને માત્ર સ્વપ્ન સમયે જ મળીશ!"

આ ઉદ્‌ગારો સાંભળતાં તે માલતીના જ છે એવો માધવનો દૃઢ નિશ્ચય થયો. ત્હેણે કરાલાના મંદિરમાં ડોકયું કરી જોયું તો ત્યાં માલતીને રાતાં વસ્ત્રો અને રાતાં ફુલની માળા પહેરાવી તથા કપાળમાં રાતી આડ કરી દેવીને બલિદાન આપવા માટે સજ્જ કરેલી દીઠી.

કપાલકુંડલાએ માલતીને કહ્યું: "ભદ્રે! સંભાર ત્હારો પ્રિય હોય ત્હેને; હવે ત્હારો અંતકાળ નજીકમાં છે." આથી માલતી રુદન કરતી બોલી: "હે પ્રાણાધાર માધવ! આ લોક મૂકીને ગયેલી પણ આ ત્હમારી દાસીને વિસારશો નહિ! જેને પોતાનાં વ્હાલાં સંભારે છે તે મરેલું ગણાય નહિ."

"જય જય ચામુંડા!" એમ કરી અઘોરઘંટ માલતી ઉપર શસ્ત્ર ઉગામવવા જતો હતો, એટલામાંજ માધવ એકદમ અંદર ધસી માલતીને સોડમાં લઇ ગાજી ઉઠયો: "અરે દુષ્ટ ચાંડાલ! દૂર ઉભો રહે, દૂર. નિર્દય કાપાલિક! ત્હારો એક ક્ષણમાં નાશ કરૂં છું."

" મહાભાગ ! મ્હારૂં રક્ષણ કરો." એમ બોલતી માલતી માધવ-ને વળગી પડી. અઘોરઘંટ જરા ખચકાયો અને બોલ્યો : "અહા ! આપણુને વિઘ્ન કરનાર આ પાપી કોણુ છે ? "

" આનો પ્રિય, અને કામન્દકીના મિત્રનો પુત્ર, મનુષ્યમાંસનું બલિદાન આપનાર માધવ તે આ જ. " કપાલકુંડલાએ ઉત્તર આપ્યો.

" પણુ આ સઘળું શું છે ?" માધવે આશ્ચર્યથી માલતીને પૂછ્યું.

" મહાભાગ ! હું કાંઇ જાણુતી નથી. જાણું છું માત્ર એટલું જ કે હું મેડીએ સૂતી હતી ત્યાંથી અહિં આવીને જ જાગી. ત્હમે અહિં કયાંથી આવી ચઢયા ? " માલતીએ તેવા જ આશ્ચર્યથી પૂછ્યું.

માધવ જરા લજવાતો કહેવા લાગ્યો : " હે ભીરુ ! ત્હારો મેળાપ થાય તો જ આ જીવન ધન્ય અને કૃતકૃત્ય છે એમ ધારીને હું ભૂતપિશાચોને નરમાંસ અર્પણુ કરવા આ શ્મશાનમાં આવ્યો હતો. ત્હારો કરુણુ અવાજ સાંભળીને હું અહિં આવી પહોંચ્યો. "

" અહો ! મ્હારે માટે પોતાના જીવની પણુ દરકાર કર્યા વિના એ આ પ્રમાણે કરે છે ! " એમ મનમાં બોલી માલતી આશ્ચર્યમાં ગરક થઇ ગઇ.

એટલામાં અઘોરઘંટ બરાડી ઉઠયો : " રે બ્રાહ્મણુબાલ ! હું કાપાલિક છું. રોજ સેંકડો પ્રાણીઓનો હોમ કરૂં છું. આ મોઇ મૃગલીને બચાવવા તું મૃગલો આ વાઘના પંજામાં આવી પડયો છે, માટે આ ખડ્ગથી પહેલા ત્હને વધેરી ત્હારા રુધિર વડે દેવીને પ્રસન્ન કરૂં. "

માધવ પણુ તેવા જ જોરથી બોલી ઉઠયો: " અરે દુષ્ટ પાખંડી ચાંડાલ ! તું આ સમગ્ર સંસારનો સાર ખેંચી લેવા, ત્રિલોકનું રત્ન ચોરી લેવા, બ્રહ્માંડને અંધકારમાં દાટી દેવા, બંધુઓને શોકસાગરમાં

ડૂબાવી દેવા, મદનનો ગર્વ હરી લેવા, લોકનાં નેત્રોને નિષ્ફળ કરવા, અરે સમગ્ર જગતને ઉજ્જડ વેરાન કરી દેવા પ્રવૃત્ત થયો છે! પાપી! જે શરીર પર શિરીષ પુષ્પ પડતાં પીડા થાય તેવા શરીરને તું શસ્ત્રથી મારવા ઉદ્યુત થયો છે! આ યમદંડ ત્હારા મસ્તક પર પડયો જાણ!"

માલતી ભયથી થરથરવા લાગી. એટલામાં માલતીની શોધમાં નીકળેલા સૈનિકોએ કામન્દકીની આજ્ઞાથી મંદિરને ઘેરી લીધું. પણ માધવે તે પહેલાં અઘોરઘંટને યમલોકમાં પહોંચાડી દીધો હતો, અને કપાલકુંડલાને સ્ત્રી જાણી છોડી દીધી હતી. કપાલકુંડલાના હૃદયમાં વૈરનો અગ્નિ સળગ્યા કરતો હતો. "દુષ્ટ માધવ! માલતીને સારૂ મ્હારા ગુરુને મારી નાંખનાર! કપાલકુંડલાનો કોપ હવે શું કરે છે તે જોઇ લેજે." એમ બોલતી તે ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ.

માલતી સૈનિકો સાથે ઘેર ગઇ.

## પ્રકરણ ૫ મું : નગરદેવીનું પૂજન

બીજે દિવસે માલતીનાં નન્દન સાથેના લગ્નની મ્હોટી તૈયારીઓ ધામધૂમથી થવા માંડી. કામન્દકીએ અમાત્યપત્નીને સમજાવ્યું કે લગ્ન થયા પહેલાં મંગલકાર્યમાં આવતા વિઘ્નની શાન્તિને અર્થે માલતીએ નગરદેવીનું પૂજન કરવું જોઇએ. તદનુસાર એક મ્હોટા સાજન સાથે માલતી અલંકારો સહ એક સુંદર હાથણી પર બેસી ગામ બહાર નગરદેવીના મંદિર તરફ ચાલી.

કામન્દકીની યુક્તિથી માધવ અને મકરન્દ પહેલેથી જ નગરદેવીના મંદિરમાં છૂપાઇ રહ્યા હતા. માલતી મંદિરમાં આવે એટલે

ત્યાં માલતી-માધવનો હસ્તમેળાપ દેવી સમક્ષ કરાવવો અને પાછલે બારણેથી તે બન્નેને કામન્દકીના મઠમાં નસાડી મૂકવાં, તેમજ મકરન્દે માલતીનાં વસ્ત્રો પહેરી માલતીના વેષમાં નન્દન સાથે પરણી ત્હેને ઘેર જવું, અને ત્યાંથી રાત્રે મદયન્તિકાને લઇ ન્હાસી જઇ કામન્દકીના મઠમાં માલતી-માધવને મળવું, આ પ્રમાણે સઘળો બેત રચાયો હતો.

થોડી વારમાં માલતી અને ત્હેનું સઘળું સાજન વાજતે ગાજતે દેવીના મંદિર આગળ આવી પહોંચ્યું. માલતી હાથણી પરથી નીચે ઉતરી અને કામન્દકી તથા લવંગિકા સાથે મંદિરમાં આવી.

કામન્દકી મનમાં દેવને પ્રાર્થના કરવા લાગી :

" વિવાહાર્થે વિઘ્નો સરવે હણજો, હે વિધિ ! ત્હમે,
કરો દેવો ! અન્ત પ્રકટ બહુ સારો સહુ ત્હમે;
કૃતાર્થી હું થાઉં પ્રિય સુહૃદનાં બાલ પરણ્યે,
ફળી આ સૌ યત્નો, હિતકર હજો તે સરવને. "

માલતી અને લવંગિકાને દેવી પાસે મોકલી કામન્દકી પોતે બ્હારના ઓરડામાં બેઠી. માલતી મનમાં બબડવા લાગીઃ ' મરણરૂપી મોક્ષ પામવાનો અવસર હવે મ્હને શા ઉપાયથી મળે ? '

માલતીને મુંઝાતી જોઇ લવંગિકાએ કહ્યું: " બ્હેન માલતી ! ત્હારા પાણિગ્રહણના કલ્યાણાર્થે દેવીની પૂજા કરવા સારૂ ત્હારી માતાએ ત્હને અહિં મોકલી છે. આ ચંદન ને આ ફુલના હાર લે. "

" લઇને શું કરૂં ? ક્રૂર દૈવની દુષ્ટ ચેષ્ટાના દુઃખથી બળતા મ્હારા અભાગણીના મનમાં નિરાશાની દુઃસહ વેદનારૂપી ઘી તું શા માટે હોમે છે ? " માલતીએ નીસાસો નાંખી જણાવ્યું, અને તે લવંગિકાની કોટે બાઝી પડી.

“ બ્હેન, ” માલતીએ આગળ ચલાવ્યું, “ મ્હારી પ્રિયસખિ લવંગિકા ! મોતની અણીપર આવેલી આ ત્હારી અનાથ પ્રિયસખી, એના જન્મકાલથી આજપર્યંત ત્હેં કરેલા નિરંતર ઉપકારથી ઉત્પન્ન થયેલા વિશ્વાસને યોગ્ય આલિંગન દઇને, ત્હારી પાસે માગી લે છે કે જો તું મ્હારૂં કહ્યું કરવા ઇચ્છતી હોય, તો ત્હારા હૃદયમાં મ્હને ધારણ કરી, સર્વ સૌભાગ્યની લક્ષ્મીનું એક જ માંગલિક ઠામ–શ્રી માધવનું મુખારવિંદ–આનન્દભેર નિહાળજે. મ્હારા મરણની વાત સાંભળીને થતા દુઃખથી એ મ્હને જીવાડનારના શરીરને કાંઇ પણ ઇજા ન થાય તેમ કરજે. આ પ્રમાણે, પ્યારી બહેન ! હું ત્હારી કૃપાથી કૃતાર્થ થઇશ.—”

“ ખમા ત્હને, બ્હેન, ખમા. હવે હું એવું વધારે સાંભળનાર નથી. ” લવંગિકાએ માલતીને અટકાવી કહ્યું.

“ સખિ ! ત્હને માલતીનો જીવ વ્હાલો છે, પણ માલતી નથી. ”

“ એમ શા માટે બોલે છે ? ”

“ આશા ભરેલાં વચનની યુક્તિઓ કરી કરીને મ્હને જીવતી રાખી આવા વિકટ પરિણામે પહોંચાડી માટે જ. મ્હારો મનોરથ, પરકીયતાને લીધે અપરાધી થએલા આ મ્હારા આત્માને તજવાનો છે, તેથી પ્રિયસખિ ! તું આ મ્હારા મનોરથની વચમાં પડીશ નહિ. ” એમ બોલી માલતી લવંગિકાના ચરણમાં પડી.

માધવ અને મકરન્દ એક ખૂણામાં છૂપાઇને આ સઘળું દૃશ્ય જોઇ રહ્યા હતા. લવંગિકાએ ઇશારો કરતાં જ માધવ લવંગિકાની જગ્યાએ જઇ ઉભો રહ્યો, અને લવંગિકા આઘી ખસી ગઇ.

“ સખિ ! હા કહેવાની કૃપા કર. ” માલતીએ માધવને લવંગિકા ધારી કહ્યું.

" અરે મરવાની આટલી બધી શી ઉતાવળ ? સાહસ કરવું યોગ્ય નથી. ત્હારા વિરહનું દુઃખ આ હૃદય ખમી શકશે નહિ, માટે એવો અશુભ વિચાર જવા દે. " માધવે આજીજીપૂર્વક કહ્યું.

" ના, ના, સખિ ! માલતીના પ્રણામને તો પાછા ઠેલવા ન જ ઘટે. " માલતીએ આગ્રહ જારી રાખ્યો.

" મરવાનો આટલો બધો આગ્રહ ! હવે ત્હને શું વિશેષ કહી શકું ? ઠીક, પણ પ્રથમ મ્હને ભેટી લે, પછી ત્હારી ઇચ્છામાં આવે તેજ કરજે." માધવે કહ્યું.

" વાહ ! મ્હારા પર કૃપા કરી ખરી." એમ બોલી માલતી હરખાતી ઉઠી.

" આ આલિંગન દઉં છું, પણ આંસુના ઉભરા આગળ પ્રિય-સખીનું દર્શન થતું નથી. ( આલિંગન આપી તથા રડતી ) બ્હેન ! તું એમને કહેજે કે વિકસેલા શ્વેતકમળના જેવા શોભિતા મુખચંદ્રનું નિરાંતે પૂર્ણ દર્શન કરીને મ્હેં અભાગણીએ મ્હારી આંખોને ટાઢી કરી નથી ! હું નિરાશ થઈ ગઇ છું ! પ્રિયસખિ ! તું પણ મ્હને સર્વદા સંભારજે. વળી શ્રી માધવે પોતાના હાથે ગૂંથેલી આ બોરસળીની મનોહર માળાને માલતી જેવી જ માનીને સદાય ત્હારી છાતી પર રાખજે. " આ પ્રમાણે બોલી માલતી પોતાના ગળામાંથી માળા કાઢી માધવના ગળામાં પહેરાવતાં ગભરાઇને પાછી હઠી ગઇ, અને મનમાં બોલીઃ

" વાહ રે ! લવંગિકાએ તો માલતીને છેતરી ! "

" રે ! પોતાના ચિત્તની વેદનાનાં રોદણાં રડવામાં પારકાના દુઃખને ન લેખનારી ! હું ત્હને એટલું જ પૂછું છું કે શું ત્હારી પેઠે

મ્હેં પણ મદનજ્વરથી સંતપ્ત થઇને કેવળ ત્હારા પ્રેમના દિલાસામાં દિવસો વીતાવ્યા નથી શું ?" માધવે પ્રકટ થતાં જણાવ્યું.

"મહાભાગે ! ત્હને પ્રેમમગ્ન થએલી જોઇને એણે આટલા દિવસ કષ્ટે કાઢી પોતાના જીવને નભાવી રાખ્યો છે. આજ ત્હારો કંકણયુક્ત હાથ આપી પ્રેમની પ્રસાદી મ્હારા મિત્રને ચખાડ." મકરન્દે વચમાં રહ્યું.

"મહારાજ ! જેના હૃદયમાં પણ પોતાને મનગમતા વર સાથે પરણવાના સાહસની બ્હીક નથી, તે શું કાંકણદોરાની વાટ જોશે ?" લવંગિકાએ ટાપશી પૂરી.

"અરે રે ! મ્હારૂં આવી બન્યું. કુલીન કન્યાના ધર્મની વિરુદ્ધ વાત આણે તો કરી !" માલતીએ ઉદ્‌ગાર કાઢયો.

એટલામાં કામન્દકીએ અંદર આવી કહ્યું: "રે બ્હીકણ પુત્રી ! આ શું ? જેના વિષે ત્હને પ્રથમ ચક્ષુપ્રીતિ ઉત્પન્ન થઇ, પછી તે પ્રીતિ વધતાં વધતાં ત્હારૂં શરીર અને મન પરવશ થઇ ગયાં, તેજ ત્હારો પ્રેમી ત્હારી સામે ઉભો છે. વિધાતા અને કામદેવને હવે કૃતાર્થ થવા દે."

"વત્સ માધવ ! અમાત્ય ભૂરિવસુના એક જ અપત્યરત્ન આ માલતી સાથે, અન્યોન્ય યોગ્ય ગુણવાળાનો મેળાપ કરાવવામાં રસિક ભગવાન્ વિધાતા, મન્મથ અને હું ત્રણે ત્હને પરણાવીએ છીએ:

પ્યારી વસ્તુ, મિત્ર, બંધુ, બધાંએ,
સર્વે ઇચ્છા, ગર્થ, ને જીવ સર્વે;
સ્ત્રીને ભર્તા, સ્ત્રી ધણીને ગણી છે,
એવું નિત્યે જાણજો બાલ બન્ને."

માલતી અને માધવે ભગવતીને નમસ્કાર કર્યા.

કામન્દકીએ આગળ ચલાવ્યું: " વત્સ મકરન્દ ! માલતીને વિવાહના મંગલકાર્યમાં પહેરવાનાં આ વસ્ત્રાભૂષણ પહેરીને તું પરણવા સારૂ જા. અને વત્સ માધવ ! પુત્રી માલતી ! ત્હમારા વિવાહના મંગલકાર્યને સારૂ અહિંયાંથી નીકળી આ વૃક્ષોની કુંજમાં થઇને અમારા વિહારની પાછળના બાગને રસ્તે ત્હમે જાઓ. ત્યાં વિવાહની સામગ્રી અવલોકિતાએ તૈયાર કરી રાખી છે. વળી ત્યાં જઇને મકરન્દ અને મદયન્તિકાની વાટ જોજો. "

એમ કહી કામન્દકી ( માલતીના વેષમાં રહેલા ) મકરન્દ તથા લવંગિકા સાથે બ્હાર નીકળી. સઘળું સાજન વાજતે ગાજતે નગરમાં આવ્યું.

---

## પ્રકરણ ૬ ઠું : નન્દનના શયનગૃહમાં

---

નન્દન અને માલતીના વેષમાં રહેલા મકરન્દનાં લગ્ન થયાં. સર્વત્ર આનંદ આનંદ ફેલાઇ રહ્યો. રાત્રે શયનગૃહમાં જઇ નન્દને કામક્રીડા માટે અતિશય પ્રાર્થના કર્યા પછી બળાત્કાર કરવા જતાં મકરન્દે ત્હેને ગેબી માર માર્યો. તેથી તે ઘણો ચીડાઇને ગુસ્સે થઇ જઇ, ગર્વથી આંખની ભ્રમર ચઢાવીને ' ત્હારા જેવી વેશ્યાનું મ્હારે કાંઇ પ્રયોજન નથી ' એમ ગભરાટમાં ભાગે તૂટે અક્ષરે સોગન પૂર્વક પ્રતિજ્ઞા લઇને શયનગૃહની બ્હાર જતો રહ્યો. વળી પ્રથમથી કરી રાખેલી યુક્તિ પ્રમાણે બુદ્ધરક્ષિતાએ મદયન્તિકાને નન્દન માલતીથી રીસાઇ શયનગૃહની બહાર ચાલી નીકળ્યાની ખબર આપી. તેથી

મદયન્તિકા ભાભીને મનાવવા શયનગૃહમાં આવી. ત્હેના પગનો અવાજ સાંભળીને મકરન્દ મ્હોં ઢાંકીને ઉંઘતો હોય એમ સુઇ રહ્યો.

"સખિ લવંગિકા! ત્હારી પ્રિય સખી ઉંઘે છે કે શું?" મદયન્તિકાએ ટહુકો કર્યો.

"ખશ, એને જગાડીશ નહિ. એ બિચારી અત્યાર સુધી પરિતાપ કરતી હતી; હમણાં જ જરા ક્રોધ શમાવીને સૂઇ ગઇ છે, તેથી આવ હળવે રહીને આ પાંગથ ઉપર બેસ." લવંગિકાએ ઉત્તર આપ્યો.

"સખિ! શું એ હઠીલી પરિતાપ કરે છે?" મદયન્તિકાએ ફરીથી પૂછ્યું.

"નવોઢાનું મન હરી લેવાના ઉપાય જાણનારા રૂપાળા ચતુર તથા મીઠી જીભવાળા પ્રેમી અને શાન્ત સ્વભાવના ત્હારા ભાઇને પરણીને કેમ એ પરિતાપ ન પામે?" લવંગિકાએ પ્રતિપ્રશ્ન કર્યો.

"બુદ્ધરક્ષિતા! જોયું કે? આ તો વળી આપણને ઉલટી બાઝે છે!" મદયન્તિકાએ હસતાં હસતાં જણાવ્યું.

"ઘેર ઘેર પુરુષો અને કુલીન કન્યાઓ પરણે છે પણ લજ્જાથી પરાધીન, નિરપરાધી, ગરીબ સ્વભાવની, તથા કુલીન મુગ્ધાઓને 'હું એનો ધણી છું' એમ માનીને કોઇયે વચનરૂપી અગ્નિથી બાળતું તો નથી. આવા જ જે કાંટા હૃદયમાં રોપાય છે, તે મરણપર્યંત સાલે છે; આવા જ અપમાનને લીધે કન્યાઓને પતિને ઘેર રહેવાની અરુચિ ઉત્પન્ન થાય છે. આટલા જ સારૂ છોકરીના જન્મને બંધુજનો ધિક્કારે છે." લવંગિકાએ રડતાં રડતાં કહ્યું.

"બુદ્ધરક્ષિતા! પ્રિયસખી લવંગિકાને બહુ ખોટું લાગ્યું દીસે છે. મારા ભાઇએ કાંઇ ભારે અપમાન કર્યું હશે જ." મદયંતિકા લાચાર થઇ બોલી.

"હશે જ તો. અમે તો એમ સાંભળ્યું છે કે 'મ્હારે ત્હારા જેવી વેશ્યાનું કાંઇ પ્રયોજન નથી' એવું એમણે કહ્યું." બુદ્ધરક્ષિતાએ જણાવ્યું.

કાને હાથ દઇ મદયન્તિકાએ ઉદ્‌ગાર કાઢયો: "અપમાન જ! ખરેખરી ભૂલ! સખિ લવંગિકા! મ્હારે ત્હને મ્હોં પણ બતાવવું ન જોઇએ; તો યે આ બાબતમાં મ્હારે બોલવાનો હક્ક છે એવું જાણીને હું કંઇક કહેવા ઇચ્છું છું."

"અમે ત્હમારાં તાબેદાર જ છીએ." લવંગિકાએ નમ્રતાપૂર્વક જણાવ્યું.

"મ્હારા ભાઇની આડાઇ તથા અસભ્યતા તો એક બાજુએ રહી, પણ જેવો હોય તેવો એ એનો ધણી છે એમ જાણીને ત્હમારે એનું મન રાખવું હતું. વળી આવા અસભ્ય વચન રૂપી મ્હેણાનું મૂળ તો ત્હમે જાણતાં જ હશો. મહાભાગ્યશાળી માધવ સાથે માલતીને પ્રીતિ છે એવી વાત બધે પ્રસરી ગયેલી છે; અને તે જ વાતને લીધે આજનો વૃત્તાંત બનેલો છે." મદયંતિકાએ પોતાના હૃદયની વાત કહી.

"અરે! લોકોની પાયા વિનાની ગપો ઉપર વિશ્વાસ રાખનારી અસાવધ સખિ! ત્હારી સાથે હું વધારે વાતચિત કરવા ચ્હાતી નથી." લવંગિકાએ ત્હેને જૂઠી પાડતાં કહ્યું.

"સખિ! ક્ષમા કર. અથવા ત્હને શું કરવાને ગોળ ગોળ કહું? સાંભળ, માલતીને બધો સંસાર માધવમય જ છે, એમ આપણે બધાં જાણીએ છીએ. દુર્બળ પણ અધિક રમણીય, તથા માધવની બોરસળીની માળા ગળે બાંધી રાખવાથી જીવતું રહેલું માલતીનું શરીર તેમ જ માધવનાં ફીકાં અંગો કોણે દીઠાં નથી? વળી કુસુમા-

કરોદ્યાન પાસે ત્હેમનો મેળાપ થયો, ત્યારે ત્હેમનાં વિલાસી, મધુર અને પ્રેમાળ કટાક્ષો ત્હેં પણ કયાં નથી જોયાં? મ્હારા ભાઇ સાથે વિવાહ થયાની વાત સાંભળી એ બન્નેનાં મુખ ઉપર થયેલી અસર ત્હેં પ્રત્યક્ષ જોઇ છે. વળી પ્રિયસખિ ! મ્હને જીવતદાન આપનાર પેલા મહાપુરુષને મૂર્છા વળ્યાની વાતનું નિવેદન કરતી માલતીને પોતાનું હૃદય તથા જીવ બન્ને બક્ષીસ કરવા તૈયાર થયેલા માધવને ત્હેં જ એમ કહ્યું હતું કે 'અમારી પ્રિયસખીને આવી બક્ષીસ તો વ્હાલી હીમ લાગશે !' " મદયન્તિકાએ સર્વ વાતનું ઉદ્‌ઘાટન કર્યું.

"મ્હને સાંભરતું નથી કે એ મહાપુરુષ કોણ હતા, મદયન્તિકા !' લવંગિકાએ માર્મિકતાથી કહ્યું.

" સખિ ! વિચાર કર. જે દિવસે હું પેલા દુષ્ટ વાઘના રૂપમાં આવેલા યમના મોઢામાં પડી હતી, તે દિવસે મ્હને જીવિતદાન દેનાર એ મહાજને મારી સાથે પરોપકારાર્થ સગપણ બતાવીને પોતાના સુંદર દેહને આ સાહસ કાર્યમાં હોમી દીધો હતો, અને પોતાના સ્થૂલ ભુજસ્તંભથી મ્હારૂં રક્ષણ કર્યું હતું." મદયન્તિકાએ યાદ લાવી જણાવ્યું.

" હા, મકરન્દ ! મકરન્દ !" લવંગિકાએ ડોળથી કહ્યું.

"પ્રિયસખિ ! કોણ ? કોણ ?" મદયન્તિકાએ પૂછ્યું.

"મકરન્દ. એ શુભ નામ સાંભળી ત્હારા શરીરે કેમ રૂવાંટાં ઉભાં થાય છે, અને પ્રસ્વેદ છૂટે છે વારૂ ? " હસતાં હસતાં લવંગિકાએ કહ્યું.

"સખિ ! મ્હારી શીદ મશ્કરી કરે છે ? પોતાના જીવની દરકાર ન રાખી બચાવવાનો પ્રયત્ન કરનાર તથા યમના કોળીઆમાંથી મ્હને

પાછી આણીને મ્હોટો ઉપકાર કરનાર એ મહાપુરુષનું નામ સાંભળતાં જ તે વખતનો સઘળો દેખાવ મ્હને યાદ આવ્યો." પોતાનો ભાવ છૂપાવતાં મદયન્તિકાએ કહ્યું.

"સખિ મદયન્તિકા! એટલી તો અમારામાં અક્કલ છે, તેથી હવે ચાળા જવા દે, અને આપણી વિશ્વાસુ વાતોને યોગ્ય વાત કર." લવંગિકાએ ત્હેને ઠેકાણે આણી કહ્યું.

"પ્રિય સખીઓ! હું ત્હમારે આધીન જ છું." મદયન્તિકાએ જણાવ્યું.

"એમ હોય તો કહે કે તું શી રીતે હમણાંકાળ ગાળે છે?" લવંગિકાએ સીધો પ્રશ્ન કર્યો.

"પ્રિય સખિ! સાંભળ. બુદ્ધરક્ષિતાના પક્ષપાતને લીધે વિશ્વાસ આવવાથી મ્હારા મનમાં એ મહાપુરુષને માટે પ્રથમથી જ પ્રેમ થઇ આવ્યો, અને મ્હારૂં હૃદય અત્યંત કુતૂહલ, ઉત્કંઠા તથા મનોરથથી ઉભરાઇ જવા લાગ્યું. પછી દૈવયોગે એમનું દર્શન થવાથી ક્રૂર મદનની અનિવાર્ય પીડાથી મ્હારો આત્મા અકળાવા લાગ્યો. વિવિધ પ્રકારના મનોરથથી ઉન્મત્ત બની ગયેલી હું મ્હારી કલ્પનામાં તથા સ્વપ્નમાં પણ એમને જ દેખું છું. મ્હારા અરણ્ય સમાન જીવનમાં એ એક જ સુગંધિ પુષ્પ છે." મદયન્તિકાએ વિશ્વાસપૂર્વક સર્વ વાત જણાવી.

"સખિ મદયન્તિકા! જો તું વિશ્વાસઘાત ન કરે તો ત્હને કાંઇક કહું." બુદ્ધરક્ષિતાએ ધીમે રહીને કહ્યું.

"સખિ! કોઇવાર વિશ્વાસભંગ કર્યાનો દોષ મ્હેં કર્યો છે જે તું એમ કહે છે? બ્હેન! તું અને લવંગિકા તો હવે મ્હારૂં હૃદય જ છો." સરલ મદયન્તિકાએ જણાવ્યું.

"કદાપિ તું એ મહાભાગ મકરન્દને ફરીથી દેખે તો કેમ ?" બુદ્ધરક્ષિતાએ માર્મિક પ્રશ્ન મૂકયો.

"એમના અવયવે અવયવને એકી ટશે નિહાળી નિહાળીને મ્હારાં લોચનને ટાઢાં કરૂં." મદયન્તિકાએ આનંદપૂર્વક કહ્યું.

"અને કદાપિ એ ત્હને પરણે તો કેમ ?" બુદ્ધરક્ષિતાએ બીજો પ્રશ્ન કર્યો. આ પ્રશ્ન સાંભળી મદયન્તિકાએ હૃદયની પીડા સૂચવતો એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને કહ્યું: "દુષ્ટ વાઘના કોળીઆમાંથી કાઢી લેવા સારૂ પોતાના જીવને ઝંપલાવીને એમણે ખરીદી લીધેલા મ્હારા શરીરને મ્હારે શું લાગે વળગે છે ?"

"આ ત્હારાં વચન વિસારીશ નહિ હો !" બુદ્ધરક્ષિતાએ પ્રતિજ્ઞા પાકી કરાવી.

એટલામાં બીજા પ્રહરની નોબત વાગવાથી મદયન્તિકા નન્દનને મનાવવા માટે ચાલવા જતી હતી. પણ મકરન્દે એકદમ મ્હોં ઉઘાડી ત્હેનો હાથ ઝાલ્યો. મદયન્તિકા ત્હેના મ્હોં સામું જોઇ હર્ષ, ભય તથા આશ્ચર્યમાં ગરક થઇ ગઇ. બુદ્ધરક્ષિતાએ ત્હેને સમજાવી કહ્યું:

"સખિ મદયન્તિકા ! તું જેને સ્વપ્નમાં જોતી હતી તે આ પ્રત્યક્ષ છે. હવે ચાલો આપણે સઘળાં માલતી–માધવને જઇને મળીએ."

ચારે જણાં પાછલે બારણેથી બ્હાર નીકળી પડયાં.

---

## પ્રકરણ ૭ મું: માલતી ફરીથી વિપત્તિમાં

---

પ્રધાનપુત્રી માલતીનું હરણ થયાની વાત જાણી રાજાએ ચોરને પકડવા માટે એક સૈન્ય છૂટું મૂકયું. મધ્યરાત્રે મકરન્દ ત્રણે

સ્ત્રીઓને સાથે ભેટો થયો, પણ એટલામાં માધવનો સ્નેહી કલહંસક જે મકરન્દની ખબર કાઢવા આવતો હતો તે ત્યાં આવી ચઢયો. મકરન્દે કલહંસક સાથે ત્રણે સ્ત્રીઓને માધવ પાસે મોકલી દીધી અને પોતે સૈનિકો સામે યુદ્ધ કરવા લાગ્યો. માલતી માધવ અને અવલોકિતા સરોવરને કાંઠે એકાંતમાં બેઠાં બેઠાં વાતો કરતાં હતાં ત્યાં કલહંસકે આવીને મકરન્દ વિષેની સર્વ હકીકત નિવેદન કરી. માધવે સર્વને આશ્વાસન આપ્યું અને પોતે મકરન્દને મદદ કરવા માટે દોડયો. માલતીએ આ સર્વ હકીકત કામન્દકીને નિવેદન કરવા માટે પોતાની સર્વ સખીઓને મોકલી.

હવે માલતીને માથે એક ભયંકર દુઃખ ઉપસ્થિત થયું. કપાલકુંડલા વેર સાધવા માટે લાગ શોધ્યાં જ કરતી હતી. આ સમયે માલતીને એકલી જોઇ એ દુષ્ટ રાક્ષસી ત્યાં આવી પહોંચી અને "અરે પાપણી ! ઉભી રહે !" એમ કહી માલતીને કમ્મરમાંથી પકડી.

"હે આર્યપુત્ર !" આટલું બોલતાં જ માલતીની જીભ બંધ થઇ ગઇ.

"પાડ, ચીસો પાડ. ક્યાં છે ત્હારો જાર હવે? શ્રીપર્વત ઉપર ત્હારા કકડે કકડા કરી નાંખી, રીબાવી રીબાવીને તને મારી નાખું." એમ દાંત કચકચાવીને બોલતી કપાલકુંડલા માલતીને ઉપાડીને આકાશમાર્ગે ચાલી ગઇ.

થોડીવારમાં લવંગિકા વગેરે સખીઓ પાછી આવી, 'સખી માલતી ! રે માલતી !' કહી બૂમ પાડવા લાગી. પણ માલતી ઉત્તર આપે કયાંથી ? તેઓ બાગમાં વૃક્ષકુંજોમાં આમ તેમ સઘળે માલતીની શોધ કરવા લાગી.

મકરન્દ અને માધવે મળી રાજસૈન્યનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો.

મ્હેલની અગાસી ઉપર બેઠેલા રાજાએ આ બન્ને યુવકોનું અપૂર્વ પરાક્રમ જોઇને પ્રસન્ન થઇ પ્રતિહારીને નીચે મોકલી યુદ્ધ શમાવી દીધું અને તે બન્નેને ઉપર બોલાવી ભૂરિવસુ તથા નંદનને સમજાવી કહ્યું: "આવા ત્રિભુવનના અલંકાર રૂપ, સુશીલ, પરાક્રમી તથા ખીલતી જુવાની અને ગુણ વડે રમણીય જમાઇથી ત્હમે શા માટે અસંતોષ પામો છો? આવા જમાઈ મળવા એ ખરેખર મહાભાગ્ય સૂચવે છે!" ભૂરિવસુ અને નન્દન પ્રસન્ન થયા. ત્હેમણે તે જ વખતે માધવ તથા મકરન્દને પોતપોતાના જમાઇ તરીકે અભિનન્દન આપ્યું.

માધવ અને મકરન્દે ત્યાંથી નીકળી બાગનો રસ્તો લીધો. ત્યાં આવી ત્હેમણે માલતી વિષે પૂછ્યું. મદયન્તિકાએ ઉત્તર આપ્યો: "મહાભાગ! આપ અહિંથી ગયા ત્યારપછીથી અવલોકિતા અને બુદ્ધરક્ષિતાને ભગવતીની પાસે મોકલીને, 'આર્યપુત્રને સાવધાન રહેવાની વિજ્ઞાપના કરી આવ' એમ કહીને એણે લવંગિકાને પણ મોકલી દીધી; પછી એને ન ગમવાથી લવંગિકાને આવવાને માર્ગે વાટ જોતી એ ઉભી રહી. ત્યાર પછીથી અમે એને દીઠી નથી. આ વૃક્ષોની કુંજોમાં અમે ખોળતાં હતાં એટલામાં ત્હમને દીઠા."

"રે પ્રિયે માલતી!" માધવે એક દીર્ઘ નિ:શ્વાસ નાંખ્યો: "કાંઇ કાંઇ અમંગલ તર્કવિતર્કો મ્હારા અંતરમાં સ્ફુરે છે. માટે પ્રિયે! હસવાની વાત જવા દે. એક વાર દયા લાવી મ્હને ઉત્તર આપ."

માધવ અધીરો થઇ ગયો. ત્હેનાથી હવે એક પળવાર પણ વિરહવેદના સહન થઇ શકે એમ નહોતી. ત્હેનું ચિત્ત ભમવા લાગ્યું.

હવે માધવ, મકરન્દ, કામન્દકી, લવંગિકા વગેરે સર્વ જણ માલતીની શોધમાં નીકળી પડ્યાં.

" હે પ્રિયે માલતી ! તું ક્યાં છે ? આમ અણુચિંતવી અદ્ભુત રીતે તું એકદમ ક્યાં જતી રહી ? હે નિર્દય ! જરા દયા લાવીને મ્હને આલિંગન દે...વયસ્ય મકરન્દ ! એના જેવો પ્રેમ તો જગતમાં મળવો કઠણ જ છે !...અરેરે ! આ હૃદય દુ:ખથી દળાઇ જાય છે, પણ ફાટી પડતું નથી; આ દેહ જડ બની જાય છે, પણ ચેતના તજી મરી જતો નથી; આ અંદર ભભકતા અગ્નિથી અંગે અંગ બળે છે, પણ ભસ્મ થઇ જતાં નથી. હા ! દૈવ ભયંકર પ્રહાર કરે છે, પણ જીવનદોરી કાપી નાંખતો નથી ! " માધવ આવા ઉદ્ગાર કાઢતો કાઢતો આગળ ચાલ્યો. પણ મધ્યાહ્નનો તાપ થવાથી મકરન્દે ત્હેનો હાથ પકડી સરોવરના કાંઠે એક ઝાડની છાયા તળે ત્હેને બેસાડયો.

" સખે ! આ અરણ્યના પ્રદેશની તથા ગિરિભૂમિની રમણીયતા મ્હને પીડા ઉપજાવે છે ! " એમ બોલતો માધવ ઉઠીને ચાલતો થયો. પણ તરત જ આંખે અંધારાં આવવાથી તે મૂર્છા ખાઇ નીચે પડયો. મકરન્દ ત્હેની પાસે દોડી આવ્યો, અને નીસાસો નાંખી બોલ્યો: " હવે મિત્રની કોણ જાણે કેવી યે વિપરીત દશા થવા માંડી ! એના સંબંધી સર્વ આશા તો હવે કોરે જ મૂકી દેવી જોઇએ. અરેરે માલતી ! સખી માલતી ! તું ઘણી નિર્દય દેખાય છે ! વધારે શું કહું ? જેને માટે ત્હેં બંધુઓનો અનાદર કરી આટલું સાહસ ઉઠાવ્યું, ત્હેનો વિનાવાંકે આમ ત્યાગ કરી ચાલ્યા જવું ત્હને યોગ્ય લાગે છે ?......હાય ! દુષ્ટ દૈવે મ્હને લૂંટી લીધો. " એમ બોલતો મકરન્દ માધવના શરીરે હાથ ફેરવવા લાગ્યો.

થોડીવારે મૂર્છા વળતાં, માધવ એકદમ ઉભો થયો અને ઉંચે મેઘની સામે હાથ જોડી કહેવા લાગ્યો: " હે મેઘરાજ ! આપ સઘળા

વિશ્વમાં પર્યટન કરો છો. જો સદ્‌ભાગ્યે મ્હારી પ્રિયતમા આપના જોવામાં આવે તો પ્રથમ ત્હેને શાંત પાડી, પછીથી મ્હારા વિષે સઘળી હકીકત કહેશો. ત્હેના હૃદયને જરાયે આઘાત પહોંચે નહિ એમ કરજો હો."

આ પ્રમાણે ઉન્મત્ત રીતે બોલતો માધવ આગળ ચાલ્યો, અને પુરૂરવાની પેઠે જંગલનાં સઘળાં પશુપક્ષી અને ઝાડપાનને માલતી વિષે પુછપરછ કરવા લાગ્યો. ફરતાં ફરતાં થાકી ગયો અને આખરે "પ્રિય વયસ્ય! મ્હને આલિંગન દે. પ્યારી માલતી વિષે નિરાશ થઇ જઇને હું હવે પરિશ્રાન્ત થઇ ગયો છું." એમ બોલતો તે મૂર્છા ખાઇ ધબ દઇને ધરણી પર પડ્યો.

મકરન્દના દુ:ખનો હવે પાર રહ્યો નહિ. ત્હેણે જાણ્યું કે હવે માધવ ફરીથી જાગવાનો નથી, તે મરી ગયો છે.

"ત્યારે શું માધવના અસ્તનો સાક્ષી થવા માટે હું જીવું છું? લાવ, આ પર્વતની ટોચ ઉપરથી પાટલાવતી નદીમાં ભૂસ્કો મારી હું પણ મરણ પામું. હે નદિ! જ્યાં પ્રિય મિત્રનો જન્મ થયો હોય ત્યાં જ મ્હારો જન્મ થજો કે હું ફરીથી પણ એનો મિત્ર થઇને રહું." એમ બોલી મકરન્દ પર્વતની ટોચ પર જઇ નીચે ભૂસ્કો મારવા તૈયાર થયો. પરંતુ એટલામાં "પુત્ર! સાહસ મા કર" એમ કહેતી એક દિવ્ય પરિવ્રાજિકા મકરન્દની પાસે આવી ઉભી રહી.

"અરે! ત્હમો કોણ છો? અને મ્હને શા માટે વારો છો?" મકરન્દે પરિવ્રાજિકાને પ્રશ્ન કર્યો.

"આયુષ્યમાન્! તું જ મકરન્દ કે નહિ?" પરિવ્રાજિકાએ પ્રતિપ્રશ્ન કર્યો.

" હા, હું જ એ અભાગિયો મકરન્દ. ચાલો મ્હને પડવા દો." મકરન્દે નિશ્વાસ નાખી કહ્યું.

" પુત્ર ! હું યોગિની છું, અને માલતીની ખબર લાવી છું." એમ કહી પરિવ્રાજિકાએ માલતીની બોરસળીની માળા ત્હેને બતાવી.

" આર્યે ! શું માલતી જીવે છે ?" મકરન્દે આશાપૂર્વક દયામણે મોઢે પૂછ્યું.

" હા. પણ વત્સ, માધવને એવું શું થયું છે કે તું આવું અનિષ્ટ કાર્ય કરવા તત્પર થયો છે ? એ વિચારથી મ્હારૂં હ્રદય કંપે છે. માધવ ક્યાં છે ?" યોગિનીએ પૂછ્યું.

" આર્યે ! હું એને મૂર્છામાં મૂકી વિરાગથી આવતો રહ્યો છું, તેથી આવો જલ્દી આપણે તપાસ કરીએ." એમ બોલી મકરન્દ યોગિનીને માધવ પાસે તેડી ગયો. માધવ, શીતળ વાયુના સ્પર્શથી જરા શાંત થઇ તરત જ મૂર્છામાંથી જાગ્યો હતો, અને વાયુદેવને હાથ જોડી નમસ્કાર કરતો હતો. યોગિનીએ ત્હેના જોડેલા હાથમાં બોરસળીની માળા ધીમે રહી મૂકી દીધી. તે એકાએક આશ્ચર્ય પામી ગાંડાની પેઠે ઉભો થઇ બોલવા લાગ્યોઃ

" પ્રિયે માલતી ! હવે તું પકડાઇ છે. અરે મ્હારી અવસ્થા ન જાણનારી ! હવે બધી હાંસી જવા દે: મ્હારા પર દયા લાવ."

એમ બોલી તે ચોતરફ માલતીને શોધવા લાગ્યો. પણ માલતીને ન જોવાથી પાછો નિરાશ થઇ ગયો. " અરે રે ! માલતી તે ક્યાંથી હોય ! અરે મ્હારી પ્રિયાની વ્હાલી બકુલમાલા ! ત્હેં બહુ ઉપકાર કર્યા છે, માટે તું ભલે આવી !" એમ બોલી માળાને છાતી પર મૂકી તે મૂર્છા ખાઇ ફરી ઢળી પડયો.

મકરન્દે ત્હેને પવન નાંખી શુદ્ધિમાં આણી કહ્યું: " મિત્ર ! હોંશીયાર થઇ જા."

" મકરન્દ ! માલતીની પ્યારી આ બકુલમાલા કોણ જાણે ક્યાંથી આવી પડી છે તે તું નથી દેખતો શું ? એ ક્યાંથી આવી હશે વારૂ ? " માધવે આશ્ચર્ય પામી પૂછ્યું.

" મિત્ર ! માલતીનું આ ચિહ્ન આણનારાં આ યોગીશ્વરી છે." મકરન્દે દિલાસો આપતાં કહ્યું.

માધવે યોગિની તરફ ફરી હાથ જોડી પૂછ્યું: " આર્યે ! મ્હારી પ્રિયા જીવે છે કે નહી તે મ્હને કૃપા કરીને કહો."

" પુત્ર ! ધીરજ રાખ. એ કલ્યાણી જીવે છે." યોગિનીએ ઉત્તર આપ્યો.

" આર્યે ! જો એમજ હોય તો આ બધું શું થઇ ગયું તે કહો." મકરન્દ અને માધવે જીજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો.

" પહેલાં કરાલાના મંદિરમાં માલતીનું બલિદાન આપવાને હાથમાં તરવાર ઝાલી ઉભેલા અઘોરઘંટને માધવે મારી નાંખ્યો હતો. ત્હેની શિષ્યા કપાલકુંડલા માધવ ઉપર વેર વાળવા માટે માલતીને ઉપાડી ગઇ હતી. શ્રીપર્વત ઉપર મ્હારા જોવામાં આવતાં મ્હેં માલતીને છોડાવી મ્હારા આશ્રમમાં રાખી છે." યોગિનીએ વાત ઉઘાડી પાડી કહ્યું.

" આર્યાની અમારા ઉપર મ્હોટી કૃપા થઇ." બન્ને મિત્રો સાથે બોલી ઉઠયા.

તરત જ યોગિની માધવને સાથે લઇ યોગશક્તિથી આકાશમાં ઉડી. મકરન્દ ત્યાંથી નીકળી કામન્દકી વગેરેને સમાચાર આપવા

ચાલતો થયો. કામન્દકી, લવંગિકા, મદયન્તિકા સર્વે આમતેમ ફરતાં આક્રંદ કરતાં હતાં. ત્હેમણે સર્વેએ નદીમાં પડી આપઘાત કરવાનો નિશ્ચય કર્યો હતો. એટલામાં ત્હેમને શોધતો મકરન્દ ત્યાં આવી પહોંચ્યો, અને ત્હેણે બનેલી સર્વ હકીકતનું નિવેદન કર્યું.

થોડીવારમાં મૂર્છા પામેલી માલતીને લઈ માધવ ત્યાં ઉપસ્થિત થયો.

બીજી બાજુએ, માલતીનો પિતા ભૂરિવસુ પુત્રીના શોકથી ચિતા ખડકી અગ્નિમાં બળી મરવા તત્પર થયો હતો. યોગિનીને આ વાતની ખબર પડતાં તે એકદમ ત્યાં ગયાં, અને ત્હેને સઘળી હકીકત જણાવી આપઘાત કરતાં અટકાવ્યો.

માલતીને શુદ્ધિ આવતાં કામન્દકીએ ત્હેને ખોળામાં લીધી. સર્વનાં અંતઃકરણ હવે આનંદથી ઉભરાતાં હતાં.

એટલામાં પેલાં યોગિનીએ આવી "ભગવતિ કામન્દકિ ! આ ત્હમારી દીર્ઘકાલ પૂર્વેની શિષ્યા ત્હમને અભિવંદન કરે છે." એમ કહી કામન્દકીને નમન કર્યું.

કામન્દકીએ ત્હેના તરફ આશ્ચર્યપૂર્વક જોઈ કહ્યું: "અહો ! આ તો ભદ્રા સૌદામિની !"

"અહો ! ભગવતીને પક્ષપાત ઉત્પન્ન કરનારાં એમનાં પ્રથમનાં શિષ્યા સૌદામિની તે આ જ કે ! ત્યારે હવે તો બધુંયે સમજાયું." માધવ અને મકરન્દે આશ્ચર્ય પામી જણાવ્યું.

"ભદ્રે ! ત્હેં અમારા ઉપર ઘણા ઉપકાર કર્યા છે. આટલા બધા જીવોને આપઘાતમાંથી બચાવી ત્હેં બોધિસત્વથી પણ ચઢી જાય એવું પુણ્ય સંપાદન કર્યું છે." કામન્દકીએ કહ્યું.

“ભગવતિ ! આપ સર્વની આટલી બધી સુજનતા મ્હને લજવે છે.” સૌદામિનીએ નમ્રપણે ઉત્તર આપતાં કહ્યું: “ભગવતિ ! આ અદ્‌ભુત બનાવોમાં વિશેષ રમણીય તો એ જ છે કે ભૂરિવસુ અને દેવરાત એ બન્ને પ્રધાનોનો અન્યોન્યનાં બાળકોનો વિવાહ કરવા રૂપી મનોરથ પણ દીર્ઘકાળે સંપૂર્ણ થયો !”

આ સાંભળી માલતી, માધવ અને મકરન્દને આશ્ચર્ય લાગ્યું. પણ કામન્દકીએ વચમાં જ કહ્યું, “પુત્રો ! એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. વિદ્યાર્થી અવસ્થામાં એ બન્નેએ મ્હારા અને સૌદામિનીના સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી હતી કે આપણે અવશ્યે કરીને અપત્યસંબંધ કરવો. પરંતુ સીધી રીતે તેમ કરવામાં અનેક વિઘ્નો આડે આવતાં હતાં. સદ્‌ભાગ્યે આ પ્રમાણે થવાથી પ્રધાન નંદનના કોપમાંથી આપણે મુક્ત થયા છીએ. વત્સ મકરન્દને પણ ત્હેણે હવે ખુશી થઇ પોતાની બ્હેન મદયન્તિકા અર્પણ કરી છે. રાજાજી પણ સંતુષ્ટ થયા છે. હવે, વત્સ માધવ ! ત્હમારા સુખમાં હવે શી ઉણપ રહી છે ?”

“ભગવતિ ! આપનાં ચરણની કૃપાથી અમારૂં સર્વ શ્રેય સંપાદન થયું છે; અમને હવે કોઇ જાતની ઉણપ નથી.” માધવે નમ્ર વંદન કરી ઉત્તર આપ્યો. માલતી, મકરંદ અને મદયન્તિકાએ નીચાં પડી ભગવતીનાં ચરણ ચૂમ્યાં.

સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો.



# ( ૨ ) મહાવીરચરિત

## [ શ્રીરામચંદ્રની પૂર્વકથા ]

—:(૦):—

### પ્રકરણ ૧ લું : સીતાપ્રદાન.

જ્યારે રાક્ષસોનો ત્રાસ વધી પડયો અને ઋષિમુનિઓના યજ્ઞ-યાગોમાં હંમેશાં વિઘ્નો થવા લાગ્યાં, ત્યારે રાજર્ષિ વિશ્વામિત્રે મહારાજા દશરથ પાસે જઇ રામ અને લક્ષ્મણને પોતાની સાથે મોકલવા માટે યાચના કરી. દશરથને વૃદ્ધાવસ્થામાં પુત્રપ્રાપ્તિ થયેલી તેથી રામ–લક્ષ્મણ જેવા આજ્ઞાધારી, સુકુમાર, સુંદર કુમારોને જરઠ ઋષિની સાથે ભયાનક જંગલોમાં અતિભયાનક રાક્ષસો સાથે યુદ્ધ કરવા મોકલવા કે નહિ એ સંદેહ રાજાને થાય તો તેમાં કાંઇ નવાઇ નથી. પરંતુ ઋષિનાં આગ્રહ તથા ભયંકર ક્રોધી મૂર્તિએ પુત્રસ્નેહને નમાવ્યો. અંતે દશરથે બન્ને ક્ષાત્રકુમારોને ધનુષબાણથી સજ્જિત કરી અરણ્યોની મુસાફરીએ મોકલ્યા.

રામ–લક્ષ્મણને લેઇ આવવામાં વિશ્વામિત્રનો હેતુ રાક્ષસોનો તાત્કાલિક સંહાર કરાવવા ઉપરાંત અસ્ત્રવિદ્યાના શિક્ષણથી તેમનામાં તેજ ભરવાનો, તથા સીતા સાથે રામને પરણાવવાનો પણ હતો. પોતાના આશ્રમમાં રાજકુમારોને થોડો વખત રાખ્યા પછી વિશ્વામિત્રે જનકરાજાને પોતાના આશ્રમમાં યજ્ઞનાં દર્શને આવવા આમંત્રણ આપ્યું. પરંતુ તે વખતે જનકરાજાએ યજ્ઞની દીક્ષા લીધેલી હોવાથી તેમણે પોતાના ભાઇ કુશધ્વજને ઋષિના આશ્રમે જવા આજ્ઞા કરી. તદનુસાર કુશધ્વજે સીતા અને ઉર્મિલા એ બે કન્યાઓને

સાથે લેઇને રથમાં બેસી અરણ્ય તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં કુશધ્વજે કન્યાઓને કહ્યું, "પુત્રીઓ, ભગવાન કુશિકનંદનને શ્રદ્ધા અને નમ્રતાપૂર્વક પ્રણામ કરજો."

"દાદાજી, એમાં કાંઇ કહેવાની જરૂર હોતી હશે?" એમ બોલી બન્ને કુમારિકાઓએ કાકાને પ્રણામ કર્યા.

"ભગવાન વિશ્વામિત્ર એ સામાન્ય ઋષિ નથી. તે તો ચતુર્થ અગ્નિ છે, પંચમ વેદ છે, અથવા જંગમ તીર્થ કે મૂર્તિમાન ધર્મ છે." રાજાએ ઋષિનું મહત્ત્વ વર્ણવ્યું.

સારથિએ પણ પોતાનો અભિપ્રાય ઉમેરી જણાવ્યું: "મહારાજ, આપ કહો છો તે બરાબર છે. છે કોઇ ઋષિ વિશ્વામિત્રથી ચઢી જાય તેવો? ત્રિશંકુને સ્વદેહે સ્વર્ગમાં મોકલવો, શુનઃશેપને વરુણની ઋચાઓ ભણાવી વધમાંથી બચાવવો અને રંભા જેવી અનુપમ અપ્સરાના રૂપગર્વનો ધ્વંસ કરવો, એવાં એવાં અદ્ભુત ચરિત્રો વિશ્વામિત્ર સિવાય કોણ કરી શકે તેમ છે? વિશ્વામિત્ર એટલે તેજનો ભંડાર અને વિદ્યાનો વારિધિ."

ઋષિની પ્રશંસાથી પ્રસન્ન થઇ રાજાએ મસ્તક ડોલાવી કહ્યું: "વાહ, સારથિ, તેં ઠીક કહ્યું. મહર્ષિઓનો સમાગમ ખરેખર અંધકાર દૂર કરી આપણાં અશાંત મનને પરમ શાંતિ આપે છે, અને આ લોક તેમજ પરલોકમાં પણ આપણું કલ્યાણ જ કરે છે."

એવામાં રથ સિદ્ધાશ્રમ પાસે આવતાં, દૂરથી મહર્ષિ તથા બે રાજકુમારોને પોતાના તરફ આવતા જોઇ રાજા અને કન્યાઓ રથમાંથી ઉતરી પડયાં. શિષ્ટાચાર પ્રમાણે પરસ્પર પ્રણામ થયા પછી ઋષિએ રાજકુળને આશીર્વાદ આપ્યા, અને રામ-લક્ષ્મણનો

કુશધ્વજને, તથા કુશધ્વજને રાજકુમારોને પરિચય કરાવ્યો. રામ અને લક્ષ્મણની સુંદર અને વીરોચિત આકૃતિ, ક્ષાત્રતેજ તથા મૂર્તિમાન બ્રહ્મચર્ય જોઇને રાજાનું અંતઃકરણ અત્યંત પ્રસન્ન થયું. રાજકુમારોએ આ વખતે ક્ષત્રિયોને છાજે તેવાં બાણનાં ભાથાં પીઠ પર બાંધ્યાં હતાં અને તેમાંથી ડોકીયાં કરી રહ્યાં હોય તેવાં બાણનાં પીછાં તેમની શિખાને સ્પર્શ કરતાં હતાં. વક્ષઃસ્થલ પર ભસ્મનાં પવિત્ર ચિહ્ન દીસતાં હતાં. શરીરે રુરુ હરણનાં ચર્મ તેમણે ઓઢેલાં હતાં અને કેડે મજીઠીયા રંગનાં વસ્ત્ર પર મૌર્વી મેખલા બાંધેલી હતી. ખભે ધનુષ્ય, એક હાથમાં રૂદ્રાક્ષની માળા અને બીજા હાથમાં પીપલના દંડ ધારણ કરેલા હતા. સાક્ષાત્ ક્ષાત્રધર્મનાં બે રૂપો હોય તેવા તે લાગતા હતા.

આ વખતે રામ અને સીતા, તથા લક્ષ્મણ અને ઉર્મિલાનાં અંતઃકરણોનું પરસ્પર સ્વાભાવિક આકર્ષણ થયું અને જેને પ્રથમ દર્શને પ્રેમ કહે છે તેનું પૂર્વ રૂપ બંધાયું.

વિશ્રામ લેવા માટે સર્વે એક વિશાળ વૃક્ષની છાયામાં બેઠાં. એવામાં એક શિલાને શ્રીરામચંદ્રનો પાદસ્પર્શ થવાથી તેમાંથી એક દેવતારૂપ સ્ત્રી ઉત્પન્ન થઇ રામની સામે હાથ જોડી ઉભી રહી. આ વિચિત્ર દશ્ય જોઇ રાજાએ પૂછયું: "મહારાજ, આ કયાં દેવી ?"

વિશ્વામિત્રે ઉત્તર આપ્યો : "રાજન્, ગૌતમ ઋષિનાં ધર્મપત્ની અહલ્યા વિષે તો આપે સાંભળ્યું હશે. એક વખત ઈંદ્ર અને અહલ્યાને પરસ્પર પ્રેમ થયો. આથી કુપિત થઇ ગૌતમે અહલ્યાને શાપ આપ્યો તેથી તેનું પતિત શરીર આ જડતાને પામ્યું હતું. આજ રામચંદ્રના પતિતપાવન પાદસ્પર્શથી તેની મુક્તિ થઇ છે."

રામના આ પુણ્યપ્રભાવથી સર્વે આશ્ચર્યચકિત થઈ તેના તરફ જોવા લાગ્યાં. રાજાના અંતઃકરણમાં એકાએક વિચાર સ્ફુર્યો કે જો મોટા ભાઈએ (જનકે) માહેશ્વર ધનુષ ભાંગવાની શરત ન રાખી હોત તો આજને આજ આ રામચંદ્ર અને સીતાચંદ્રિકાનો મેળાપ કરાવ્યા સિવાય હું રહેત નહિ! પણ લાચાર છું.

આ પ્રસંગે રાવણનો પુરોહિત સર્વમાય નામનો રાક્ષસ ત્યાં આવી ચઢયો. રાવણનો સંદેશો લેઇ તે પ્રથમ મિથિલામાં જનકને મળવા ગયો હતો ત્યાંથી જનકના કહેવાથી તે વિશ્વામિત્રના આશ્રમમાં આવ્યો હતો. પ્રથમ શિષ્ટાચાર થયા પછી રાજા અને મહર્ષિએ રાવણના કુશળ સમાચાર પૂછ્યા. તેના ઉત્તરમાં રાક્ષસે કુશળ જણાવી કહ્યું: " અમારા મહારાજે કહાવ્યું છે કે આપને ત્યાં ભૂમિમાંથી ઉત્પન્ન થયેલું કન્યારત્ન છે, અને તેને માટે અમારી યાચના છે. જ્યાં જ્યાં કાંઇક મૂલ્યવાન રત્ન હોય છે ત્યાં ત્યાંથી લાવીને ઇંદ્ર પણ અમને નજરાણો કરે છે. વળી કન્યા એટલે પારકાનું ધન, અને તે ધન અમને અર્પણ કરવાથી અમારા જેવો રાજા આપનો સંબંધી થશે એ આપનું ઓછું માન છે?"

આ સંદેશો સાંભળી રાજા અને મહર્ષિ વિચારમાં ગરક થઇ ગયા અને કન્યાઓ ભયભીત થઈ ગઇ. એક બાજુએ લક્ષ્મણ રામને કહેવા લાગ્યો: " આર્ય, નિશાચરપતિ રાવણ સીતા માટે યાચના કરે છે!"

" વત્સ! હોય, તેમાં આશ્ચર્ય શું? કન્યા એ પારકું ધન છે એટલે ગમે તે માણસ તેની યાચના કરી શકે; તો પછી આ રાવણ જે ત્રણે જગતનો વિજેતા અને બ્રહ્માનો પ્રપૌત્ર છે તે યાચના કરે

એમાં કાંઇ નવાઇ જેવું નથી." રામે ગંભીરતા અને ઉદારતાથી ઉત્તર આપ્યો.

પણ લક્ષ્મણને તેથી સંતોષ થયો નહિ. તેણે ફરીથી કહ્યું: "પણ આર્ય, એ તો રાક્ષસ, વેદધર્મનો ઉચ્છેદક અને ક્ષાત્રતેજનો સંહર્તા છે, એ આપ કેમ ભૂલી જાઓ છો ?"

"ભાઇ, શત્રુ તરીકે તો એ વધ્ય છે જ, પણ એક વીર તરીકે તો આપણે તેની પ્રશંસા જ કરવી જોઇએ." રામે જણાવ્યું.

"પણ મોટાભાઇ, જેણે વીરલોકના શિષ્ટાચારને લાત મારી છે એવા વીરની વીરતાની પ્રશંસા શા માટે ?" લક્ષ્મણે વાંધો દર્શાવ્યો.

"ભાઇ, તે વિદ્વાન છે, કુલવાન છે, પણ અધર્મી છે. આ બાબતમાં આપણે એટલું જ કહી શકીએ કે જગતમાં કોઇ પણ સર્વગુણસંપન્ન હોતો નથી. વીરતામાં તો જામદગ્ન્ય પરશુરામ સિવાય તેને પહોંચી વળે એવો ત્રણે જગતમાં કોઇ છે ?" રામે પોતાના મતનું સમર્થન કર્યું.

એવામાં દૂરથી નજીક આવતો હોય તેમ એક ભયંકર હાહાકાર સંભળાવા લાગ્યો અને તરત જ એક ભયંકર રાક્ષસી દેખાઇ. તેણે આંતરડાંની માળાઓમાં પરોવેલાં ખોપરીનાં હાડકાંનાં આભૂષણો પહેરેલાં હતાં, જેના નઠોર અને વિકરાળ અવાજથી આકાશ ગાજી રહ્યું હતું. તેણે પીધેલા રક્તથી છંટાયલાં ભયંકર સ્તનો આમ તેમ હલાવતી તે ઋષિ અને રાજકુમારો તરફ ઉદ્ધતપણે દોડી આવતી હતી. તેનું ભયંકર રૂપ જોતાં જ સીતા અને ઉર્મિલા તો ડધાઇ જ ગઇ. તરત વિશ્વામિત્રે રામને આજ્ઞા કરી : "વત્સ રામચંદ્ર, આ રાક્ષસી સુકેતુની પુત્રી, સુન્દાસુરની ભાર્યા અને મારીચની મા તાડકા છે. એનો સત્વર વધ કર."

પણ રામચંદ્રે તાત્ત્વિક પ્રશ્ન ઉઠાવી કહ્યું: "ભગવન્, એ તો સ્ત્રી છે, અવધ્ય છે."

આવી ભયાન્વિત પરિસ્થિતિમાં પણ જે ધર્મનું ભાન ભૂલતા નથી એવા રામચંદ્રની રાજા મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યો. પાસે ઉભેલો રાવણપુરોહિત પણ દિઙ્મૂઢ થઇ રામના તરફ ટીકી ટીકી જોવા લાગ્યો. તે મનમાં ગણગણ્યો: "આ જ દશરથપુત્ર રામ કે? તાડકાને જોઇ તેનું હૃદય ભયથી કાંપતું નથી, પરંતુ તેને મારવાની આજ્ઞા થતાં સ્ત્રીવધ ધર્મ્ય છે કે અધર્મ્ય એમ પૂર્વપક્ષ કરે છે! ધન્ય છે એની ધાર્મિકતાને."

ત્યાં ધર્માધર્મનો ઉહાપોહ કરવાનો સમય ન હતો. વિશ્વામિત્રે તરત જ કડકાઇથી કહ્યું, "અરે રામચંદ્ર, આ રાક્ષસી હમણાં ઋષિજનોનો સંહાર કરી નાંખશે એ જોતા નથી?"

શ્રીરામે મસ્તક નમાવી ઉત્તર આપ્યો: "જેવી ભગવાનની આજ્ઞા. સર્વ દોષથી પર હોવાને લીધે આપનું વચન તે વેદવિધિ છે, તેથી પુણ્યપાપની પંચાતમાં ન પડતાં હું આપની આજ્ઞા માથે ચઢાવું છું." એમ કહી ધનુષ ઉપર બાણ ચઢાવી રામચંદ્ર તાડકા તરફ ધસ્યા. તેની પાછળ રાજાએ પણ ધનુષ્ટંકાર કર્યો. રામબાણથી કોણ બચી શક્યું છે? તરત જ લોહી ઓકતી તાડકા પર્વતના શિખરની માફક નીચે ગબડી પડી અને પંચત્વને પામી.

તાડકાના મરણથી સર્વને આનંદ થયો; માત્ર રાક્ષસ પુરોહિતને ખેદ થયો. તે બબડ્યો: "શું તાડકા મરાઇ? શું આશ્ચર્ય? આ તો **अम्बुनि मज्जन्त्यलाबूनि, ग्रावाणः प्लवन्ते।** અર્થાત્ પાણીમાં તુમડાં ડૂબે છે અને પથરા તરે છે એના જેવી વિપરીત ગતિ થઇ

જણાય છે! ખરેખર રાક્ષસપતિ રાવણની કીર્તિને આજ કાળાશ લાગી છે. આજ મનુષ્યના એક બાળકે તેને ભયંકર હાર ખવડાવી છે. આ ઘરડી આંખે સ્વજનનો વધ જોવો પડે છે એથી વિશેષ શોકની બાબત કયી હોઇ શકે?"

વિશ્વામિત્રે રામને શાબાશી આપતાં કહ્યું: "ચાલો, આ હવે રાક્ષસોના સંહારના **શ્રીગણેશાય નમઃ** થયા!"

રાવણનો પુરોહિત આ બધું દૃશ્ય જોઇ અધીરો બની કહેવા લાગ્યો: "અરે, મારા પ્રશ્નનો શો ઉત્તર આપો છો તે તો કહો."

તેના ઉત્તરમાં વિશ્વામિત્રે જણાવ્યું: "કન્યાના પિતા અને કુટુંબના વડીલ તો જનકરાજા છે, માટે સીતાના વિવાહ વિષે તેમની પાસે જઇ માગું કરો. આ કુશધ્વજ તો તેમનો કનિષ્ઠ ભ્રાતા કહેવાય. તે શી રીતે તમને ચોક્કસ ઉત્તર આપી શકે?

"અરે! પણ જનકે મને કહ્યું કે કુશધ્વજ અને વિશ્વામિત્ર આ બાબતમાં જે કરશે તે મને માન્ય છે." રાક્ષસે તરત ઉત્તર આપ્યો. પરંતુ તેના શબ્દો તરફ બીલકુલ ધ્યાન આપ્યા સિવાય વિશ્વામિત્ર કુશધ્વજ સાથે વાતચિતમાં રોકાયા: "ભાઇ, ભગવાન કૃશાશ્વ પાસે કઠોર બ્રહ્મચર્ય પાળીને અધ્યયન કરેલી જૃંભકાસ્ત્ર-વિદ્યાનો પ્રકાશ આ સુમુહૂર્તમાં મારી કૃપાથી રામચંદ્ર અને લક્ષ્મણમાં થાઓ એમ હું ઇચ્છું છું."

"વાહ, ત્યારે તો રઘુકુળનું કામ જ થઇ ગયું!" રાજા બોલી ઉઠ્યો. એવામાં ઋષિએ દિવ્યાસ્ત્રોનું ધ્યાન કર્યું કે તરત જ આકાશમાં પીળાશ પડતું તેજ ચોતરફ છવાવા લાગ્યું; જાણે કે વીજળીઓનો સમૂહ આકાશમાં બાંધી દીધો ન હોય! દેવોએ દુન્દુભિનાદ કરી પુષ્પ-

વૃષ્ટિ કરવા માંડી. આ સઘળું દૃશ્ય જોઇ રાવણપુરોહિત તો આભો જ બની ગયો. ચોતરફ તેજનો પ્રસાર જોઇને તેને રાવણ અને ઇંદ્ર વચ્ચેનું ભયંકર દ્વંદ્વયુદ્ધ યાદ આવ્યું. તે મનમાં બોલ્યો: "અરે, દેવતાઓ પણ રાજવિરુદ્ધ આચરણ કરે છે!"

"રામભદ્ર!" ઋષિએ બૂમ પાડી કહ્યું, "આ દિવ્યાસ્ત્રોને નમન કર. બ્રહ્મા, ઇંદ્ર, કુબેર, રુદ્ર, વરુણ, પ્રાચીનબર્હિ, વાયુ, યમ, અગ્નિ અને તેથી પણ અધિક વેદવિદ્ મહર્ષિઓની હજારો વર્ષની કઠોર તપશ્ચર્યાથી ઉત્પન્ન થયેલું અપ્રતિહત તેજ તે આ દિવ્યાસ્ત્રો છે. એ દરેકમાં ત્રણે જગતનું રક્ષણ અગર સંહાર કરવાની શક્તિ રહેલી છે."

ઋષિની આજ્ઞા થતાં રામ અને લક્ષ્મણે મસ્તક નમાવી પ્રાર્થના કરી: "ભગવન્, આપની આજ્ઞા અને અનુગ્રહથી દિવ્યાસ્ત્રોનું જ્ઞાન અમારામાં સ્ફુરો!"

"તથાસ્તુ." ઋષિએ કહ્યું.

આથી રામ-લક્ષ્મણમાં એક નવું તેજ ઉમેરાયું હોય એમ તેમને લાગ્યું. તેમણે દિવ્યાસ્ત્રોની પણ સ્તુતિ કરી: "હે દિવ્યાસ્ત્રો, સમગ્ર જગતના હિતૈષી આ મહર્ષિ વિશ્વામિત્ર પાસેથી આપને મેળવી અમે ખરેખર કૃતાર્થ થયા છીએ. આપને અમારાં નમ્ર વંદન હો! આપ પોતાને સ્થાનકે જાઓ, અને જ્યારે જ્યારે અમે આપનું ચિંતન કરીએ, ત્યારે ત્યારે અમારી પાસે ઉપસ્થિત થવા કૃપા કરશો."

દિવ્યાસ્ત્રો પોતપોતાને સ્થાનકે ચાલ્યાં ગયાં.

આ દૃશ્ય જોઇ રાજા કુશધ્વજ વિશ્વામિત્રની સ્તુતિ કરવા લાગ્યા: "ભગવન્ કુશિકનન્દન, આપનો પ્રતાપ આટલો અદ્ભુત છે

તે આજે જાણ્યો. આપને નમસ્કાર કરૂં છું. હવે આપને એક પ્રાર્થના કરવાની કે રામચંદ્ર જેવા જમાઇ અમને ન મળે તો ખરેખર અમારાં દુર્ભાગ્ય જ છે. માટે મહારાજા દશરથને અહીં બોલાવરાવો. ”

વિશ્વામિત્રે કહ્યું: “ રાજન્, દશરથને બોલાવવામાં વિલંબ નહિ લાગે, પણ પ્રથમ શિવધનુષ્ અહીં આણવું જોઇએ, જેથી જનકરાજાની પ્રતિજ્ઞા અધૂરી રહે નહિ. ”

તરત જ કુશધ્વજે શિવધનુષ્નું ધ્યાન કર્યું. જેથી તે સ્વયં ત્યાં ઉપસ્થિત થયું. રામે તે ધનુષને ચઢાવ્યું અને એક ક્ષણમાં તેને ભાંગી નાંખ્યું. ધનુષ્ ભાંગતાં એક ભયંકર અવાજ થયો. આ જોઈ સર્વને અને ખાસ કરી સીતાને વિશેષ આનંદ થયો. માત્ર જે રાક્ષસ બાજુમાં ઉભો ઉભો આ સઘળું જોયા કરતો હતો તે બબડયો: “ આ રામલાનું બળ તો કાંઇક અદ્દભુત જ જણાય છે ! ”

અત્યંત આનંદમાં આવી કુશધ્વજે રામચંદ્રને છાતી સાથે ચાંપ્યા અને ઋષિને કહ્યું: “ભગવન્, સીતાને આપેલા આશીર્વાદો આજ ફળ્યા છે. આ મંગલ પ્રસંગે હું ઉર્મિલાનું લક્ષ્મણને દાન કરૂં છું. ”

“ વાહ, ઠીક કર્યું. ત્યારે ભરત અને શત્રુઘ્નને માંડવી અને શ્રુતકીર્તિનું પણ દાન કર. ” ઋષિએ જણાવ્યું.

“ ઠીક, જેવી આપની આજ્ઞા. ” કહી રાજાએ નમન કર્યું.

વિશ્વામિત્રે આ શુભ સમાચાર દશરથને નિવેદન કરવા તથા લગ્નની જાન લઇ મિથિલામાં આવવાનું કહેવા માટે શુનઃશેપને અયોધ્યા મોકલ્યો.

રાવણના પુરોહિતની ધીરજ હવે ખુટી હતી. તે રાતો પીળો થઇ કહેવા લાગ્યો: “ અરે કુશધ્વજ, આ મારા છેલ્લા શબ્દો સાંભળી લે.

આ કન્યા રાવણ સિવાય બીજાને આપો છો તે મહાન અનર્થ કરો છો એમ જાણજો. મહારાજા રાવણે વિનયપૂર્વક તેની યાચના કરેલી તેનો તમે અનાદર કર્યો છે. ઠીક, પરંતુ લંકાની યાત્રા સીતાએ કોઈપણ રીતે કરવી જ પડશે એમાં શંકા નથી."

એવામાં સુબાહુ અને મારીચ નામના બે રાક્ષસો ભયંકર બરાડા પાડતા એક મોટા સૈન્ય સાથે ત્યાં ઉપસ્થિત થયા. રામ અને લક્ષ્મણે તેમને પણ તત્કાળ ધૂળચાટતા કર્યા.

---

## પ્રકરણ ૨ જું: રામ અને પરશુરામ.

રાવણના પુરોહિત સર્વમાયે લંકામાં આવી સિદ્ધાશ્રમમાં બનેલી સર્વ હકીકત પ્રધાન માલ્યવાનને નિવેદિત કરી. સઘળો વૃત્તાંત સાંભળી માલ્યવાન વિચાર કરવા લાગ્યો કે તાડકા, મારીચ અને સુબાહુ જેવા ભયંકર રાક્ષસોને તણખલાં માફક મસળી નાખનાર, શિવધનુષનો ભંગ કરનાર, વિશ્વામિત્રની કૃપાથી દિવ્યાસ્ત્રો પ્રાપ્ત કરનાર રામને કેવી રીતે હંફાવવો એ એક મહાન પ્રશ્ન છે. લોકો પણ હવે સ્વતંત્રપણે વર્તી રાજદ્રોહ કરવા લાગ્યા છે. ઘરડા ઋષિએ હિંમત ધરી અમારા દૂતના દેખતાં જ રામને અસ્ત્રદાન કર્યું, સર્વમાયે સીતા વિષે આપેલી ધમકીનો કુશધ્વજે અનાદર કર્યો, અને દેવલોકોએ પણ રામ–સીતાના વિવાહવિધિમાં નાન્દી વગેરે કર્યું. કહ્યું છે કે **सर्वः प्रायो भजति विकृतिं भिद्यमाने प्रतापे।** (પ્રતાપ ઓસરવા માંડે એટલે સર્વ પરિસ્થિતિ બદલાવા માંડે છે.)

એવામાં શૂર્પણખાએ આવી ખબર આપી કે મિથિલામાં રામ લક્ષ્મણ વગેરે ચારે ભાઈઓનાં લગ્ન સીતા, ઉર્મિલા વગેરે

ચારે બહેનો સાથે નિર્વિઘ્ને પાર પડયાં, અને તે વખતે અગસ્ત્ય ઋષિએ રામચંદ્રને માહેંદ્ર ધનુષ ભેટ આપ્યું.

એ સાંભળી માલ્યવાન ફરી વિચારમાં પડયો: "ઋષિઓ તરફથી દિવ્ય અસ્ત્રો રામને મળે છે એ આપણે માટે બહુ અનિષ્ટ છે. ખરેખર,

**अमोघमस्त्रं क्षत्रस्य ब्राह्मणानामनुग्रहः ।**
**दुरासदं च तत्तेजः क्षत्रं यद् ब्रह्मसंयुतम् ॥**

ક્ષત્રિયનું અમોઘ અસ્ત્ર અને બ્રાહ્મણોનો અનુગ્રહ–આ રીતે ક્ષાત્રતેજ અને બ્રાહ્મતેજનો સંયોગ અત્યંત ભયંકર છે, તેની સામે થવું અશક્ય છે !..."

"પણ રામ તો એક માણસ છે. તેના વિષે આટલી બધી ચિંતા શી ?" શૂર્પણખાએ પ્રશ્ન પૂછી પ્રધાનની વિચારશૃંખલા તોડી.

"બ્હેન, એમ મા બોલ. રામ એ કાંઈક અદ્‌ભુત શક્તિ છે. તે મનુષ્યદેહધારી હોય તેથી શું ? તેનાં પરાક્રમો દેવો પણ ગાય છે. વળી, દૂરદર્શી દેવતાઓ અને ઋષિઓ દુષ્કર કાર્ય કરવાની શક્તિ અમુક વ્યક્તિમાં આરોપે છે. તેમજ, ખાસ ચિંતાનું કારણ તો એ છે કે જ્યારે બ્રહ્માએ મહારાજા રાવણને વરદાન આપ્યાં ત્યારે તેને મનુષ્ય સિવાય સર્વ પ્રાણીઓથી અભય આપ્યું હતું. હવે તો બળીયા સાથે બાથ ભીડવાની છે." માલ્યવાને ચિંતાનાં કારણો જણાવી સ્ફોટ કર્યો.

શૂર્પણખાએ પણ મસ્તક હલાવી તેનું સમર્થન કરતાં કહ્યું : "હા, બરોબર. હાલમાં મહારાજા પણ ઘણી વાર દસે મ્હોડાં નીચાં

ફરી, આંખો અર્ધી મીંચીને બેસી રહે છે તે ઉપરથી જણાય છે કે તેમના હૃદયને પણ અત્યંત આઘાત થયો છે!"

માલ્યવાન ફરીથી વિચારમાં પડ્યો: 'સ્વયં બ્રહ્માના કુળમાં ઉત્પન્ન થયેલા મહારાજા રાવણ સાથે સંબંધ જોડતાં જનકને શી હરકત નડતી હશે વારુ?...ઠીક, પણ કઠોર તપશ્ચર્યાથી દેદીપ્યમાન થયેલા જગત્પતિ રાવણને શી ઉણપ લાગી હશે કે તે યાચના કરવા તૈયાર થયો?...વળી, યાચના કર્યા પછી તે ફળી નહિ. એટલું જ નહિ, પણ તેના શત્રુ રામને તે કન્યા મળી. આ રીતે પારકાનો ઉત્કર્ષ અને પોતાનો અપકર્ષ, તેમજ પોતાની આંખ તળેથી ચાલ્યું જતું સ્ત્રીરત્ન રાવણ જેવો અભિમાની શી રીતે સહન કરી શકે?'

એવામાં એક નોકરે આવી માલ્યવાનના હાથમાં એક પત્ર આપ્યો. તે મહેન્દ્રદ્વીપથી પરશુરામે મોકલ્યો હતો અને તેમાં જણાવ્યું હતું કે વિરાધ, દનુ, કબન્ધ વગેરે રાક્ષસો દંડકારણ્યમાં પ્રવેશ કરી લોકોને હેરાન કરે છે તેમને એકદમ અટકાવવા, નહિ તો આપણી મિત્રતામાં ભંગ પડશે અને પરશુરામ હંમેશને માટે તમારો શત્રુ થઇ રહેશે.

આ પત્ર વાંચ્યા પછી માલ્યવાનને એક નવીન વિચાર સૂઝ્યો કે શિવધનુષના ભંગની વાત પરશુરામને નિવેદન કરી તેને ખૂબ ઉત્તેજિત કરવો, જેથી તે અભિમાની બ્રાહ્મણ રામ ઉપર અત્યંત ગુસ્સે થઇ તેનો સંહાર કરવા મિથિલા તરફ દોડશે. રામ અને પરશુરામના યુદ્ધમાં પરશુરામ જ વિજયી થવાનો એમાં જરા યે સંદેહ નથી. આ રીતે રામનું કાટલું બારોબાર નીકળી જશે. કદાચ જો રામ વિજયી થશે, તો તે ક્ષત્રિય થઇ બ્રાહ્મણનો વધ કરનાર નથી જ. પરંતુ રામનો વિજય સાંભળી સઘળા દેવો જે અત્યારે પણ

અસંતુષ્ટ થઇ રહ્યા છે તે રામના પક્ષમાં ભરાઇ બેસશે, અને આ રીતે રામ જગતનો ધણી થઇ બેસશે. પણ હવે બીજો કોઇ માર્ગ રહ્યો નથી, તેથી પરશુરામને જ ઉશ્કેરવો; પછી પડશે તેવા દેવાશે. આ રીતે પુખ્ત વિચાર કરી તરત જ માલ્યવાન અને શૂર્પ-ણખા બંને જણુ મહેન્દ્રદ્વીપમાં ગયાં અને બને તેટલું મરચું મીઠું ભભરાવી શિવધનુષ્ભંગની સર્વ હકીકત પરશુરામને નિવેદન કરી.

પરશુરામ પરમ શિવભક્ત હતા. તે એક ક્ષત્રિયના હાથે થયેલું શિવધનુષ્યનું અપમાન સાંભળી ક્રોધથી કંપી ઉઠયા, અને પર્ણકુટી-માંથી પોતાનો કુહાડો ઉપાડી મિથિલા તરફ ચાલતા થયા.

મિથિલામાં આવી પરશુરામે રાજમહેલનો માર્ગ લીધો. રાજ-મહેલ આગળ ઉભેલા દ્વારપાળમાંથી કોઇનામાં પરશુરામની પ્રચંડ મૂર્તિને અટકાવવાની હિંમત ન હતી. રાજમહેલમાં અંતઃપુરના દ્વાર આગળ આવી તે દ્વારપાળોને કહેવા લાગ્યા: " જાઓ, અંદર જઇ જણાવો કે રાવણનો મદ ઉતારનાર કાર્તવીર્યનો પણ વિજેતા, એકવીસ વાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરનાર, ક્રૌંચ પર્વતને ફાડનાર અને કાર્તિકેયનો પણ પરાભવ કરનાર જમદગ્નિપુત્ર પરશુરામ હરધનુષના ભંગથી ગુસ્સે થઇ આવ્યા છે ! "

રાજમહેલની બહાર લોકોએ હાહાકાર અને શોરબકોર કરી મૂકયો હતો.

દાસીઓએ અંતઃપુરમાં જઇ રામ અને સીતાને પરશુરામના આગમનની ખબર કરી. પરશુરામનું નામ સાંભળી સીતાના તો હોંશ-કોશ ઉડી ગયા. તેણે તથા દાસીઓએ રામને બહાર જતા અટ-

કાવી કહ્યું: "મહારાજ, એ તો પૃથ્વી નિઃક્ષત્રિય કરનાર પરશુરામ છે; એમને મળવા જવું ભયંકર છે!"

પરંતુ રામે સર્વેને આશ્વાસન આપી કહ્યું: "આ ઉત્સવના પ્રસંગમાં શોક શા માટે? બ્રાહ્મણો તો શિષ્ટાચારના ઉત્પાદક છે. તેમના તરફ આટલો બધો ભય અસ્થાને છે." પણ સીતાએ તો લજ્જા મૂકી રામચંદ્રનું ધનુષ્ પકડી કહ્યું: "આર્યપુત્ર, જ્યાં સુધી પિતાજી નહિ આવે ત્યાં સુધી હું આપને અહીંથી નહિ જવા દઉં."

"ઠીક, એમ આગ્રહ હોય તો લ્યો આ ધનુષ્ મૂકી ચાલ્યો જઈશ." રામે કહ્યું.

"ત્યારે હું તમને બાથમાં પકડી રાખીશ." સીતાએ સ્ત્રીહઠ બતાવી. એક તરફ પરશુરામ જેવા વીરને મળવાની ઉત્સુકતા અને બીજી તરફ સીતાનો આગ્રહ તથા તેનું શીતલ સુખદ આલિંગનઃ આ વિચિત્ર પરિસ્થિતિમાં શું કરવું તે રામને સૂઝયું નહિ. આખરે રામે ગંભીરતાથી કહ્યું: "પ્રિયે, તું તો ક્ષત્રિયાણી છે, આટલી બધી બ્હીક શા માટે? વળી, પરશુરામ જેવા ઋષિ–વીરના અભિમાની હાથની ચેળ દૂર કરનાર હું પણ ક્ષત્રિય છું."

આ બધો વખત પરશુરામ ઓરડાની બહાર ઉભા ઉભા રામની રાહ જોઇ રહ્યા હતા. તે મનમાં બોલતા હતા: 'શું આ રામને શિવધનુષ્ ભાંગતાં એટલો પણ વિચાર ન આવ્યો કે હજુ તારકરિપુ કાર્તિકય અને તેનો પણ વિજેતા તથા શ્રીશંકરનો પ્રિયશિષ્ય પરશુરામ જીવે છે? મેં ક્ષત્રિયોનો વિનાશ કરી આટલો વખત શાંતિ ભોગવી તેનું દુષ્પરિણામ એ આવ્યું કે ક્ષત્રિયોનાં ઉચ્છૃંખલ વર્તનો પાછાં ચોતરફ સંભળાવા માંડયાં છે.' આખરે તપી જઇને તે બૂમ મારી ઉઠયા: "અરે પરિચારકો, દશરથપુત્ર રામ કયાં છે?"

તેમની ગર્જના સાંભળી, રામ સીતાના આલિંગનમાંથી છૂટી કૂદકો મારી બહાર આવ્યા અને હાથ જોડી કહ્યું: "મહારાજ, આ રહ્યો આપનો સેવક."

રામનાં પ્રસન્ન વચનો સાંભળી પ્રથમ તો પરશુરામે તેને નખ-શિખ નિહાળ્યા; પછી કહ્યું: "વાહ, રાજપુત્ર! તું ખરેખરો ઇક્ષ્વાકુ-કુળનો ફરજંદ છે."

રામની કોમળ આકૃતિ જોઈ પરશુરામના મનમાં ગડભાંગ થવા લાગી: આવા સૌંદર્યમૂર્તિ કુમારનો વધ કરવો એ તેમને ક્રૂરતા લાગી.

રામે પણ તેમના તરફ ટીકીને જોયા પછી સ્મિત કરી કહ્યું: "મહારાજ, હું ધારું છું કે આજ પેલો કુહાડો, જે ભગવાન શંકરે સહસ્રવર્ષની સેવા પછી પ્રસન્ન થઈ આપને ભેટ આપેલો!"

પરશુરામે પણ તેના ઉત્તરમાં કઠોરતામાં જરા નરમાશ મેળવી કહ્યું: "હા રાજપુત્ર, એ અમારા ગુરુનો પ્રસાદ છે. એક વખતે ભગવાનના ગણો તથા કુમાર (કાર્તિકેય) અને બીજી બાજુએ અમે એમ અસ્ત્રપ્રયોગ કરવામાં આવ્યો હતો. તે વખતે ગણો સાથે કુમારને અમે હરાવ્યા એટલાથી જ પ્રસન્ન થઈ ભગવાને પ્રસાદી તરીકે આ પરશુ અમને પારિતોષિક તરીકે આપ્યો."

"શો ગર્વ!" રામે મનમાં કહ્યું. પછી રામે સ્તુતિવાદ આગળ ચલાવ્યો: "ભગવન્, તેથી જ આપની કીર્તિ સ્વર્ગલોક અને પૃથ્વીલોકમાં પ્રસરી રહેલી છે. આપનું શૌર્ય વાણીમાં જ રહેલું નથી, પરંતુ કર્મમાં ઉતરેલું છે. આપનો ત્યાગ પણ કેટલો મોટો છે? સમગ્ર પૃથ્વીનું દાન બીજું કોણ કરી શકે તેમ છે? આપ તો

ક્ષાત્ર અને બ્રાહ્મ તેજના નિધિ છોઃ આપનું કર્યું કાર્ય લોકોત્તર ન હોઇ શકે ?"

રામચંદ્રનાં મધુર પ્રશંસાત્મક વચનો સાંભળી જામદગ્ન્યનો ગર્વ તેમજ ક્રોધ જરા નરમ પડયાં. તેમનાથી બોલી જવાયું: "રામ ! રામ ! તું અંદર અને બહાર બધે અભિરામ (સુંદર) છે. જેના પર ગણેશના એક દાંતનો ઘા પડેલો છે તેવા મારા વક્ષઃસ્થળથી તને આલિંગવા માટે ખરેખર મારૂં અંતઃકરણ ઉત્સુક થઇ ગયું છે."

"ભગવન્ ! આલિંગન તો આપે કરેલા આરંભથી વિરુદ્ધ ગણાય." રામે નમ્રતાથી ટાણો માર્યો.

પરશુરામ મનમાં બબડયાઃ "ઠીક, એના વિનય પાછળ રહેલો અહંકાર પાકટ બુદ્ધિથી જ સમજાય તેવો છે. ગમે તેમ હો, પરંતુ તે જાણે કે ત્રણે લોકનું રક્ષણ કરવા અવતરેલો મૂર્તિમાન્ ધનુર્વેદ હોય, અથવા બ્રહ્માંડના રક્ષણાર્થે શરીર ધારણ કરેલો ધર્મ હોય, અગર સર્વ પ્રકારનાં સામર્થ્યોનો સમુદાય, યા તો પુણ્ય ગુણોનો રાશિ અહીં પ્રકટ થયો હોય તેમ લાગે છે !'

એવામાં રાજા જનક તથા પુરોહિત શતાનંદ વાતો કરતા કરતા અંતઃપુર તરફ આવતા હતા. શતાનંદે પૂછયુંઃ "મહારાજ, હવે કેમ કરીશું ?"

જનકે ઉત્તર આપ્યો : "ભગવન્, જો પરશુરામ અહીં અતિથિ તરીકે આવ્યા હોય તો શ્રોત્રિય બ્રાહ્મણને છાજે તેવાં પાદ્ય, અર્ધ્ય, આસન અને મધુપર્ક આપણે અર્પણ કરવાં જોઇએ. પરંતુ જો શત્રુ તરીકે આવ્યા હોય તો આપણું ધનુષ્ તૈયાર જ છે."

પરશુરામના અંતઃકરણમાં કયારની યે ગડભાંગ ચાલી રહી

હતી. એકાએક તેમની આંખમાં અશ્રુ આવેલાં જોઇ રામે પૂછયું: "ભગવન્! આ શું ?"

"કાંઇ નહિ. તને જોઇને અંતઃકરણમાં આનંદ ને પ્રેમની છોળ ઉછળે છે. વળી તું તાજો જ પરણેલો છે, હજુ મીંઢળ પણ છોડયાં નથી. પરંતુ તેં અમારા ગુરુનું અપમાન કર્યું તેથી આ ભયંકર કુઠાર તારા કંઠમાં પડશે એ વિચારથી અંતઃકરણમાં વિષાદની છાયા છવાઇ જાય છે." પરશુરામે સ્ફોટ કર્યો.

આ ઘૃણાવાચક શબ્દો સાંભળી રામે ભવાં ચઢાવી કહ્યું: "ભાર્ગવ, શું મારી તમને દયા આવે છે ?"

રંગ બદલાયો જોઇ પરશુરામે કહ્યું: "અલ્યા છોકરા, તું સુકુમાર છે, નવી ગૈરી પરણ્યો છે તેથી અમને ખેદ થાય એ સ્વાભાવિક છે. શું જામદગ્ન્યનો જગદ્વિખ્યાત ક્રોધ હજુ જાણતો નથી ? જેણે માતાને પણ મૂકી નથી, તેમ જ ક્ષત્રિયોનો એકવીસ વાર સંહાર કરી નાંખ્યો તેને જગતમાં કોણ ઓળખતું નહિ હોય ?"

"પણ એ તો ક્રૂરતા, પશુવૃત્તિ કહેવાય; તેમાં આટલા બધા કેમ કુલાઇ જાઓ છો ?" રામે તીખો જવાબ આપ્યો.

પરશુરામને માટે આ શબ્દો અસહ્ય હતા. તે ક્રોધથી રાતા પીળા થઇ કહેવા લાગ્યા: "અલ્યા વાચાટ છોકરા, કેમ બહુ બોલે છે કે ? ચાલ, ખેંચ તારૂં ધનુષ અને કર પહેલો પ્રહાર. જો હું પ્રહાર કરીશ તો તું અહીં આખો ઉભો રહેવા નહિ પામે."

એવામાં જનક અને શતાનંદ ત્યાં આવી પહોંચ્યા. તેમણે રામને કહ્યું: "રામચંદ્ર, મીંઢળ છોડવાની વિધિ આ મુહૂર્તમાં કરવાની છે માટે તમે જાઓ. દેવીઓ તૈયાર થઇને બેઠી છે."

તેથી રામે કહ્યું: "ભાર્ગવ, વડીલની આજ્ઞા માથે ચઢાવવી જોઇએ."

"ભલે, જા. લોકવ્યવહાર કરવો જોઇએ. પણ અરણ્યવાસી લોકો વસ્તીમાં બહુ વાર થોભતા નથી, માટે જલદી આવ."

રામ ચાલ્યા ગયા.

શતાનંદને જોઇ પરશુરામે પૂછ્યું: "કેમ આંગિરસ, કુશળ તો છો ને?"

"વાહ! આપનાં દર્શનથી વિશેષ કુશળ છે. વળી, આપ તો અમારા પૂજ્ય અતિથિ છો; આતિથ્યની સઘળી સામગ્રી તૈયાર છે." શતાનન્દે હાથ જોડી કહ્યું.

"આપ કહો છો તે બરાબર છે. પણ અમે અહીં કાંઇ આતિથ્ય સ્વીકારવા આવ્યા નથી." પરશુરામે નિષ્ઠુરપણે ઉત્તર આપ્યો.

"પણ મહારાજ! આપ જેવા મહર્ષિ આ અંત:પુરમાં પેઠા એ તો મહાન દોષ થયો કહેવાય." શતાનન્દે તેમને ગુન્હેગાર ઠરાવવા માંડયા.

"અરે! પણ અમે તો અરણ્યવાસી લોકો; અમને રાજમહેલની વ્યવસ્થા શી રીતે જ્ઞાત હોય? જે દ્વાર ખુલ્લું દેખ્યું તે દ્વારે પેઠા." પરશુરામે પોતાનું અજ્ઞાન કબુલ કર્યું.

"પણ ભગવન્! અમે વૃદ્ધો બેઠા છીએ છતાં બાળક રામચંદ્ર પર ક્રોધ કરવા તત્પર થયા છો?" જનકે વચમાં જ કહ્યું.

એવામાં વસિષ્ઠ અને વિશ્વામિત્ર પણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે વચમાં પડી કહ્યું: "અરે જામદગ્ન્ય, આ નાહકનો શો કજીયો માંડયો છે? જેણે પુણ્ય કર્મોથી પાપને શમાવી દીધાં છે, જેના વડે આ પૃથ્વી શોભી રહી છે, જે ઇંદ્રનો પણ પ્રિય મિત્ર છે, જે સૂર્ય-

વંશી છે અને અમે જેના પુરસ્કર્તા છીએ એવા દશરથ રાજા આપને શાંત થવા પ્રાર્થના કરે છે. આપ શ્રોત્રિય છો, માટે આતિથ્ય-સત્કાર ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ."

"એમ કરવાને મને કાંઇ પણ હરકત નથી. પરંતુ રામની ખ્યાતિ તેનાં અદ્‌ભુત પરાક્રમોથી ચોતરફ ફેલાઇ છે તે હું સહન કરી શકું તેમ નથી, કારણ કે **सुलभद्वेषं हि वीरव्रतम्.** વળી, આપની પ્રાર્થનાથી હું અહીં શાંત થઇ જાઉં, તો પણ લોકો તો મારે વિષે કાંઇક જુદો જ મત બાંધે. એવી અપકીર્તિ મારાથી સહન થઇ શકે નહિ." પરશુરામે હૃદ્‌ગત ખુલ્લું કર્યું.

છતાં પણ વસિષ્ઠે તેમને સમજાવવા એક વિશેષ પ્રયત્ન કર્યો: "અલ્યા પરશુરામ ! આ તને શું ભૂત વળગ્યું છે ? તું શ્રોત્રિય બ્રાહ્મણ છે, કાંઇક પુણ્યનો માર્ગ લે. તું અરણ્યવાસી છે, તો મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા એ ભાવનાઓનું ચિંતન કર જેથી તારું ચિત્ત પ્રસન્ન થાય. તારો યોગ તો એક ખુણે જ રહી જાય છે ! બ્રાહ્મણે તો જેથી બ્રહ્મજ્ઞાનની વૃદ્ધિ થાય તેવું જ આચરણ કરવું જોઇએ. વળી, અમે વૃદ્ધ ઋષિમુનિઓ, વીર રાજા કુશધ્વજ, વૃદ્ધ રાજા દશરથ અને બ્રહ્મવાદી રાજા જનકએ સર્વની એકજ પ્રાર્થના તારે માન્ય કરવી જોઇએ."

"એ બધી વાત ખરી, પણ શત્રુનો વિનાશ કર્યા સિવાય હું આચાર્ય શ્રીશંકર અને આચાર્યપત્ની પાર્વતીનાં દર્શન કરી શકીશ નહિ." પરશુરામે પોતાનો નિશ્ચય જણાવી દીધો.

"પરંતુ, જેમ ભગવાન શંકર આપના ગુરુ છે તેમ વસિષ્ઠ પણ આપના ગુરુ છે, વડીલ છે, અને આ શતાનન્દ પણ આપના

કાકાનો જ દીકરો છે. એ વડીલોની આજ્ઞાનું ઉલ્લંઘન ઠીક ન કહેવાય." વિશ્વામિત્રે દલીલ કરી.

"જો આ રીતે વડીલની આજ્ઞાનું ઉલ્લંઘન થતું હોય તો તેનું પ્રાયશ્ચિત્ત કરવાને હું તત્પર છું. પણ આ મહાવ્રત હું છોડનાર નથી." પરશુરામે પોતાનો મમ્મત જારી રાખ્યો.

"પણ શસ્ત્રગ્રહણનું એ મહાવ્રત ક્ષત્રિયોનો એકવીસ વાર સંહાર કરી તમે કયારનું યે પૂર્ણ કર્યું છે. હવે વ્રત કેવું ?" વિશ્વામિત્રે બીજી દલીલ કરી.

"એ વ્રત તો પિતૃવધને લીધે હતું, અને ત્યાર પછી આ મારો પરશુ શાંત થઇ યજ્ઞનાં ઇંધન ફાડવામાં રોકાતો. પરંતુ રામે આચાર્યનું ધનુષ્ ભાંગી મારા ક્રોધ અને પરશુને પુનઃ જાગ્રત કર્યા છે. માટે એકલા રામનું મસ્તક કાપી હું અરણ્યમાં ચાલ્યો જઇશ. પછી **स्वस्थाश्चिराय रघवो जनकाश्च सन्तु ।**" પરશુરામે નિષ્ઠુર શબ્દોમાં પોતાનો અંતિમ ઉદ્દેશ જણાવી દીધો.

આ શબ્દો સાંભળી શતાનંદ ફુંફાડો મારી બોલી ઉઠયો: "હું જયાં સુધી વિદેહરાજનો પુરોહિત છું ત્યાં સુધી તેના જમાઇનું તો શું પણ તેની છાયાનું પણ કોણ આક્રમણ કરી શકે તેવો છે ? પરશુરામ, અમે પણ અગ્નિ છીએ; અને તેનો જો કોઇ પરાભવ કરી શકે તો અમારી તપશ્ચર્યાને ધિક્કાર છે, અમારા બ્રાહ્મણ્યને ધિક્કાર છે, અમારા આંગિરસ કુળને ધિક્કાર છે !"

"અરે ગૌતમ, તારા જેવો ફફડાટ કેંક રાજપુરોહિતોએ કરી નાંખ્યો ! પણ તેમનું સામાન્ય તેજ આ અલૌકિક તેજ આગળ પાણી ભરે છે !"

"અલ્યા બળદીયા, પુરુષાધમ, મહાપાતકી, શું તું બ્રાહ્મણ છે ? માતૃહત્યા, ગર્ભહત્યા તથા યજ્ઞમાં બેઠેલા કૈંક રાજાઓની હત્યા એમ અનેક ભયંકર હત્યાઓ તારે કપાળે ચોંટી છે ! તારામાં બ્રહ્મ-તેજનો છાંટો ક્યાં છે ?"

"અલ્યા સ્વસ્તિવાચનના લાડુ જમનાર અહલ્યાપુત્ર, તું મ્હોટો બ્રાહ્મણ છે તે જાણ્યો !"

"અલ્યા દુષ્ટ ! આ રાજાઓ અને આ વડીલો ભલે સાંખી રહે–તે મહાત્માઓ છે,–પણ આ શતાનન્દે તારો અવિનય સાંખી રહેનાર નથી." એમ બોલી શતાનન્દે કમંડલુમાંથી જળ કાઢી અંજલિમાં લીધું અને બૂમ પાડી કહ્યું. "અરે સભાજનો, જેમ એક વીજળી ઝાડને બાળી નાંખે તેમ આ આતતાયીને હું ભસ્મસાત્ કરી નાખું છું તે જોઇ લો." એમ કહી તે મંત્ર ભણવા લાગ્યો.

પરંતુ વિશ્વામિત્ર અને વસિષ્ઠે વચમાં પડી કહ્યું: "શતા-નન્દ, આ અસ્થાને છે. પરશુરામ ગમે તેવો તો પણ ગુણવાન બ્રાહ્મણ છે. સ્વભાવે આસુરી છે, પણ આપણો અતિથિ છે. એ પોતાના માર્ગથી ચળ્યો છે તેને શિક્ષા કરવાનું કામ ક્ષત્રિયોનું છે. તું શાંતિ પકડ." એમ કહી હાથમાંનું જળ નંખાવી દઇ વસિષ્ઠે તેને બહાર મોકલી દીધો.

આ દૃશ્ય જોઈ પરશુરામે કહ્યું: "જુઓ તો ખરા આ બ્રાહ્મણની વાચાળતા ! અરે ! દશરથ અને જનકના આશ્રિત બ્રાહ્મણો ! સાતે દ્વીપના ક્ષત્રિયો ! સાંભળો. હું આપને આહ્વાન આપું છું કે આપની પાસે જે કાંઇ શસ્ત્ર કે તપોબળ હોય તેનો મારા

પર પ્રયોગ કરજો. પૃથ્વી પરથી રામ, દશરથ અને જનકનું નિકંદન કાઢી તેમનાં કુળનો પણ સમૂળો નાશ કર્યા સિવાય આ જામદગ્ન્ય આજ રહેનાર નથી."

આ શબ્દો સાંભળી જનકથી રહેવાયું નહિ. તે બોલી ઉઠયા: "અરે ભાર્ગવ! આ શો બકવાદ? પરબ્રહ્મના ચિન્તનથી શાંત થયેલું આ મારૂં ક્ષાત્ર તેજ આજ ઉછળી આવી મને ધનુપ્ ગ્રહણ કરવા પ્રેરે છે!"

"અરે ડોસા! તમારા ગુરુ યાજ્ઞવલ્કયના માનની ખાતર હું તમારૂં વચન સાંખી લઉં છું. શત્રુઓનાં માથાં વાઢી વાઢી તેજસ્વી બનેલા આ કુઠારને જોઇ તમારા તરફ કેવળ હાસ્ય પેદા થાય છે." ક્રોધથી હસતાં હસતાં પરશુરામે કહ્યું.

આથી ઉત્તેજિત થઇ જનક ધનુષ પર બાણ ચઢાવવા જતા હતા એટલામાં દશરથે તેમને અટકાવ્યા. તેથી જનકે કહ્યું: "પ્રિય મિત્ર દશરથ! મારા તરફ ગમે તેમ બોલે તેની મને દરકાર નથી, પરંતુ આ બામણો રામચંદ્રના મંગળ પ્રસંગે અમંગળ શબ્દો ઉચ્ચારે છે તે મારાથી સહન થઇ શકતા નથી."

જનકને શાંત પાડી દશરથે પરશુરામને કહેવા માંડયું: "અરે ભાર્ગવ, શાંત થાઓ. વૃથા થુંક ઉરાડવાથી શો લાભ છે? બ્રાહ્મણો શાંતરસપ્રધાન હોય છે, આપને ક્ષત્રિયયોગ્ય આ શસ્ત્ર શોભે ખરૂં?"

"બહુ સારૂં. હવે જામદગ્ન્યને તમારા જેવા ક્ષત્રિયો શીખામણ આપવા નીકળ્યા છે એટલે કાંઇ ચિંતાનું કારણ રહેતું નથી." પરશુરામે વિકટ હાસ્ય કરી ઉત્તર આપ્યો.

"પણ એમાં મેં શું ખોટું કર્યું? અજ્ઞાની અગર ઉંધે માર્ગે જનાર જ્ઞાનીને રાજા શીખામણ ન આપે તો કોણ આપે? પ્રજાનું કલ્યાણ કરવાનો રાજાનો જ ધર્મ છે." દશરથે ફરી દલીલ કરી.

"વાહ! મહારાજે કહ્યું તે યોગ્ય જ છે. ભાર્ગવ, જો જ્ઞાન ઉત્પન્ન ન થયું હોય અગર ઉન્માર્ગે જતું હોય, તો આ વસિષ્ઠજીનાં ચરણ સેવો. **ध्रुवं ज्ञाने दोषः कथमितरथा दुर्व्यवहृतिः** (ખરેખર, તમારા જ્ઞાનમાં કાંઇક દોષ છે, નહિ તો આ ઉંધો માર્ગ ક્યાંથી સૂઝે?)" વિશ્વામિત્રે ટેકો આપ્યો.

"કૌશિક! બ્રહ્મજ્ઞાન, આચાર અને ધનુર્વેદ એ ત્રણેમાં મારા ગુરુ સ્વયં શંકર જ છે. તો મને બ્રાહ્મણો કે ક્ષત્રિયો કેવી રીતે ઉપદેશ આપવાના હતા? વળી વસિષ્ઠજી તરફ મને જે માન છે તે તેમની વયોવૃદ્ધિ માટે; જ્ઞાન અને તપમાં તો મારાથી અધિક અગર મારા જેટલો પણ આ જગતમાં કોણ છે?" પરશુરામે અહંકારથી જણાવી દીધું.

આ અપમાનના શબ્દો સાંભળી જનક, દશરથ અને વિશ્વામિત્ર બરાડો પાડી ઉઠયા: "અનાર્ય, નિર્મર્યાદ! જગત્‌ના સનાતન ગુરુ વસિષ્ઠ પર પણ આક્ષેપ કરવા તું તૈયાર થયો છે?"

"બસ, બસ. આ મારો પરશુ કાલાગ્નિ માફક ભડભડ બળવા માંડયો છે; હવે બાવીસમો ઉત્સવ ઉજવવા એ તૈયાર થઇ રહ્યો છે!" પરશુરામે બ્હીક બતાવી.

"અરે જામદગ્ન્ય! તું એમ સમજે છે કે બ્રાહ્મણોનું તેજ અને ક્ષત્રિયોનું સામર્થ્ય જગતમાં અસ્ત પામી ગયાં છે? ક્રોધથી આ જમણો હાથ શાપોદક લેવા માટે થથરી રહ્યો છે, અને પૂર્વ

સંસ્કારને લીધે ડાબો હાથ ધનુષ્ ખોળી રહ્યો છે!" વિશ્વામિત્રે વિકટ સ્વરૂપ પ્રકાશ્યું.

પણ પરશુરામે બેધડક જવાબ આપ્યો, "અરે કૌશિક, તારી પાસે બ્રહ્મતેજ હોય તો તેને હું મારા ઉગ્ર તેજથી ભસ્મ કરીશ; અને પૂર્વ સંસ્કાર પ્રમાણે જો તારી પાસે ધનુષ્ હોય તો તે લઇને સામો થા. આ પરશુ તૈયાર જ છે......"

એવામાં બહારથી રામે બૂમ મારી: "અરે પરશુરામ, હું કૌશિક મુનિનો શિષ્ય પ્રણામ કરી જણાવું છું કે રાવણને જીતી ઉદ્ધત બનેલા કાર્તવીર્યના વિજેતાનો પરાભવ કરવા આ હું આવી ઉભો છું. માટે સત્વર પધારો."

રામનો અવાજ સાંભળી પરશુરામ 'ઠીક, રાજ પુત્ર જામદગ્ન્યનો પરાભવ કરવા આવ્યો છે! આ હું આવ્યો.' એમ કહી રાજમહેલમાંથી બહાર નીકળ્યા.



## પ્રકરણ ૩ જું: વનવાસની આજ્ઞા.

રામ અને પરશુરામ વચ્ચે જે તુમુલ યુદ્ધ થયું તેમાં પરશુરામની હાર થઇ અને તેમનો ગર્વ ગલિત થયો. આ વાત મિથિલામાં ચોતરફ ફેલાતાં સર્વના આનંદનો પાર રહ્યો નહિ. જનકે દશરથને કહ્યું, "મહારાજ, આપના પુત્રનાં પરાક્રમો અદ્ભુત જ છે; તે આપણને ઉપકારક છે એટલું જ નહિ, પણ ત્રણે જગતને ઉપકારક છે."

વસિષ્ઠે વિશ્વામિત્રને કહ્યું, " મિત્ર કુશિકનંદન, રામચંદ્રનો મહિમા આપણી પણ કલ્પનામાં આવી શકે તેમ નથી. ખરેખર, તેણે આપણને તેમજ જગતને કૃતકૃત્ય બનાવ્યાં છે."

દશરથે નમસ્કાર કરી કહ્યું: " ભગવાન કુશિકનંદન, દિલીપથી માંડીને અમારા પૂર્વજોએ કુલદેવતાની જેમ અરુન્ધતીપતિ શ્રી વસિષ્ઠજીનાં ભક્તિભાવથી ચરણ સેવ્યાં તેનું આ પરિણામ છે! મહાતપસ્વી મુનિઓની સત્ય આશિષોનું પુણ્યપરિણામ એ આવ્યું કે આપ જેવા મહર્ષિ અમારા પર પ્રસન્ન થયા છો!"

વિશ્વામિત્રે ઉત્તરમાં જણાવ્યું, " ભગવાન વસિષ્ઠજી, રામચંદ્રનો આટલો લોકોત્તર મહિમા હોય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. પુણ્યના પુંજ સમા વૈવસ્વત કુળના રાજાઓ આપે દર્શાવેલી વિધિ પ્રમાણે પ્રજાપાલન કરતા આવ્યા છે, તેમનો વંશજ દશરથ જે ઇંદ્રનો પણ મિત્ર અને સહાયક છે, તેના પુત્ર રામચંદ્રને રાવણવિજેતા કાર્તવીર્યનો પરાભવ કરનાર પરશુરામને જિત્યા પછી શું જિતવાનું બાકી રહે છે?"

આ વાતચીત ચાલતી હતી એવામાં રામચંદ્ર અને જામદગ્ન્ય ત્યાં આવી પહોંચ્યા. રામ વિનયથી બોલતા હતા: " ભગવન્! અનેક મહર્ષિઓને વન્દ્ય, તથા જ્ઞાન, તપ, વ્રતના ભંડારરૂપ આપ જેવા તપસ્વિશ્રેષ્ઠનો દૈવેચ્છાથી મેં અપરાધ કર્યો છે. તેથી પ્રસન્ન થાઓ! આપને નમસ્કાર કરું છું."

પરશુરામે ખિન્નતા અને લજ્જાથી ઉત્તર આપ્યો: " તેં શો મારો અપરાધ કર્યો છે? તેં તો ઉલટો ઉપકાર કર્યો છે. ભૃગુકુળ જેવા પુણ્ય બ્રાહ્મણકુળમાં જન્મ તથા તપોમય ચરિત્ર એ સર્વને

આંખપ લગાડનાર એક ભયંકર દોષ મારામાં પેસી ગયો હતો. એ દુષ્ટ અભિમાન-રોગને પ્રેમથી દૂર કરી તેં મારા પર ઓછી કૃપા કરી છે ?"

રામે પાસે આવી સર્વેને વંદન કર્યું. સર્વેએ તેમને પ્રેમાલિંગન આપ્યું. પરશુરામે વંદન કરી કહ્યું : "ભગવન્ વસિષ્ઠજી ! મેં દર્પથી આપ વડીલોનું ભયંકર અપમાન કર્યું છે. તો એ ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત આપ ફરમાવશો તે આચરવાને હું તૈયાર છું."

"વત્સ ! વૃદ્ધોનો સ્વભાવ હોય છે કે યુવાનો અવિનય દર્શાવે ત્યારે તેઓ દુ:ખી થાય; અને પછી વિનય દર્શાવે ત્યારે સુખી થાય. વળી, તું તો શ્રોત્રિય બ્રાહ્મણ છે એટલે પવિત્ર જ છે." વસિષ્ઠે કહ્યું.

"ભાઇ, તારૂં પાપ રામચંદ્રે જ હરણ કરી લીધું છે. રાજદંડ પણ એક પ્રકારનું પ્રાયશ્ચિત્ત છે, એમ ધર્માચાર્યો કહી ગયા છે." વિશ્વામિત્રે સમર્થન કર્યું.

"ભગવન્ જામદગ્ન્ય ! આપ તો મૂળથી તિર્થરૂપ છો, આપને પાવન કરનાર બીજું શું હોઈ શકે ? કહ્યું છે કે **तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः ।**" દશરથે પણ બે શબ્દો ઉમેર્યાં.

"ભગવતિ વસુંધરે ! મને તારામાં હવે સમાવી દે !" પરશુરામે કરુણ ઉદ્‌ગાર કાઢયા.

"ભગવન્ ! જો આપ પ્રસન્ન થયા હો, તો આ આસન પર બીરાજો." એમ કહી જનકે તેમને આસન આપ્યું.

સર્વેએ ત્યાં બેસી થોડો વખત વાર્તાવિનોદ કર્યો અને પછી બન્ને ઋષિઓએ પોતપોતાના આશ્રમો તરફ વિદાય થવા રાજાઓની અનુજ્ઞા માગી. રામચંદ્રે સજળ નયને નમ્ર વંદન કરી વસિષ્ઠ,

વિશ્વામિત્ર અને પરશુરામને જવાની રજા આપી. જતાં જતાં પરશુરામે કહ્યું; " વત્સ રામચંદ્ર, ક્ષત્રિયોનો ઉચ્છેદ કરી શાંત થયેલું આ મારૂં ધનુષ હું તને અર્પણ કરૂં છું. આ મારો પરશુ તો ઇંધન ફાડવા માટે ઉપયોગમાં આવશે, તેથી પાસે રાખું છું."

પછી તેઓ ચાલતા થયા.

રામ ઋષિની પ્રસાદી નમ્રતાથી સ્વીકારી મનમાં બોલ્યા: " અરેરે ! પરશુરામે શસ્ત્ર છોડયું, અને હું પરતંત્ર થઇ અયોધ્યામાં જઇને પડીશ. પછી આ રાક્ષસો તપસ્વીઓને હેરાન કરી મૂકશે એમાં કાંઇ સંશય નથી. જો દંડકારણ્યમાં રહેવાનું હોય તો ઋષિમુનિઓની સેવા કરવાને હું શકિતમાન થઇ શકું !"

* * * *

માલ્યવાન અને શૂર્પણખાએ આકાશમાં રહી રામ અને પરશુરામનું યુદ્ધ જોયું હતું. પરશુરામના પરાજયથી તેઓ ખિન્ન થઇ ગયાં હતાં. આખરે માલ્યવાને કહ્યું : " બ્હેન, પ્રબળ શત્રુને ઉઘાડી રીતે મારવા જતાં બહુ હાનિ થાય, માટે હું એક ગુપ્ત પ્રયોગ કરવા માગું છું. વળી રામ રાવણનું વૈર આટલેથી બંધાયું છે જ, અને તે પણ ઉતરોત્તર વૃદ્ધિ પામવાનું, એમાં કાંઇ આશ્ચર્ય નથી. માટે લાખ ત્યાં સવા લાખ. તું વિચક્ષણ છે, રાવણને પ્રિય છે, માટે એક કામ કર. હમણાં જ મને એક દૂતે આવી ખબર આપી છે કે કૈકેયીએ મોકલેલી મન્થરા નામની દાસી મિથિલામાં આવી પહોંચી છે. તેના શરીરમાં પ્રવેશ કરી આ લખી આપું છું, તે કાગળ રામને પહોંચાડજે. રામચંદ્ર વિનીત છે, આજ્ઞાધારી છે, તેથી પરિણામે તે અરણ્યોમાં જશે અને ત્યાં સીતાહરણ કરાવી તેને મંદો-

ત્સાહ કરાવીશું. આ રીતે રાવણનો મનોરથ ફળશે અને રામ નિરુત્સાહ થઈ કાં તો આત્મઘાત કરશે અગર તો નિરાધાર થઈ રખડયા કરશે. આપણા પક્ષમાં વાલી વગેરે ઘણા સુભટો છે, અને બનશે તો તમના હાથે પણ રામનો ઘાત કરાવી નાંખીશું."

"પણ જેમ પરશુરામનો રામે પરાજય કર્યો તેમ વાલીનો પણ પરાજય કરે તો મહાન અનર્થ થાય. તે ઉપરાંત વિભીષણ પણ ધાર્મિક હોઈ રામના પક્ષમાં જઈ ચઢે. આ રીતે રામનો પક્ષ સબળ થાય તો?" શૂર્પણખાએ વાંધો દર્શાવ્યો.

"તે વખતે વળી જોઈ લેવાશે. પણ હમણાં તો આ પત્ર લેઈ મેં કહ્યું તે કામ કરવા સત્વર જા." માલ્યવાને ટુંકા ઉત્તર આપી પતાવ્યું.

× × × ×

માલ્યવાનની આજ્ઞા પ્રમાણે શૂર્પણખા ત્યાંથી નીકળી મંથરા જે રામના આવાસ તરફ જતી હતી તેના શરીરમાં તે આવિષ્ટ થઈ. વળી વસિષ્ઠ, વિશ્વામિત્ર વગેરે ઋષિઓ ત્યાંથી વિદાય થઈ ગયા હતા એટલે નિર્ભયપણે તે રામની હજુરમાં પહોંચી ગઈ.

રામે તેના તરફ જોઈ પૂછ્યું: "કેમ મંથરા, માતાજી કુશળ છે?"

મંથરાએ નમ્રતાથી ઉત્તર આપ્યો: "જી હા, માતાજી કુશળ છે. તેમણે સ્નેહપૂર્વક કહાવ્યું છે કે 'વત્સ, મહારાજ પાસે મારાં બે વરદાન બાકી છે તે આ પત્ર પ્રમાણે પૂર્ણ કરી લાવજે." એમ કહી તેણે રામના હાથમાં એક પત્ર મૂકયો.

રામચંદ્રે પત્ર ઉઘાડી વાંચ્યો તો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:

'એક વરદાનથી વત્સ ભરતને રાજ્યકારભાર સોંપી દેવો અને બીજા વરદાનથી રામે તત્કાળ દંડકારણ્યમાં જવું. આ રીતે માત્ર સીતા અને લક્ષ્મણને સાથે રાખી તેણે ચૌદ વર્ષ સુધી વનવાસ ભોગવવો.'

આ પત્ર વાંચી રામને હર્ષ થયો. તે બોલ્યા: "ઠીક, જે પ્રદેશમાં રહેવા માટે અંતઃકરણ આતુર થઇ રહ્યું હતું તે જ પ્રદેશમાં જવા માટે માતાની આજ્ઞા થઇ છે એ આનંદની વાત છે. વિશેષમાં પરમપ્રિય સીતા અને લક્ષ્મણ પણ સાથે જ છે, એ પણ આનંદની જ વાત છે. ઠીક, મન્થરા, માતાની આજ્ઞા પ્રમાણે આ હું ચાલ્યો."

લક્ષ્મણે પણ તે વાત પસંદ કરી.

"સંસારને નમસ્કાર છે કે જેમાં આવાં કલ્પવૃક્ષો પણ ઊગે છે!" શૂર્પણખાથી મનમાં બોલાઇ જવાયું. પછી તે ત્યાંથી ચાલતી થઇ.

આ વખતે ભરત અને તેનો મામો યુધાજિત્ દશરથ અને જનક સાથે એક ઓરડામાં બેસી મસલત કરી રહ્યા હતા. યુધાજિતે કહ્યું: "મહારાજ! આપની સઘળી પ્રજાએ એકત્ર થઇ આપને વિનંતી કરી છે કે આપે રાજ્યની ધુરા ઘણા વખત સુધી વહન કરી. હવે રામચંદ્રને અમારા સ્વામી તરીકે સ્થાપો એટલી જ નમ્ર પ્રાર્થના છે."

દશરથે કહ્યું: "સખે જનક! પ્રજાનો સંદેશો ખરેખર મંગલકારક છે. પરંતુ વિશ્વામિત્ર અને વસિષ્ઠ અત્રે ઉપસ્થિત નથી, તેથી શું કરીએ?"

"મિત્ર, તેઓ મહાત્મા છે. તેમની ગેરહાજરીમાં કરેલા સુકૃતને તેઓ અનુમોદન આપશે એમાં શંકા નથી. વળી, મંત્રજ્ઞ વામદેવ અત્રે છે જ તેથી આ મુહૂર્તમાં રામનો રાજ્યાભિષેક કરવો એ ઠીક છે." જનકે પોતાનો મત દર્શાવ્યો.

જો આપની પણ ઇચ્છા એમ જ હોય, તો આ વિજયોત્સવને જ અભિષેકોત્સવ બનાવીએ; અને આવા મહોત્સવમાં જેને જે ઇચ્છા હોય તેને તેનું દાન કરીએ." દશરથે પોતાની સંમતિ દર્શાવી.

એવામાં રામે ઓરડામાં દાખલ થઇ જણાવ્યું: "મહારાજ, પ્રથમ યાચક તો હું જ છું."

રામને યાચક તરીકે ઉપસ્થિત થયેલા જોઇ દશરથે કહ્યું: "વત્સ! તારી શી ઇચ્છા છે?"

"મહારાજ, આપે મારાં માતા કૈકેયીને જે બે વરદાનો આપેલાં તે તેમની આજ્ઞા પ્રમાણે પૂર્ણ કરવાની યાચના કરવા હું આવ્યો છું." એમ બોલી મંથરાએ આપેલો પત્ર રામે દશરથના હાથમાં મૂકયો.

દશરથે મોટેથી પત્ર વાંચ્યો. એ સાંભળી 'અરે મરી ગયાં!' એમ સર્વે બૂમ મારી આક્રંદ કરવા લાગ્યા. વૃદ્ધ દશરથ એકદમ મૂર્છાગત થઇ ધરણી પર ઢળી પડયા.

જનક આશ્ચર્યથી બોલી ઉઠયા: "ઇક્ષ્વાકુકુળના રાજાની પત્ની અને વિશુદ્ધ કુળમાં ઉત્પન્ન થયેલી સતી રાણી આવી અત્યંત દુષ્ટ રાક્ષસયોગ્ય યાચના કરે છે એ ખરેખર અદ્ભુત છે!"

થોડીવારે દશરથ શુદ્ધિમાં આવ્યા એટલે રામે હાથ જોડી

નમ્રતાથી કહ્યું : "પિતાજી, જો આપ સત્યવાદી હો, જો રામ આપને પ્રિય હોય તો કૃપા કરી આપે આપેલું વરદાન અફળ નહીં જવા દો."

"ભાઇ, મારી મતિ હવે ચાલતી નથી. વત્સ જાનકી, હજુ તેં કંકણુ તો છોડયાં નથી તે પહેલાં તારો રાક્ષસોને બલિ કરવામાં આવે છે ! હાય !" એમ બોલતાં બોલતાં ફરીથી દશરથ મૂર્છામાં પડયા.

"વત્સ રામભદ્ર, વત્સ લક્ષ્મણુ, ઇક્ષ્વાકુ રાજાઓ વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રોને રાજ્યકારભાર સોંપી વનવાસ સ્વીકારતા તે દુષ્કર આરણ્યક વ્રત આ દુધીયા દાંતથી જ તમે સ્વીકારો છો ! ખરેખર દૈવની ગતિ વિપરીત છે ! વત્સ જાનકી ! તને પણુ ધન્ય છે કે વડીલોની આજ્ઞાથી તને ભર્તાની સાથે જવાનું ભાગ્ય પ્રાપ્ત થયું છે !" એમ આક્રંદ કરતા જનક પણુ મૂર્છાવશ થયા.

આવી સ્થિતિમાં પણુ કઠોર થઇ રામે સીતાને બોલાવી લાવવા માટે લક્ષ્મણુને મોકલ્યો.

ભરત અને યુધાજિત આ સઘળું દશ્ય જોઇ બ્હાવરા બની ગયા હતા. યુધાજિતે કહ્યું : "અરેરે ! બ્હેનની દુષ્ટતા સમગ્ર જગતને વિહ્‌વળ બનાવી દે તેવી છે. બનેવી મૃત્યુના મુખમાં પડશે, આ બે કુમારો અરણ્યમાં સડયા કરશે, આ બીચારી નાનકડી વહુ અરણ્યમાં રાક્ષસોને જોઇ બ્હી મરશે; જગત નિરાધાર થશે, અને કુળને હંમેશનું કલંક લાગશે તે તો વધારામાં ! શી ગતિ !"

એવામાં સીતાને સાથે લેઇ લક્ષ્મણુ ત્યાં આવી પહોંચ્યા. રામે સીતા અને લક્ષ્મણુ સાથે ગુરુજનોની પ્રદક્ષિણા કરી યુધાજિતને કહ્યું: "મામા, પિતાજીને તથા તાત જનકને તેમજ માતાઓને આપ જ સાંત્વન આપશો. અમે તો આ ચાલ્યા."

"પણ ભાઇ રામચંદ્ર, તમારો હું શી રીતે ત્યાગ કરૂં? હું પણ તમારી સાથે જ આવું છું." યુધાજિતે કહ્યું.

ભરત પણ ઉઠીને રામની પાછળ જવા તત્પર થયા. રામે ભરતને અટકાવતાં કહ્યું: "વત્સ, તારે તો પ્રજાનું પાલન કરવું એમ માતાની આજ્ઞા છે."

"તે લક્ષ્મણ અગર શત્રુઘ્ન કરશે; હું તો આપની સાથે જ આવીશ." ભરતે આગ્રહ જારી રાખ્યો.

"હું જીવું છું ત્યાં સુધી તું અગર અન્ય કોઇ પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકનાર નથી." રામે દઢતાથી કહ્યું અને તે ચાલવા લાગ્યા.

"મામા, મોટાભાઇ મારો ત્યાગ કરે છે. કહો હવે હું શું કરૂં?" ભરતે આક્રંદ કરતાં કહ્યું.

"ભાઇ રામચંદ્ર, ભરતને માટે હું એટલી વિનંતિ કરૂં છું કે શરભંગ ઋષિએ આપેલી સુવર્ણપાદુકાઓ તું એને આપ, જેનું સેવન કરી તે કૃતાર્થ થાય." યુધાજિતે રસ્તો કાઢયો.

મામાની આજ્ઞા પ્રમાણે પાદુકાઓ અર્પણ કરતાં રામે ભરત-ને કહ્યું: "ભાઇ, લે આ પાદુકાઓ. તે લેઇ પાછો જા અને વૃદ્ધ તાતની શુશ્રૂષા કર."

ભરતે નમ્રતાથી રામની પાદુકાઓ માથે ચઢાવી જણાવ્યું, "આર્ય, આ પાદુકાઓનો રાજગાદી પર અભિષેક કરી, જટા ધારણ કરી, આપ પાછા પધારશો ત્યાંસુધી હું પૃથ્વીનું પાલન કરીશ." એમ કહી રામ, લક્ષ્મણ તથા સીતાને પ્રણામ કરી તે જનક તથા દશરથ પાસે ગયા.

મૂર્છાથી નિવૃત્ત થઇ દશરથ ગાંડાની માફક ઓરડામાંથી દોડવા અને આક્રંદ કરવા લાગ્યા: "વત્સ રામભદ્ર, ઉભો રહે, ઉભો રહે! આ પ્રાણ પણ તારી પાછળ ચાલ્યા એમ સમજજે! ચોતરફ અંધકાર પ્રસરતો હોય એમ મને ભાસે છે! ભાઇ આવ; કાંઇક બોલ. તું એકાએક કયમ આટલો બધો નિષ્ઠુર બની ગયો છે?" પણ ભરત અને જનકે તેમને પકડીને બેસાડયા.

હજુ યુધાજિતે રામને છોડયા ન હતા. તેથી રામે કહ્યું: "મામા, હવે આપ પાછા જાઓ; ભરતને આપના હાથમાં સોંપું છું. મામા, આપ અમારી પાછળ આવો એમ ઉલટી ગંગા તે વહેતી હશે? આપ વડીલોનું અનુસરણ અમ જુવાનોએ કરવું જોઇએ, નહિ કે આપે અમારૂં. વળી અમારે ત્રણે જણાઓએજ અરણ્યવાસ કરવાનો છે એમ માતાની આજ્ઞા છે." રામે આજ્ઞાનું ગૌરવ દર્શાવ્યું.

"પણ ભાઇ! હું એકલો જ તારી પાછળ આવું છું એમ તું સમજે છે? જો પેલા વૃદ્ધ મહાબ્રાહ્મણો અત્રે યજ્ઞપાત્રો લઇને, પોતાનાં ઢોરઢાંકર આગળથી મોકલી દેઇ, પોતપોતાની પત્નીઓ સાથે તારી પાછળ ચાલવા માટે એક પગે થઇને ઉભા છે. જો તો ખરો, મિથિલા ને અયોધ્યાના લોકો તૈયાર થઇને આ ઉભા." યુધાજિતે નવી દલીલ રજુ કરી.

"અરે મામા, અમ બાળકોને ધર્મલોપથી આપે અટકાવવાં જોઇએ. માટે પ્રસન્ન થઇ આપ પાછા જાઓ, અને આ લોકોને સમજાવી પાછા વાળો એટલી જ મારી વિનંતિ છે." એમ બોલી રામ યુધાજિતના ચરણમાં બેસી ગયા.

"ઠીક, ભાઇ, તારી ઇચ્છા પ્રમાણે કરીશ. હવે બસ થયું. ઉઠ. વત્સ રામભદ્ર, વત્સ લક્ષ્મણ, વત્સ જાનકી, હવે આ પાપી આપની રજા લેઇ કોઇક ખૂણામાં તેનું કાળું મોઢું સંતાડી રાખશે! તમારૂં કલ્યાણ થાઓ! આ તમારી ઉદાત્ત ને પવિત્ર ચારિત્ર્યગીતા ચિરકાળ ગવાશે!" એમ કહી યુધાજિત ત્યાંથી ચાલી એકઠા મળેલા લોકોને સમજાવવા ગયા.

જતાં જતાં રામે લક્ષ્મણને કહ્યું: "ભાઇ, વિરાધ વગેરે રાક્ષસો પ્રયાગ પાસે તપસ્વીઓને પીડી રહ્યા છે, માટે પ્રથમ ચિત્ર-કૂટ જઇ પછી દંડકારણ્યમાં રાક્ષસોનો સંહાર કરવા જઇશું. પછી જનસ્થાનમાં ગૃધ્રરાજ જટાયુના આવાસ તરફ પ્રયાણ કરીશું."

---

## પ્રકરણ ૪ થું: સીતાહરણ.

એક દિવસે જટાયુ નામે ગૃધ્રરાજ પોતાના વડીલબંધુ સંપાતિને મળવા મલયપર્વતની ગુફામાં આવ્યો. બંને ભાઇઓ હર્ષથી મળ્યા અને વાર્તાલાપ કરવા લાગ્યા. એ પ્રસંગે સંપાતિએ કહ્યું, "વત્સ જટાયુ, સમય જતાં રામચંદ્રનો પિતૃશોક હવે શાંત થવા આવ્યો હોય એમ લાગે છે."

તેના ઉત્તરમાં જટાયુએ જણાવ્યું: "વડીલ બંધુ, રામચંદ્રનો શોક દૂર થવામાં સમય ઉપરાંત બીજાં પણ કારણો છે, જેવાં કે વિદ્યા, તપ, ધૈર્ય, વૃદ્ધસમાગમ, પ્રજાપાલન વગેરે. પણ હાલમાં રામચંદ્રની પ્રવૃત્તિ આપને ખબર છે કે?"

" ભાઇ વિરાધરાક્ષસના માંસથી તૃપ્ત થયેલાં ગીધોએ મને હાલમાં જ ખબર આપી કે જ્યારે રામચંદ્ર ચિત્રકૂટથી નીકળી શરભંગ ઋષિના આશ્રમે ગયા ત્યારે તે ઋષિએ પોતાના દેહને અગ્નિમાં નાંખી ભસ્મ કરી નાખ્યો. ત્યાર પછી તેમણે સુતીક્ષ્ણ વગેરે ઋષિઓનાં દર્શન કર્યાં અને પછી અગસ્ત્યમુનિની સૂચનાથી હાલમાં તેઓ પંચવટીમાં નિવાસ કરી રહેલા છે." સંપાતિએ જણાવ્યું.

" હા ભાઇ, મેં પણ એ વાત સાંભળી હતી. વળી ત્યાં રામચંદ્ર તરફ પ્રેમ દર્શાવતી શૂર્પણખાની વાત તો તમે જાણી હશે." જટાયુએ પ્રશ્ન કર્યો.

" હા, ભાઇ, હા. એ ઘરડી ડચરીને દુધીયા બાળક જેવા રામભદ્ર તરફ પ્રેમ પ્રકટ કરતાં શરમ પણ ન આવી!" સંપાતિએ પોતાનું આશ્ચર્ય વ્યક્ત કર્યું.

" પણ લક્ષ્મણે તેનાં કાન, નાક ને ઓઠ કાપી નાંખી તેને બેડોળ બનાવી હંમેશને માટે શરમમાં નાંખી છે તો! વળી, તેનું વેર લેવા ચૌદ હજાર રાક્ષસોનું સૈન્ય લેઇને આવેલા ખર, દૂષણ અને ત્રિમૂર્ધાને પણ રામ લક્ષ્મણે રણમાં રગદોળી નાંખ્યા છે." જટાયુએ કહ્યું.

" વાહ! શું આશ્ચર્ય! અથવા રામચંદ્રનાં પરાક્રમો અદ્‌ભુત હોય જ એમાં આશ્ચર્ય શું? પણ આ તો એક ભયંકર વૈર ઉભું થાય છે અને તેનું શું પરિણામ આવશે એ વિચારતાં મારી બુદ્ધિ જડ થઇ જાય છે. માટે વત્સ જટાયુ! આવા કટોકટીના સમયમાં રામ, સીતા અને લક્ષ્મણની તારે જ સંભાળ રાખવાની છે. રાવણ

આવાં અપમાનો ગળી શકે તેમ નથી; વળી તે માયાવી છે, માટે તારે સાવધાનતાથી તેમની કાળજી રાખવી." એમ સૂચના કરી સંપાતિ શિવજીનું ધ્યાન કરવા સમુદ્ર તરફ ઉડી ગયો.

ત્યાર પછી જટાયુ પણ રામચંદ્રની શોધમાં જનસ્થાનમાં પંચવટી આગળ આવ્યો. ત્યાં આવતાં જ તેણે દૂરથી એક બાજુએ સુવર્ણ મૃગની પાછળ રામ, અને તેમની પાછળ લક્ષ્મણને દોડતા જોયા, અને બીજી બાજુએ ભિક્ષુકનો વેષ બદલી રાક્ષસરૂપ ધારણ કરતા રાવણને જોયો. જોતજોતામાં તો રાવણે સીતાને રથમાં બેસાડી દક્ષિણ દિશાનો રસ્તો કાપવા માંડયો. આ ભયંકર કરુણ દૃશ્ય જોઇ જટાયુએ મોટેથી બૂમ મારી : "પૌલસ્ત્ય! પ્રલયના સમયમાં જે મહર્ષિઓ વેદને સાચવી રાખે છે તેમના કુળમાં જન્મેલો, મહાયોદ્ધો, વૈદિક વ્રતો કરનારો અને તપસ્વી છતાં તું આ નિન્દ્ય કામ કરી રહ્યો છે એ શું?"

પણ રાવણે તેની અવજ્ઞા કરી જાણે પોતે સાંભળ્યું જ ન હોય તેમ ચાલવા માંડયું.

તેથી "અરે! દુરાત્મન્! રાક્ષસાધમ! ઉભો રહે, તારાં દસે માથાં હમણાં ચુંટીને ગીધોને નાંખી દઉં છું," એમ બોલી જટાયુએ તેના પર ત્રાપ મારી; પરંતુ તે પાસે આવે તે પહેલાં રાવણે તેની પાંખો કાપી નાંખી. તેથી તે વૃદ્ધ ગૃધ્રરાજ રામને બૂમ પાડતો નીચે પડયો.

જ્યારે રામ અને લક્ષ્મણ સુવર્ણમૃગને મારી પોતાની પર્ણ-કુટી તરફ પાછા ફર્યા, ત્યારે ત્યાં પથરાયેલી શૂન્યતા જોઇ તેમને અત્યંત શોક થયો. ચોતરફ સીતા વિષે તપાસ કરતાં એક બાજુએ

જટાયુને લોહીયાળો પડેલો જોઇ તેઓ તેની પાસે ગયા. ત્યાં જટાયુએ વિનીત ભાવે કહ્યું: " રામચંદ્ર, આ જંગલમાં જડીબુટ્ટીની માફક જેની તમે શોધ કરી રહ્યા છો તે સીતાનું અને સાથે મારા પ્રાણનું અપહરણ કરી લંકાપતિ રાવણ દક્ષિણ દિશામાં ચાલ્યો ગયો છે. " એમ બોલી તે રામના ચરણમાં મરણ પામ્યો. તેની યથોચિત ઉત્તરક્રિયા કરી રામ અને લક્ષ્મણ જનસ્થાનમાં આગળ ચાલ્યા.

" વત્સ ! આ સીતાહરણરૂપી અપમાન તો ખીલાની માફક મારા હૃદયમાં ખટકે છે; મન અંધકારમાં ડુબી જાય છે, અને શરમનો પાર રહેતો નથી ! પિતાનો શોક તો હૃદયને બળતો હજુ ઉભો જ છે; તેમાં બીચારી જાનકી માટેનો, મર્મને ચીરી નાંખે તેવો, શોક ઉમેરાય છે. ખરેખર **छिद्रेष्वनर्था बहुलीभवन्ति** ( ફાટામાં સો પગ પેસે ) એ કહેવત સાચી છે ! " રામે પોતાનો શોક પ્રકટ કર્યો.

"આર્ય, આર્ય, આપના જેવા લોકોત્તર કર્મો કરનાર મહાત્માઓ વિપત્તિમાં મુંઝાતા હશે વારૂ ? " લક્ષ્મણે ધીરજ આપતાં કહ્યું.

" ભાઇ, ખરેખર રામનાં કર્મો લોકોત્તર તો ખરાં: આપણા સૂર્યવંશી પૂર્વજોએ ત્રણે ભુવનમાંથી ભયનું નામ સુદ્ધાં કાઢી નાંખ્યું હતું તેમનું મેં અપમાન કરાવ્યું છે ! વળી, કેટલા યે યુગોથી જીવતો રહેલો સાધુ જટાયુ તેનું મેં નિકંદન કરાવ્યું છે ! આ રીતે પત્નીનું અપહરણ કરાવતાં સામાન્ય લોકોએ જે નથી કર્યું તેવું તેવું મેં કર્યું છે !" પોતાની જાતને ધિક્કારતાં રામે જણાવ્યું.

એવામાં આગળ ચાલતાં દૂરથી એકાદ વૃદ્ધ સ્ત્રીનો આર્તનાદ સંભળાયો. તેથી રામે તે તરફ લક્ષ્મણને મોકલ્યો. ત્યાં જઇ લક્ષ્મણે જોયું તો કબન્ધ નામનો પ્રચંડ રાક્ષસ શ્રમણા

નામની તાપસીને ખેંચી જતો હતો. તે મતંગઋષિના આશ્રમેથી નીકળી રામની શોધમાં આ તરફ આવતી હતી. લક્ષ્મણે કબંધને ધૂળ ચાટતો કર્યો અને શ્રમણાને બચાવી. ત્યાર પછી શ્રમણાને લેઈ લક્ષ્મણ રામની પાસે આવ્યો. શ્રમણાએ રામને નમ્ર પ્રણામ કરી જણાવ્યું: "મહારાજ, રાવણના લઘુ બન્ધુ વિભીષણનું નામ તો આપે સાંભળ્યું હશે. જ્યારે ખર દૂષણ વગેરે રાક્ષસોનો આપે સંહાર કર્યો ત્યારે વિભીષણે કાંઈક કારણસર પોતાના ભાઈઓ સાથે તકરાર કરી દેશવટો લીધો, અને હાલમાં તેઓ સુગ્રીવના મિત્ર તરીકે ઋષ્યમૂક પર્વત પર રહે છે. તેમણે આપના ચરણમાં આ લેખ મોકલ્યો છે."

તેની પાસેથી પત્રિકા લેઈ રામે વાંચવા માંડી: "સ્વસ્તિ. રામદેવને પ્રણામ કરી વિભીષણ નિવેદન કરે છે કે અમારા જેવા ખાસ ભાગ્યવાન લોકોની બે ઉત્તમ ગતિ છે: એક તો ઉત્તમોત્તમ ધર્મનો આશ્રય લેવો તે, અથવા ધર્મના રક્ષક એવા આપનો આશ્રય લેવો તે."

"વત્સ! આ પ્રમાણે લખનાર પ્રિયમિત્ર લંકેશ્વર વિભીષણને આપણે શો સંદેશો કહાવીશું?" રામે લક્ષ્મણને પૂછ્યું.

"આર્ય, જ્યારે 'પ્રિયમિત્ર' અને 'લંકેશ્વર' એ શબ્દો આપે વાપર્યા, તો પછી હવે બીજો કયો સંદેશો મોકલવાનો રહે છે?" લક્ષ્મણે જણાવ્યું.

"ઠીક, જેમ વત્સ લક્ષ્મણ કહે છે તેમ સંદેશો કહેજે." રામે શ્રમણાને કહ્યું.

" બ્હેન શ્રમણા, વિભીષણ પાસેથી આર્યાની ( સીતાની ) કાંઇ ખબરો મળી છે ? " લક્ષ્મણે પ્રશ્ન કર્યો.

" હાલમાં તો કાંઇ નથી. પણ જ્યારે તે દુરાત્માએ સીતાજીનું હરણ કર્યું તે વખતે તેમનું એક વસ્ત્ર જેના પર ' અનસૂયા ' એવું નામ લખેલું છે તે નીચે પડી ગયું હતું. તે એમણે ઉપાડી લીધું છે. " શ્રમણાએ ખબર આપી.

" એમણે એટલે કોણે ? અને તે શા હેતુથી ઉપાડી લીધું ? " લક્ષ્મણે ફરી પ્રશ્ન કર્યો.

" ઋષ્યમૂક ઉપર રહેનાર, અને રામચંદ્રના ગુણો પર મુગ્ધ થયેલા સુગ્રીવ, વિભીષણ, હનુમાન વગેરેએ તે ઉપાડી લીધું હતું. " શ્રમણાએ સ્ફોટ કર્યો.

" ત્યારે, ભાઇ લક્ષ્મણ, આ નિષ્કારણ બંધુઓને, મહાત્માઓને આપણે મળવું જોઇએ. માટે ચાલો આપણે ઋષ્યમૂક પર્વત તરફ જ જઇએ. " એમ જણાવી રામ લક્ષ્મણ અને શ્રમણા સાથે ચાલવા માંડયું.

એવામાં લક્ષ્મણે મારેલા કબન્ધની મહાન ચિતામાંથી નીકળી એક દિવ્ય પુરુષ રામની સામે આવી ઉભો રહ્યો. તેણે નમ્રતાથી કહ્યું:–' ભગવન્ ! હું શ્રી નામની અપ્સરાનો પુત્ર છું અને શાપને લીધે આ રાક્ષસરૂપને પામ્યો હતો. વળી ઇંદ્રે પોતાના વજ્રથી મારૂં મસ્તક છેદી નાંખ્યું હતું, તેથી હું માત્ર ધડથી જીવતો હતો. એમાંથી આપે મારો મોક્ષ કરાવ્યો છે, તેથી હું પવિત્ર થઇ આપને શરણે આવ્યો છું. આપના પર આક્રમણ કરવા માટે માલ્યવાને મને મોકલેલો, તેથી આ અરણ્ય મેં અપવિત્ર કર્યું છે. પણ હવે આપની

કૃપાથી મને સઘળી પૂર્વસ્મૃતિ પ્રાપ્ત થઇ છે. વળી મારે આપને કહેવું જોઇએ કે માલ્યવાને વાનરોના રાજા વાલી સાથે મૈત્રી બાંધી છે અને આપનો ઘાત કરવાનું કામ તેને સોંપેલું છે, અને તેણે પણ રાવણની ખાતર તે કાર્ય સ્વીકાર્યું છે." આટલી ખબર આપી રામને પ્રણામ કરી કબંધ સ્વર્ગ તરફ ચાલતો થયો.

પછી લક્ષ્મણે શ્રમણાને પૂછ્યું: "આર્યે, રાવણ અને વાલી વચ્ચે શા નિમિત્તે મૈત્રીસંબંધ બંધાયો હશે વારૂ?"

શ્રમણાએ ઉત્તર આપ્યો, "કૈલાસને હાથ વતે ઉંચો કરવાથી અને ત્રણે ભુવનને જિત્યાથી અત્યંત ગર્વમાં આવી ગયેલો રાવણ એક વખતે વાલી સાથે દ્વંદ્વયુદ્ધમાં ઉતર્યો. તે વખતે વાલીએ તેને ઉંચકી બગલમાં દબાવી દીધો અને સાતે સમુદ્રો પર જઇ સંધ્યાવિધિ પૂર્ણ કરી તેને છોડયો. ત્યારે ચૂંથાયલા પોયણાની માફક તે નમ્ર થઇ વાલીની યાચના કરવા લાગ્યો. ત્યારથી તે બંને વચ્ચે મૈત્રીસંબંધ બંધાયો છે!"

"દુરાત્મન્! રાક્ષસકુલકલંક! આ જ તારૂં પરાક્રમ!" લક્ષ્મણે ઉદ્ગાર કાઢયા.

"ભાઇ, જગત્માં શેરને માથે સવાશેર હોય જ એમાં નવાઇ શી?" રામચંદ્રે કહ્યું.

આગળ ચાલતાં માર્ગમાં એક શ્વેત પર્વત આવ્યો. શ્રમણાને પૂછતાં જણાયું કે વાલીએ મારેલા દુંદુભિ નામના રાક્ષસનાં હાડકાંનો ઢગલો પર્વત જેવો દેખાતો હતો. રામે અંગૂઠા વડે એ ઢગલાને ઉખેડી નાંખ્યો અને રસ્તો મોકળો કર્યો.

ત્યાંથી ગાઢ અરણ્યો, મોર, કારંડવ વગેરે અનેક જાતનાં

પક્ષીઓ, ખળખળ વહેતા પાણીના ઝરા વગેરે કુદરતની લીલા નીરખતાં તેઓ આગળ ચાલ્યા. એવામાં એક અવાજ સંભળાયોઃ "દાદા, દાદા, ઠીક જાઓ. મારા મિત્રના તમે વડીલ છો, એટલે મારા પણ વડીલ. તમારી આજ્ઞાથી સાધુ પુરુષનો વધ કરીશ."

"આ અવાજ ક્યાંથી આવ્યો?" લક્ષ્મણે પ્રશ્ન કર્યો.

"એ તો વાલી માલ્યવાનને વિદાય આપતાં કહે છે તેનો એ અવાજ છે." શ્રમણાઓ જણાવ્યું.

એવામાં દૂરથી પીળચટ્ટા અને ભુખરા રંગના શરીરે ઇંદ્રે આપેલી સુવર્ણકમળની માળા પહેરી ઉભેલો મહાકાય વાલી દેખાયો. તેને દેખતાંજ રામે કહ્યુંઃ "વાહ, મોટો યોદ્ધો લાગે છે!"

માલ્યવાનને પોતે સંતોષકારક ઉત્તર આપ્યો હતો, છતાં પણ વાલીના અંતઃકરણમાં ગડભાંગ થયા કરતી હતીઃ 'લોકાલોક પર્વત-રૂપી ક્યારડાવાળું, તેમાં સપ્ત સમુદ્ર રૂપ પાણીવાળું, ત્રિભુવન રૂપી ડાળપાંદડાંવાળું, પાતાળરૂપી મૂળવાળું, સૂર્ય, ચંદ્ર, તારા વગેરે પુષ્પવાળું આ બ્રહ્માંડરૂપી વૃક્ષ હચમચાવી નાંખવાની મારામાં શક્તિ છે; પરંતુ આ પરમ ન્યાયમૂર્તિ રામચંદ્રને હેરાન કરવાની બાબતમાં તો મને અત્યંત શોક થાય છે. શું મિત્રધર્મ આવો હોતો હશે કે પવિત્ર, નિર્દોષ અને જગત્પૂજ્ય મહાત્મા આપણે ત્યાં અતિથિ થઇને આવે ત્યારે તેમને આવકાર આપવો નહિ, અર્ઘ્યપાદ્ય કરવાં નહિ અને ઉલટું તેમનો ઘાટ ઘડવા પ્રયત્ન કરવો? નહિ, નહિ, એમ ન બનવું જોઇએ. હું કોણ? ત્રિભુવનપતિ ઇંદ્રનો પુત્ર! મારો યશ દશે દિશામાં ફેલાયેલો છે, તેને કલંક લાગે! મારે તો સાધુઓના આચાર પ્રમાણેજ વર્તવું જોઇએ......પણ મેં માલ્યવાનને વચન આપેલું તે!...પણ નહિ; નરક તરફ ઘસડી જનાર મિત્રતા અને વચનને ધિક્કાર છે! રામચંદ્ર તો સાક્ષાત્ નારાયણ છે, હજારો

બ્રહ્માંડની સૃષ્ટિ અને પ્રલય કરવાને સમર્થ છે! એવા પરમેશ્વરને માન આપવાથી અધર્મ પણ ધર્મ બને છે, અને અપમાન આપવાથી ધર્મ પણ અધર્મ બને છે!...પણ વાનરો અને રાક્ષસવીરોની સમક્ષ માલ્યવાન પાસે પ્રતિજ્ઞા લીધા પછી જો યુદ્ધ ન કરું તો તેઓ મને બીકણુ અગર બાયલો કહેશે એ પણ વિચારવા જેવું છે. પણ ભલે, વાનરો અને રાક્ષસો મારા વિષે ગમે તે ધારે; મારે તેની દરકાર નથી. હું તો રામને માન આપી તેમની સાથે મૈત્રી બાંધવાનો હતો. પરંતુ, રાવણ અને વાલીની મૈત્રી જગપ્રસિદ્ધ છે, તથા મેં વાલીને આપેલું વચન પણ કદાચ રામે સાંભળ્યું હશે. તેથી હું મિત્રતાનો પ્રયત્ન કરું તો પણ તેમને તો મારા પર અવિશ્વાસ જ આવે, માટે તેમની સાથે મૈત્રી થવી અશક્ય છે....ત્યારે હવે, એક જ માર્ગ ખુલ્લો છે. તે એ કે વાલી હંમેશાં સમાન બળવાળા સાથે જ યુદ્ધ કરે છે એ સર્વ કોઇ જાણે છે. તેથી રામચંદ્રમાં મારા સમાન બળ છે કે નહિ એવું તેઓ પોતાના એકાદ કામથી બતાવી આપે એમ તેમને મારે પ્રાર્થના કરવી. આ રીતે મારી પ્રતિજ્ઞા પણ કાયમ રહેશે, તેમ મારા માનમાં પણ હાનિ નહિ થાય. મારી પ્રાર્થનાથી રામને અપમાન જેવું લાગવાને કારણ નથી, કારણ કે રામ જેવા મહાત્માનું મારા જેવો શું અપમાન કરી શકવાનો હતો? અને આ રીતે યુદ્ધનો પ્રસંગ ટળી જશે.' આ રીતે તે નિશ્ચય કરતો હતો એટલામાં રામ અને લક્ષ્મણ તેની પાસે આવ્યા.

"મહાવીરને સ્વાગત!" વાલીએ આવકાર આપ્યો.

"ઠીક, હવે હું મહાવીર બન્યો? આપના જેવા મહાવીરના સમાગમથી મારું બાહુબળ સફળ થયું છે." રામે ઉત્તર આપ્યો.

"મારા મહાવીરપણાને ધિક્કાર છે! મેં તો વીરધર્મનું ઉલ્લં-

ચેન કર્યું છે. ઠીક, મારે આપને એક વિનંતી કરવાની છે જે આપ કૃપા કરી ધ્યાનમાં લેશો." વાલીએ નમ્રતાથી જણાવ્યું.

"શી?" રામે પ્રશ્ન કર્યો.

"અત્યાર સુધી સમાન બળવાળા સાથે જ હું હમેશાં લઢયો છું: માટે આપ મારા સમાન બળવાળા છો કે નહિ તે દેખાડી આપો." વાલીએ જણાવ્યું.

"શી રીતે દેખાડી આપું?" રામે જિજ્ઞાસાથી પૂછયું.

"શી રીતે? જુઓ આ પ્રમાણે: આપ એક વૃક્ષની પાછળ ઉભા રહો અને હું કેટલેક દૂર છાતી કાઢીને ઉભો રહું છું. પછી એક ચિત્તથી તાકીને તમે મારા તરફ બાણ ફેંકો અને જો તે બાણ મારી છાતીને ચીરી નાંખે, અગર તેમાંથી સોંસરૂં નીકળી જાય અગર તો તેને વીંધી નાખે તો હું જાણું કે તમે સમાન બળવાળા છો." વાલીએ આખરે જણાવ્યું.

"દુરાત્મન્! શું મને બાયલો સમજી મારી મશ્કરી કરે છે? અલ્યા, મશ્કરી કરવાની તારી યોગ્યતા શી? હું તો ધારૂં છું કે બ્હીકથી તું પ્રાણની યાચના કરી રહ્યો છે. યુદ્ધ કર્યા સિવાય જો અહીંથી એક પગલું પણ આગળ વધ્યો તો અહીં જોવા જેવું થઇ જશે, સમજ્યો? શિવ! શિવ! અમારા નિષ્કલંક કુળનું આજ અપમાન થાય છે એ જોઇને ખેદ થાય છે!" રામે ક્રોધના આવેશમાં કહી નાંખ્યું.

આ સાંભળી વાલીને બહુ ખેદ થયો. તે મનમાં બબડયો: 'ખરેખર વિપરીત જ થયું. જેને હું અનુકૂળ ગણતો હતો તે જ પ્રતિકૂળ નિવડયું. અત્યાર સુધી, યુદ્ધ કરવાથી ભગવાનનો દ્રોહ થશે એમ માનતો, હવે યુદ્ધ નહિ કરવાથી ભગવાનનો દ્રોહ થશે એમ

માનવું પડે છે. ઠીક !' પછી તેણે હાથ જોડી રામને કહ્યું: " મહાનુભાવ, મને સ્વજન માની આ દુષ્ટ વચનની ક્ષમા આપશો. શું દાવાનળની દાહશક્તિની પરીક્ષા કોઇ કરતું હશે? ઠીક, ચાલો આપણે યુદ્ધભૂમિ તરફ જઇએ."

રામે લક્ષ્મણને કહ્યું, " વત્સ લક્ષ્મણ, શબરી સાથે તું સુગ્રીવ તથા વિભીષણ પાસે જઇ કહે કે આપનાં દર્શન માટે અમે નીકળ્યા હતા, પણ માર્ગમાં વાલી સાથે સમાગમ થયો છે તેથી આપને મળતાં વિલંબ થશે."

આજ્ઞા માથે ચઢાવી લક્ષ્મણ અને શ્રમણા ચાલતાં થયાં.

આ રીતે નિશ્ચય કરી રામ આગળ ચાલતા હતા, અને વાલી પાછળ ચાલતો હતો. થોડી વારમાં યુદ્ધભૂમિમાં આવી રામે પાછળ જોયું તો વાલી જણાયો નહિ. રામે ચોતરફ વાલીની ઘણી શોધ કરી પણ તે ક્યાંઇ દેખાયો નહિ. આખરે કંટાળીને રામે ઋષ્યમૂક પર્વત તરફ જવાની ઇચ્છા કરી.

વાલીના ગુમ થયાની વાત વીજળીને વેગે ચોતરફ ફેલાઇ ગઇ. કિષ્કિંધામાં સુગ્રીવ, અંગદ, હનુમાન અને વિભીષણ તથા લક્ષ્મણને ખબર થતાં તેઓએ પોતાના દૂતોને ચોતરફ મોકલ્યા, અને પોતે વાલીની શોધ કરતા રામ પાસે આવી પહોંચ્યા. છેવટે હનુમાને રામને જણાવ્યું: " મહારાજ, વાલીનો પત્તો કોઇ ઠેકાણે લાગતો નથી!"

તેના ઉત્તરમાં રામે જણાવ્યું: " ઠીક ત્યારે, આપણે હવે ઋષ્યમૂક પર્વત પર જઇએ. પણ ધનુષ્ પર ચઢાવેલા આ અમોઘ બાણનું લક્ષ્ય મળવું જોઇએ......ઠીક, આ પેલું એક હરણ ચરતું દેખાય છે. મૃગયા એ તો રાજાનો ધર્મ છે તેથી આ અમોઘ બાણ

તેના તરફ જ ફેંકું. પણ હરણાં બહુ ચપળ હોય છે, એકાદ ધનુર્ધારીને જોઇને ન્હાસી જાય છે, માટે આ વૃક્ષની પાછળ સંતાઇને સાવધાનતાથી એનો વધ કરૂં." આ પ્રમાણે નિશ્ચય કરી રામે પોતાનું બાણ હરણ તરફ ફેંક્યું. રામબાણ વાગતાં જ તે હરણ પલટાઇને તેને સ્થાને પ્રચંડ વાલી બની ગયો! પછી એક ક્ષણમાં જ એક દિવ્ય પુરુષ રામની પાસે આવી કહેવા લાગ્યો: "જય થાઓ! શ્રી રામચંદ્રનો જય થાઓ! આપે મારો ઉદ્ધાર કરી મને પરમગતિને પમાડયો છે. તમારા મહિમા આગળ મુનિઓ, દેવો, ઇંદ્ર અને સ્વયં બ્રહ્માનો મહિમા પણ તુચ્છ બની ગયો છે!"

"ભાઇ! આપ કોણ છો જે આટલી બધી સારી સ્તુતિ કરો છો?" રામે પ્રશ્ન પૂછ્યો.

"મહારાજ, હું વાનરનો રાજા વાલી છું. એક વખતે દુન્દુભિને મારીને તેના દેહને છિન્નભિન્ન કરી મેં મતંગઋષિના આશ્રમ પાસે તેનાં માંસરુધિરાદિ વેર્યાં હતાં. આ રીતે મર્યાદાનું ઉલ્લંઘન થવાથી ઋષિએ ક્રોધ કરી મને શાપ આપ્યો કે: 'દુરાત્મન્! તારા બળનું તને આટલું બધું અભિમાન છે! જા, તું મરણ પામવાનો હોઇશ ત્યારે હરણ બની જઇશ અને બાયલાની માફક મરણ પામીશ.' ત્યારબાદ મેં ઋષિની બહુ પ્રાર્થના કરી તેમને રીઝવ્યા. ત્યારે તેમણે પ્રસન્ન થઇ અનુગ્રહ કર્યો: 'ઠીક, જા, દેવો અને અસુરોના સ્વપ્નમાં પણ ન આવી શકે એવી રીતે તું મરણ પામીશ.' પ્રભો! આપની પાછળ સંગ્રામભૂમિ તરફ ચાલતાં ચાલતાં આ શાપને લીધે હું હરણ બની ગયો અને નિજસ્વરૂપ ભૂલીને હું દોડવા લાગ્યો. આખરે મહર્ષિના અનુગ્રહને લીધે બ્રહ્માદિને પણ અલભ્ય એવા ઐશ્વર્યને હું આપના હસ્તે પામ્યો છું. આપને પ્રણામ કરી

હું શાશ્વત પદને પ્રાપ્ત કરીશ." આ પ્રમાણે વાલીનાં વચનો સાંભળી રામચંદ્રે તેને આશીર્વાદ આપી વિદાય કર્યો.

ત્યારબાદ રામે લક્ષ્મણને કહ્યું: " વત્સ લક્ષ્મણ, કિષ્કિંધામાં જઇ વાલીની ઉત્તરક્રિયા યથાવિધિ કરાવજે અને પછી સુગ્રીવનો રાજ્યાભિષેક કરજે. ત્યાર બાદ સુગ્રીવને ભાઇના મરણનો વિશેષ શોક ન થાય તે માટે વિભીષણને તેની પાસે રાખી તું પાછો આવજે. દરમ્યાનમાં હું અહીં ઋષ્યમૂક પર્વત પર જ રહીશ, કારણ કે ચૌદ વર્ષ સુધી નગરપ્રવેશ કરવો નહિ એવી મેં પ્રતિજ્ઞા લીધેલી છે તે તું જાણે જ છે. આ ચાતુર્માસ વીતાવ્યા પછી આપણે ઘણું કાર્ય કરવાનું છે."

રામની આજ્ઞા પ્રમાણે લક્ષ્મણ સર્વેને લેઇ કિષ્કિંધા તરફ ચાલતો થયો.

## પ્રકરણ ૫ મું : રાવણવધ અને રામરાજ્યાભિષેક.

રામે ચોતરફ વાનરોને મોકલી સીતાની શોધ કરાવી. આખરે હનુમાને સમુદ્ર ઓળંગી લંકામાં જઇ અશોકવાટિકામાં રાક્ષસીથી વીંટાયલી સીતાને જોઈ રામની વીંટી તેમને આપી, અને થોડા વખતમાં રામ એક ભયંકર સૈન્ય લેઇ લંકા પર ચઢી આવશે એમ ખબર આપી. પછી પોતાના પૂંછડા વડે લંકામાં ઠેકઠેકાણે આગ લગાડી હનુમાન પાછા રામ પાસે આવ્યા.

પછી વાનરસૈન્ય લેઇ સમુદ્ર ઓળંગી રામ અને લક્ષ્મણ લંકા પાસે આવી પહોંચ્યા; લંકાને વાનરોએ ઘેરો ઘાલ્યો એ વાત

જાણીને સતી મંદોદરી રાવણ પાસે ગઇ. તે વખતે રાવણ અટારીએ બેઠો બેઠો અશોકવાટિકા તરફ આતુરતાથી જોયા કરતો હતો.

મંદોદરીએ પાસે જઇ કહ્યું: "મહારાજ! કેમ શો વિચાર કર્યો?"

"શેનો વિચાર?" રાવણે જિજ્ઞાસાથી પૂછ્યું.

"શત્રુપક્ષે કરેલા આક્રમણ વિષે." મંદોદરીએ આશ્ચર્ય પામી ઉત્તર આપ્યો.

તેથી વિશેષ આશ્ચર્ય પામી રાવણે કહ્યું: "દેવિ! શત્રુ કેવો? તેનો પક્ષ કેવો? વળી તેનું આક્રમણ કેવું? મારે માટે આ અપૂર્વ શબ્દોનો તમે ક્યાંથી ઉચ્ચાર કરો છો? જેણે રણસંગ્રામમાં દિગ્ગજોના દંતૂશળો પકડી રાખી અજેય દિક્‌પાલોને હરાવ્યા, જેણે ઇંદ્રનું વજ્ર કુંઠિત કરી નાખ્યું, તેને વળી શત્રુ કેવો? દેવિ! આ શું બોલો છો?"

"મહારાજ! સુગ્રીવ, હનુમાન વગેરે સુભટો સાથે વાનરોનું સૈન્ય લેઇ દાશરથિ રામ અને લક્ષ્મણે અહીં આવી લંકાને ઘેરો ઘાલ્યો છે એમ લોકો કહે છે." મંદોદરીએ સ્ફોટ કર્યો.

"શું પેલો તપસ્વી રામ ને તેનો ભાઇ લક્ષ્મણ! અને પેલાં વાંદરાં!" રાવણે હસતાં હસતાં ઉદ્‌ગાર કાઢયા.

"મહારાજ, ટોળું મહાન છે એટલે ભય રહે ખરો. વળી, મેં તો એમ પણ સાંભળ્યું છે કે સમુદ્ર આગળ આવી રામે સમુદ્રના દેવને બોલાવ્યો. પણ જ્યારે તે બહાર નીકળ્યો નહિ ત્યારે રામે પોતાના ધનુષ્ પર બાણ ચઢાવી તેનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. આથી મગરમચ્છ સાથે આખો સમુદ્ર ખળભળી ઉઠયો અને આખરે સાગરદેવ બહાર નીકળી રામના ચરણમાં પડયો. પછી વાનરોએ મોટા મોટા પત્થરો આણી સમુદ્રમાં નાંખ્યા અને આ રીતે સમુદ્ર પર એક ભયંકર સેતુ બંધાઇ ગયો!"

"દેવિ ! તમને કોઇકે ઉંધું ભેરવ્યું લાગે છે ! સાગર તો અગાધ છે. આખા જગતના પર્વતો લાવીને સમુદ્રમાં નાંખે તોપણ તેનો એક ખુણો સુદ્ધાં પૂરાય તેમ નથી."

"મહારાજ ! આપ માનો છો તેમ આ બાબત નથી. આ રચના તો કાંઇક અપૂર્વ જ છે. પત્થરો પાણીમાં અદ્ધર તરતા રહ્યા છે !"

"બૈરાંની અક્કલ પગની પાનીએ તે આનું નામ. પત્થર તે વળી પાણીમાં તરતા હશે ? દેવિ ! શું બોલો છો ?" માથાં જોરથી હલાવી રાવણે કહ્યું.

એવામાં બહારથી ભયંકર કોલાહલ સંભળાવા લાગ્યો. તે જ વખતે રાવણનો સેનાપતિ પ્રહસ્ત ત્યાં આવી પહોંચ્યો. તેને રાવણે પૂછ્યું, "સેનાપતિ, આ ચીચીયારીઓ શાની સંભળાય છે ?"

રાવણનું અજ્ઞાન જોઇ તેને પણ આશ્ચર્ય થયું. તેણે જણાવ્યું: "મહારાજ, હવે કાંઇ હરકત જેવું નથી. કોટના દરવાજા બરાબર બંધ કર્યા છે અને આપણા વિશ્વાસુ સૈનિકો કિલ્લા પર પહેરો ભરે છે."

"પણ છે શું કે દરવાજા બંધ કરવા પડે છે ?" રાવણે આશ્ચયથી પૂછ્યું.

પ્રહસ્તે આશ્ચર્યપૂર્વક નમ્રતાથી કહ્યું: "લંકેશ્વર, બે મનુષ્યોએ આવી આપણી નગરીને ઘેરો ઘાલ્યો છે."

એવામાં રામ તરફથી અંગદ નામનો એક વાનર દૂત તરીકે આવેલો છે એમ દ્વારપાળે ખબર આપતાં રાવણે તેને પોતાની પાસે લાવવા હુકમ કર્યો.

અંગદે અંદર આવી નમસ્કાર કરી કહ્યું: "પરમ માહેશ્વર લંકેશ્વરનો જય થાઓ !"

"તું સુગ્રીવનો સેવક છે ?" રાવણે પ્રશ્ન કર્યો.

" ના, ના. "

" ત્યારે, કોનો ? "

" લંકેશ્વર, હું કોણ છું અને શા માટે આવ્યો છું તે સાંભળ. રાક્ષસકુળના દાવાનળરૂપ દાશરથિ રામચંદ્રની આજ્ઞાથી હું અહીં આવ્યો છું. તેમની આજ્ઞા પ્રમાણે સીતાને છૂટી કરી દે, અને બંધુ-વર્ગ સાથે લક્ષ્મણના ચરણમાં પડ, નહિ તો તેમનાં બાણો તારી ખબર લઇ નાંખશે ! "

અંગદનાં આવાં ઉદ્ધત વચનો સાંભળી રાવણ હસતાં હસતાં કહેવા લાગ્યો: " વાંદરો પણ બહુ વાચાળ લાગે છે ! તારે શું કહેવાનું છે તે કહી નાખ. "

" હું તો ગમે તેવો છું, પણ મારા કહેવાનો આશય સમજાયો કે નહિ ? આ માથાં રામચંદ્રના ચરણને કે પછી બાણને અડાવવાનાં છે તે કહી દે. " અંગદે જણાવ્યું.

આ શબ્દો સાંભળી રાવણે ક્રોધથી બૂમ મારી: " કોણ છે અહીં ? આ વાંદરાને પકડી લો, ને એને બોલતાં શીખવાડો."

પ્રહસ્તે વચમાંજ કહ્યું : "મહારાજ, એ તો દૂત છે. એના તરફ ક્રોધ કરવો ન જોઇએ. "

" અલ્યા ! આજ રામચંદ્રનો દૂત હોવાથી હું લાચાર છું; નહિ તો તારાં માથાંઓ કાપીને દિશાઓને બળિ આપ્યા વિના હું અહીંથી જાત નહિ." એમ બોલતો બોલતો અંગદ કૂદકા મારી ત્યાંથી દોડી ગયો.

" વાંદરાની જાત છાની રહે ખરી ? " રાવણ મનમાં ગણ-ગણવા લાગ્યો.

" મહારાજ! હવે શી આજ્ઞા છે તે ફરમાવો." પ્રહસ્તે હાથ જોડી કહ્યું.

" આજ્ઞા ? હવે આજ્ઞા કેવી ? જાઓ દરવાજાની ભોગળો તોડી નાંખો; રાક્ષસ સૈન્યને રણસંગ્રામમાં વહેવડાવો, ને આ શેખીખોર વાનરોનો ધાણ કાઢી નાંખો. હું પણ સજ્જ થઇને રણસંગ્રામમાં આવું છું. " રાવણે ક્રોધાવેશમાં આવી સેનાપતિને આજ્ઞા કરી.

\+ + + +

આખરે રામ રાવણ વચ્ચે અપૂર્વ યુદ્ધ જામ્યું. કુબેર ઇંદ્ર આદિ દેવોએ પણ પોતાનાં રથ અને આયુધો મોકલી રામને પુષ્કળ મદદ કરી. યુદ્ધમાં રાવણ અને તેનો સર્વ પરિવાર ખપી ગયો. રાક્ષસકુળમાં એકલો વિભીષણ અને સ્ત્રીઓ તથા બાળકો જ જીવતાં રહ્યાં હતાં. લંકામાં જ અગ્નિ દ્વારા સીતા દેવીની વિશુદ્ધિ કરવામાં આવી અને ત્યાર પછી રામે તેમનો સ્વીકાર કર્યો. લંકામાં વિભીષણનો રાજ્યાભિષેક કરી કુબેરના મોકલેલા પુષ્પક વિમાનમાં બેસી રામચંદ્ર, સીતા, લક્ષ્મણ, સુગ્રીવ, અંગદ, હનુમાન, વિભીષણ વગેરે સર્વેએ અયોધ્યા તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં જ્યાં જ્યાં રામે સીતાને માટે શોધ કરી હતી તે તે સ્થળો તેમણે બતાવ્યાં. આખરે પુષ્પક વિમાન અયોધ્યા નજીક આવી પહોંચ્યું. ત્યાં જટાધારી ભરતે, શત્રુઘ્ન અને દરબારીઓ સાથે આવી રામનું સ્વાગત કર્યું અને હર્ષાશ્રુના સાગર વહેવડાવ્યા. રામે સુગ્રીવ વિભીષણ વગેરેનો ભરતને પરિચય કરાવ્યો.

પછી સરઘસના રૂપમાં સઘળી રાજમંડળી દરબારમાં આવી. ત્યાં **રામ, સીતા અને લક્ષ્મણે** સર્વ માતાઓને નમસ્કાર કર્યાં અને તેમની આશિષ લીધી. કૈકેયીના અંતરમાં જે આશંકા હતી તે દૂર કરતાં વસિષ્ઠપત્ની **અરુન્ધતીએ** જણાવ્યું કે **માલ્યવાનની** આજ્ઞાથી શૂર્પણખાએ **મંથરાના** શરીરમાં દાખલ થઇ આ સઘળો અનર્થ કરાવ્યો હતો, તેથી કૈકેયીનો તેમાં કાંઇ દોષ હતો નહિ.

આખરે **વસિષ્ઠ, વિશ્વામિત્ર** વગેરે ઋષિઓએ મળી **રામચંદ્રનો** રાજ્યાભિષેક કર્યો, અને એ ઉત્સવ સંપૂર્ણ થયા પછી સર્વેને પોત-પોતાને સ્થાનકે વિદાય કરવામાં આવ્યા.*




* **મહાવીર ચરિતની** કથા તેમજ **ઉતર રામચરિતની** કથા **વાલ્મીકિકૃત રામાયણની** કથાથી ઘણે સ્થળે જુદી પડે છે, એ વાચક વર્ગને આ કથાઓ વાંચવાથી ખ્યાલ આવશે. આ પ્રમાણે મૂળ કથામાં ફેરફાર કરવાનાં અનેક કારણો છે. તેમાંનું એક કારણ તો આ કથાઓ નાટકરૂપે આપેલી હોવાથી રંગભૂમિને અનુકૂળ ફેરફારો કવિને કરવા પડેલા એ છે. દાખલા તરીકે, ઉત્તર રામચરિતમાંનું છેલ્લું દશ્ય જેમાં નાટકાન્તર્ગત નાટક આપેલું હોઇ આનંદમાં પર્યવસાન કરાવેલું છે, તે આર્ય નાટયશાસ્ત્રને અનુકૂળ કરેલો ફેરફાર છે. વળી કેટલીક ઘટનાઓ (દા. ત. **વાલિવધ**) રોમાંચક અને સકારણ બનાવવાના હેતુથી પણ કવિએ મૂળ કથામાં આ પ્રમાણે ફેરફાર કર્યો હોય એમ જણાય છે.

# ( ૩ ) ઉત્તર રામચરિત

## [ શ્રી રામચંદ્રની ઉત્તરકથા ]

### પ્રકરણ ૧ લું.

#### ચિત્રદર્શન અને સીતાત્યાગ.

શ્રી રામચંદ્ર લંકાપતિના કુળનો નાશ કરી અયોધ્યામાં પાછા પધાર્યા. ત્યારે એમની સાથે યુદ્ધમાં એમને સાહાય્ય કરનારા વાનર અને રાક્ષસ મિત્રો આવ્યા હતા. વળી વિધવિધ દેશોમાંથી બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ પણ તેમને અભિનંદન આપવાને અયોધ્યામાં આવ્યા હતા. થોડા દિવસ ગાળ્યા પછી એ ઉત્સવમાં બધાનું યોગ્ય આતિથ્ય કરી રાજા રામચંદ્રે તેમને પોતપોતાને ઘેર જવાની અનુજ્ઞા આપી. આ બધા આગન્તુકો સ્વગૃહે સીધાવ્યા, તે સમયે વિભાણ્ડકના પુત્ર ઋષ્યશૃંગે બાર વરસનો યજ્ઞ આરંભ્યો હતો, ત્યાં વસિષ્ઠ અને અરુંધતી સાથે રાજમાતાઓ ગયાં હતાં. રાજા દશરથને એક શાન્તા નામે પુત્રી હતી, તે પુત્રીને સોમપાદ રાજાએ દત્તક લીધી હતી, અને તેને ઋષ્યશૃંગ સાથે પરણાવી હતી. આમ પોતાના જામાતને ત્યાં યજ્ઞ હોવાથી ગુરુજનો ત્યાં ગયાં હતાં. જાનકી ગર્ભવંતાં હતાં તેથી તેમને ત્યાં લઇ જવામાં આવ્યાં નહોતાં. વળી જાનકીને એકલાં ન ગમે માટે તેમના વિનોદ ખાતર રામચંદ્રને તેમની પાસે જ રાખવામાં આવ્યા

હતા. થોડા દિવસ થયાં જનકરાજા પોતાની પુત્રી સીતાને મળવા અયોધ્યામાં આવ્યા હતા, તે હવે પોતાના દેશમાં પાછા ફર્યા. આથી સીતાદેવી ઘણાં દિલગીર થઇ ગયાં. તેમને પ્રસન્ન કરવાને રાજા સભામાંથી ઉઠીને રણુવાસમાં સીધાવ્યા. રણુવાસમાં સીતા પાસે આવી રામચંદ્ર કહેવા લાગ્યા.

×" દેવિ વૈદેહિ, શાન્ત થાઓ. આપણુને ત્યજીને જવાનું વડિલોને ગમતું નથી, પણ

નિત્યનાં જે અનુષ્ઠાનો તેથી છૂટ ન લૈ શકે;
અગ્નિહોત્રી ગૃહસ્થોને બંધનો આકરાં નડે."

સીતાઃ—જાણું છું, આર્યપુત્ર, જાણું છું. તો'યે બંધુજનનો વિયોગ ખરેખર સાલે છે.

રામઃ—એમજ હોય. કાળજું કોરી નાંખે એવા સંસારના આવા પ્રસંગોથી ત્રાસીને જ ડાહ્યા પુરુષો બધી લાલસાનો ત્યાગ કરી અરણ્યમાં વાસો કરે છે.

આમ વાર્તાલાપ ચાલતો હતો, ત્યાં ઋષ્યશૃંગના આશ્રમેથી અષ્ટાવક્ર આવ્યાના સમાચાર રામચંદ્રને મળ્યા. અષ્ટાવક્રે પ્રવેશ કરી મહારાજ રામચંદ્રને શુભાશિષ આપી. રામચંદ્રે તેમને આસન આપ્યું. એટલે સીતાએ પૂછ્યું,

" ભગવન્ ! મારા નમસ્કાર. જામાતા, વડિલો, અને શાન્તાબહેન કુશળ તો છે ને ?"

રામ:—અમારા બનેવી સોમપીતી ભગવાન ઋષ્યશૃંગ અને બહેન શાન્તા આનંદમાં તો છે ને ?

× રતિપતિરામના ભાષાન્તરમાંથી.

સીતા:—અમને કોઇ સંભારે છે ખરાં કે ?

અષ્ટાવક્ર:—શા માટે નહીં ? દેવિ, કુલગુરુ ભગવાન વસિષ્ઠે તમને કહાવ્યું છે કે,—

“છે તારી આ ભગવતી વસુધા જનેતા,
બ્રહ્મા સમા જનકરાજ પિતા તને છે;
એ રાજવંશ વધૂ નંદિનિ તું થઇ છે,
જ્યાં સૂર્ય ને અમ સમા કુળના ગુરુ છે.”

આથી બીજો શો આશીર્વાદ દઇએ ? કે વળ વીરપુત્રની માતા થજે.

રામ:—અમારા ઉપર મોટો ઉપકાર થયો.

સામાન્ય સાધુઓ વાણી વદે અર્થ વિચારીને,
આદ્ય ઋષિજનો કિંતુ બોલે તેવું સદા બને.

અષ્ટાવક્ર:—(રામને) ભગવતી અરૂંધતીએ, માતાઓએ તથા બહેન શાન્તાએ ખાસ કહાવ્યું છે કે ‘ આમને જે કાંઇ દોહદો થાય તે પૂર્ણ કરજો. ’ (સીતાને) દેવિ, તમારા નણદોઇ ઋષ્યશૃંગે કહાવ્યું છે કે ‘ બહેન, તમને પૂરા દિવસ થયાથી આંહી આણ્યાં નથી. વત્સ રામભદ્રને પણ તમારા વિનોદ ખાતર જ ત્યાં તમારી પાસે રાખવામાં આવ્યા છે. હવે તો તમારે ખોળે પુત્ર રમતો થશે, ત્યારે અમે મળીશું. ’

રામ:—ભગવાન વસિષ્ઠે મને કશો સંદેશો કહાવ્યો નથી ?

અષ્ટાવક્ર:—સાંભળો તેમનો સંદેશો:—

જામાતૃના યજ્ઞ મહીં ખળ્યા અમે,
તું બાલ ને રાજ્ય હજુ નવું દિસે;
પ્રજા સદા તત્પર થૈ રીઝાવજે,
એ કીર્તિ તારૂં ધન શ્રેષ્ઠ માનજે.

રામઃ—જેવી ભગવાન વસિષ્ઠની આજ્ઞા.

દયા, સ્નેહ અને મૈત્રી અરે–આ જાનકી વળી,
પ્રજાકલ્યાણને કાજે ત્યજતાં લેશ ના ડરૂં.

આમ વાતચીત થતી હતી, ત્યાં લક્ષ્મણે આવી ચિત્રકાર આવ્યાના સમાચાર આપ્યા. ચિત્ર ક્યાં સુધી ચીતરાયું હતું તે વિષે રામે પૂછતાં, સીતાએ અગ્નિશુદ્ધિ કરી ત્યાં સુધી દોરાએલા ચિત્ર વિષે લક્ષ્મણે પ્રત્યુત્તર આપ્યો, એટલે કાને હાથ દઇ રામ બોલ્યા, "અરર !

જન્મથી શુદ્ધ તેને શું બીજાં શુદ્ધ કરી શકે?
તીર્થનાં જળ, અગ્નિને બીજાંથી શુદ્ધિ ના ઘટે."

આમ કહી રામે સીતાને પણ કહ્યું: "દેવિ, શાન્ત થા. આ આળ તારે માથે જન્મારો રહેવાનું!

રીઝાવવી રહી પ્રજા કુળદીપકોને,
કીધું અમે અજુગતું ન તને ઘટે એ;
પુષ્પો સુગંધી ધરવાં શિર હોય એ તો,
ના એ ઘટે કચરવાં પગના પ્રહારે."

હવે સીતાના કહેવાથી રામે ચિત્રદર્શન કરવા માંડ્યું. પ્રથમ જૃમ્ભકાસ્ત્રોનું દર્શન થતું હતું. આ અસ્ત્રો ભગવાન કૃશાશ્વ પાસેથી વિશ્વામિત્રને મળ્યાં હતાં, અને તેમની પાસેથી તાટકાવધ વખતે રામચંદ્રને પ્રાપ્ત થયાં હતાં. રામે આ અસ્ત્રોને પ્રણામ કર્યા, અને સીતાને કહ્યું, "આ અસ્ત્રો તારી સંતતિને મળશે."

ત્યાર પછી રામચંદ્ર મિથિલામાં પધાર્યા તેનું ચિત્ર હતું. જનકપુરોહિત શતાનંદ વસિષ્ઠાદિ સંબંધીઓને પૂજતા હતા, તે તરફ લક્ષ્મણે સીતાનું ધ્યાન ખેંચ્યું. આ વખતે રામચંદ્રને લગ્નસમય સાંભર્યો. લગ્નસમય

સાંભરતાં સીતાએ હાથ આપ્યો હતો, તે સાંભર્યો, અને જાણે અત્યારે જ ફરીથી કન્યાદાન થતું હોય, તેવો હર્ષ તેમને થયો. લક્ષ્મણે સીતા, માણ્ડવી અને શ્રુતકીર્તિનાં ચિત્રો દેખાડયાં, પણ પોતાની ભાર્યા ઉર્મિલાનું ચિત્ર લજ્જાથી બતાવી શકયા નહીં, તેથી સીતાએ 'વત્સ, આ કોણ ?' એમ ટકોર કરી લક્ષ્મણને શરમીંદા બનાવી દીધા.

હવે ભગવાન ભાર્ગવનું ચિત્ર આવતાં જ સીતા કંપવા લાગ્યાં, પણ રામે ચિત્રદર્શન તરફ સીતાનું ધ્યાન દોરી તેમને શાન્ત કર્યાં. ત્યાર પછી એ બધા ભાઇઓ નવા પરણીને અયોધ્યામાં આવી પહોંચ્યા હતા, તે ચિત્ર લક્ષ્મણે દેખાડયું. રામને તે સમય સાંભરી આવ્યો, એટલે આંખમાં આંસુ સાથે તે બોલ્યા,

" જીવતા'તા પિતા, તાજાં આપણે પરણ્યાં હતાં,
રાખતાં કાળજી માતા, ગયા તે દિન આપણા."

હવે લક્ષ્મણે જટાબંધનનો પ્રસંગ અને ભાગીરથી નદીનું ચિત્ર બતાવતાં રામે ભાગીરથીને પ્રણામ કર્યા, અને અરુન્ધતીની માફક સીતાની સંભાળ લેવા વિનંતિ કરી. ચિત્રકૂટ ઉપર આવેલા શ્યામ નામના વડનું ચિત્ર જોયા પછી જનસ્થાનની મધ્યે આવેલા પ્રસ્રવણ ગિરિના સ્થાનમાં રામે સીતા સાથે જે ક્રીડા કરી હતી, તે તેમને સાંભરી આવી. ત્યાર પછી લક્ષ્મણે શૂર્પણખાનો પ્રસંગ ચિત્રમાં દેખાડયો. પઞ્ચવટીમાં દશાનને સોનાનો મૃગ બનાવી કપટ કરી સીતાનું હરણ કર્યું, અને રામે પથ્થર ફાટી જાય અને વજ્રનાં હૃદય ચીરાઈ જાય, તેવો કરુણ વિલાપ કરવા માંડયો હતો, તે બધો પ્રસંગ ચિત્રમાં આબાદ ચીતરાયો હતો. જટાયુનું પરાક્રમ, ઋષ્યમૂક પર્વત ઉપર મતંગ ઋષિનો આશ્રમ, પદ્મોપ-વાળું પંપા સરોવર, અને આર્ય હનુમાન એ ચિત્રો અનુક્રમે લક્ષ્મણે બતાવ્યાં. તે પછી માલ્યવાન પર્વત, અને વાનરો તથા

રાક્ષસોની સાથે રહીને રામે કરેલાં પરાક્રમો પણ તેમણે જોયાં, પણ હવે સીતા થાકેલાં જણાયાં, તેથી લક્ષ્મણે તેમને વિશ્રામ લેવા વિનંતિ કરી. વિશ્રામને માટે જતાં જતાં સીતાએ કહ્યું, " આર્યપુત્ર, આ ચિત્રદર્શનથી મને જે દોહદ થાય છે, તે માટે હું આપને વિજ્ઞપ્તિ કરૂં છું. મને એમ થાય છે કે જાણે હું ફરીથી મનોહર વૃક્ષઘટાઓમાં વિહરૂં, અને પવિત્ર શીતળ જળથી ભરેલી ભાગીરથીમાં સ્નાન કરૂં. "

રામે તુરત લક્ષ્મણને કહ્યું, " ભાઈ, ગુરુએ આજ્ઞા કરી છે કે એનાં દોહદો સત્વર પૂર્ણ કરજો; તેથી નિરાંતે જવાય, તેવો રથ તૈયાર કરાવ. "

સીતાએ કહ્યું, " પણ આર્યપુત્ર, તમારે ત્યાં સાથે આવવું પડશે, હોં કે ? "

રામે ઉત્તર આપ્યો, " એ કઠણ કાળજાની, એ પણ મને કહેવું પડે ! "

લક્ષ્મણ રામની આજ્ઞાથી ચાલ્યા ગયા, અને સીતાને લઈને રામચંદ્ર અટારીએ વિરાજ્યા. અહીં શ્રમને લીધે સીતાને નિદ્રા આવવા લાગી. રામે સીતાના હાથ પોતાના કંઠની આસપાસ રખાવી આધાર આપી તેમને સુવાડયાં. સીતાના હાથનો સ્પર્શ થતાં રામને અકથ્ય લાગણી થવા લાગી. રામના સ્થિર પ્રેમનો જ આ પ્રભાવ હતો. સીતાને જરા આડાં થવાની જરૂર જણાયાથી ઉશિકું શોધવા આમ તેમ તેમણે જોવા માંડયું, એટલે રામે કહ્યું, " પ્રિયે, શું શોધે છે ? આપણાં લગ્ન થયાં ત્યારથી ઘરમાં કે વનમાં, બાલ્યાવસ્થામાં કે યુવાવસ્થામાં આ રામનો હાથ તારૂં ઉશિકું બન્યો છે. આ હાથ ઉપર બીજી કોઈ સ્ત્રીનો સ્પર્શ થયો નથી. " આખરે સીતાને રામચંદ્રના હાથ ઉપર નિદ્રા આવી ગઈ.

પોતાની છાતી ઉપર સૂતેલાં સીતાના પ્રેમ વિષે રામ વિચાર કરતા હતા, એટલામાં પ્રતિહારીએ ગુણસેવક દુર્મુખ આવ્યાના સમાચાર રામને કહ્યા. આ દુર્મુખને રામે પુરવાસીઓની ચર્ચા જોવા મોકલ્યો હતો. દુર્મુખને અંદર મોકલવાનું કહી રામે ઉંઘમાં સીતા લવતાં હતાં તે સાંભળવા માંડયું. આથી ચિત્રદર્શનને લીધેજ વિરહની ઝંખનાથી બ્હીને ઉંઘમાં પણ ત્રાસ થતો હતો, એમ રામે જોઇ લીધું. એટલામાં દુર્મુખે પ્રવેશ કર્યો. રામના પૂછવાથી તેણે રામચંદ્રના યશની વાતો કરવા માંડી, પણ રામે કહ્યું, " કાંઇ દોષ હોય તો તે પણ કહે, કે તે દૂર થાય. "

દુર્મુખે રાજાને કાનમાં કાંઇક કહ્યું. એટલે રામચંદ્રજી બોલી ઉઠયા, " અરરર, સહેવાય નહીં તેવું આ વાગ્બાણ છે. "

દેવી વૈદેહી ઉપરનું પરગૃહમાં રહ્યાનું દૂષણ રામે અદ્‌ભુત ઉપાય વડે દૂર કર્યું હતું, પણ દૈવગતિથી વળી પાછું એનું એ જ દૂષણ લોકોમાં બહાર આવ્યું. ગમે તે ઉપાયે અને ભોગે પણ પ્રજાને ખુશી રાખવી, એ સાધુપુરૂષોની સનાતન રીત છે. રાજા દશરથે એ રીતનું પાલન કર્યું હતું. પ્રાણ જતાં યે રામે પણ એજ રીતિનું પાલન કરવા તત્પરતા દાખવી. સીતાજીને જોતાંજ રામને અપાર દુઃખ થયું. પણ બીજો ઉપાય ન હોવાથી તેમણે લક્ષ્મણને કહેવાને દુર્મુખના કાનમાં કાંઇક કહ્યું. રામની આજ્ઞા સાંભળી દુર્મુખ બોલી ઉઠયો, " મહારાજ, અગ્નિમાં શુદ્ધ થયેલાં તથા પવિત્ર રઘુકુળનાં સંતાનને ગર્ભમાં ધારણ કરનારાં મહારાણીનું દુર્જનોનાં વચન ઉપર વિશ્વાસ લાવી આપે આ શું ધાર્યું ?"

રામે તરત કહ્યું: " ચૂપ, પુરજનો દુર્જન કેમ હોઈ શકે ? "

રામની આજ્ઞા લઇ દુર્મુખ દુઃખી થતો ત્યાંથી ચાલ્યો ગયો. પોતાના જેવા પાતકીનો સ્પર્શ થવાથી પવિત્ર સીતા કલંકિત ન થાય

માટે રામે પોતાનો હાથ ધીમેથી સીતાના માથા તળેથી લઇ લીધો. રામને હવે અત્યંત શોક થવા લાગ્યો. તેમનો સંસાર અસાર થયો. જીવવામાં તેમને હવે કેવળ શૂન્યતા જ દેખાવા લાગી. તેમનું શરીર કેવળ દુ:ખનું પૂતળું જ થઇ ગયું, તેમનું જીવન અશરણ થઇ ગયું. તેમણે અરુંધતી, ભગવાન વસિષ્ઠ, વિશ્વામિત્ર, વિશ્વંભરા, તાત જનક, પિતા, માતાઓ, લંકાધિપતિ વિભીષણ, પ્રિય સખા સુગ્રીવ, સૌમ્ય હનુમાન, અને ત્રિજટા એ બધાંને સંભારવા માંડયાં. તેમનાં નામ લેવા જેટલા પોતે પવિત્ર નહોતા એમ તેમને લાગવા માંડયું. પોતે કૃતઘ્ની અને પાપાત્મા થયા હતા. પોતાના ઉર પર વિશ્વાસથી ઉંઘતી ઘરની શોભા જેવી ગૃહિણીનો ત્યાગ કરવાનું, તથા ગર્ભ ફરકવાથી શિથિલ થયેલી અને ઉંઘમાં લવતી ભાર્યાનું વનમાં ક્રૂર પશુઓને બલિદાન આપવાનું પોતાને સઝયું, તેથી તેમને ચોધાર આંસુ આવવા લાગ્યાં.

એટલામાં યમુના તીરે વસતા ઋષિઓને લવણ રાક્ષસથી ત્રાસ થતો હતો તેની બુમ સંભળાઇ, તેથી રામે શત્રુઘ્નને રાક્ષસનો નાશ કરવા મોકલ્યા. તેમણે સીતાને છેલ્લાં જોઇ લીધાં, અને તેમને જમીનપર ઉંઘતાં મૂકી તે ત્યાંથી ચાલ્યા ગયા.

જ્યારે સીતા નઠારૂં સ્વપ્નું આવવાથી ઝબકીને જાગ્યાં, ત્યારે પોતાની પાસે રામને ન જોવાથી તેમને જરી રીસ ચઢી, અને હવે રામ મળે ત્યારે તેમને વઢવાનો વિચાર કર્યો. એટલામાં દુર્મુખે રથ તૈયાર થયાના સમાચાર આપ્યા. આથી દુર્મુખ સાથે રઘુકુલ દેવતાઓને, આર્યપુત્રને, અને ગુરુજનોને વંદન કરતાં કરતાં સીતા ત્યાંથી વિદાય થયાં.



# પ્રકરણ ૨ જું: પંચવટી પ્રવેશ.

દંડકારણ્યમાં એક દિવસ આત્રેયી નામનાં તાપસી આવ્યાં. તેમને વનદેવતાએ ફળફુલ અને પત્રાદિકનો અર્ઘ્ય આપી સત્કાર્યાં, અને દંડકારણ્યમાં આવવાનું પ્રયોજન પૂછ્યું. આત્રેયીએ ઉત્તર આપ્યો, "અહીં ઉદ્‌ગીથવેત્તા શ્રેષ્ઠ ઋષિ અગસ્ત્ય રહે છે તેમની પાસેથી વેદાન્ત શીખી લેવા વાલ્મીકિના આશ્રમમાંથી આવી છું."

વનદેવતાએ પૂછ્યું, "બીજા ઘણા મુનિઓ એ જ વૃદ્ધ બ્રહ્મવાદી પ્રાચેતસ ઋષિની પાસે બ્રહ્મપારાયણાર્થે રહે છે. તો પછી આર્યાને આટલો દીર્ઘ પ્રયાસનો શ્રમ કેમ લેવો પડયો ?"

આત્રેયીએ ઉત્તર આપ્યો: "ત્યાં અધ્યયનમાં બહુ વિઘ્ન નડે છે. એ ઋષિદેવને કોઇ દેવતાએ ધાવણ છોડેલાં બે નાનાં બાળકો આપ્યાં છે. તેમને જોઇ એકલા ઋષિઓનાં જ નહીં, પણ સચરાચર ભૂતમાત્રનાં કાળજાં ઠરે છે, અને સવને તેમના ઉપર પ્રીતિ ઉપજે છે. તેમનાં નામ કુશ અને લવ છે. વળી એમને જન્મથી જ સરહસ્ય જૃમ્ભકાસ્ત્રો સિદ્ધ છે."

જ્યારે સરહસ્ય જૃમ્ભકાસ્ત્રો એ નાનાં બાળકોને સિદ્ધ હોવાની વાત વનદેવતાએ જાણી, ત્યારે તેમને ઘણું આશ્ચર્ય થયું. આવા તેજસ્વી બુદ્ધિનાં બાળકો સાથે આત્રેયી અભ્યાસમાં પહોંચી શકતી નહોતી. ગુરુ તો ઠોઠને અને બુદ્ધિશાળીને સરખું જ જ્ઞાન આપે છે, પણ જેમ સૂર્યનો તડકો બધે પથરાતા છતાં ઠીકરા કરતાં કાચનો કકડો તેના તેજનું વિશેષ ગ્રહણ કરી પ્રતિવમન કરે છે, તેમ બુદ્ધિશાળી વિદ્યાર્થી ગુરુના આપેલા જ્ઞાનને એકદમ ગ્રહણ કરી લે છે.

આત્રેયીએ વળી બીજી વાત પણ વનદેવતાને કહી. એક દિવસ મધ્યાહ્ને બ્રહ્મર્ષિ વાલ્મીકિએ તમસા નદીને કાંઠે ફરતાં ક્રૌંચના જોડામાંથી એકને પારધીને હાથે હણાતાં જોયું. આ સમયે અકસ્માત અસ્પષ્ટતાદિ દોષ રહિત વાચાદેવી અનુષ્ટુપ છન્દરૂપે એમના મુખમાંથી નીકળી ગયાં, અને તેમના અંતરનો શોક શ્લોકના રૂપમાં પરિણત થયોઃ

"મા નિષાદ પ્રતિષ્ઠા તું કદાપિ પણ પામતો,
કે માર્યું ક્રૌંચ જોડાના કામમોહિત એકને."

(મ. ન. દ્વિ.)

આ સમયે પદ્મયોનિ ભગવાન બ્રહ્મદેવ ત્યાં પ્રકટ થયા, અને ઋષિને શબ્દબ્રહ્મનું જ્ઞાન થયાથી રામાયણ રચવાની આજ્ઞા કરી, તેમને આદ્યકવિ કરીને સ્થાપ્યા, અને પછી અંતર્ધાન થયા. આ ઉપરથી મનુષ્ય લોકને વિષે આ જાતનો પ્રથમ જ ઇતિહાસ રામાયણ ભગવાન પ્રાચેતસે રચવા માંડયો.

આટલી વાતચીત થયા પછી આત્રેયીએ વનદેવતાને અગસ્ત્યના આશ્રમનો માર્ગ પૂછયો. વનદેવતાએ કહ્યું: "અહીંથી પંચવટીમા થઇ ગોદાવરીને કાંઠે કાંઠે ચાલ્યાં જજો." આત્રેયીએ જ્યારે પંચવટીનું નામ સાંભળ્યું, ત્યારે તેની આંખમાં આંસુ આવી ગયાં. તેને રામ અને સીતા સાંભરી આવ્યાં. હવે તેણે વનદેવતા એ વાસન્તી પોતે જ છે, એમ જાણ્યું. પઞ્ચવટી, ગોદાવરી, ગિરિપ્રસ્રવણ, અને જનસ્થાનના પ્રદેશ જોતાં તેને મહા દુઃખ થયું. "હે સીતા, હવે તો તારૂં માત્ર નામ જ રહ્યું" એમ તેનાથી મોટે બોલાઇ જવાયું, એટલે વાસન્તી ભય પામી બોલી ઉઠી, "કેમ, સીતાદેવીને શું અનિષ્ટ થયું?" આથી આત્રેયીએ સીતાને માથે કલંક કેવી રીતે આવ્યું, અને રામે તેમને કેમ વનવાસ કાઢયાં, તે બધો પ્રસંગ કહી બતાવ્યો.

આ વૃત્તાંત સાંભળી વાસન્તી મૂર્છામાં પડી ગઇ. આખરે સચેત થઇ તેણે વિલાપ કરવા માંડયો. સીતાના જવાથી ભગવતી અરુન્ધતી, તથા રામની માતાઓ સીતાસુની અયોધ્યામાં પાછાં ન આવતાં વાલ્મીકિના તપોવનમાં જઇ રહેવા લાગ્યાં હતાં, એ વાત પણ આત્રેયીએ વાસન્તીને કહી. વળી રામે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો હતો તેની પણ હકીકત તેને કહી. એટલે વાસન્તી બોલી: "ધિક્કાર છે! રામ બીજી વાર પરણ્યા પણ ખરા કે?"

"ના રે ના, એમ શું બોલો છો?" આત્રેયીએ ઉત્તર આપ્યો.

"ત્યારે યજ્ઞમાં એમની સહધર્મચારિણી કોણ?" વાસન્તીએ પ્રશ્ન પૂછ્યો.

આત્રેયીએ ઉત્તર આપ્યો, "સીતાદેવીની સુવર્ણમયી મૂર્તિ."

હવે વાસન્તી રામનું હૃદય સમજી. તેણે કહ્યું, "વજ્રથી યે કઠણ અને કુસુમથી યે મૃદુ એવા મહાત્માના હૃદયને જાણવા કોણ શક્તિમાન છે?"

અશ્વમેધ યજ્ઞના અશ્વની રક્ષા કાજે લક્ષ્મણના પુત્ર ચંદ્રકેતુને રામે મોકલ્યો હતો. લક્ષ્મણને પુત્ર છે જાણી વાસન્તી ઘણી જ ખુશી થઇ. આ યજ્ઞની તૈયારીઓ ચાલતી હતી, એટલામાં એક બ્રાહ્મણ પોતાના મરણ પામેલા પુત્રનું શબ લઇને છાતી માથું કૂટતો રાજા પાસે આવી પહોંચ્યો. રાજાના અનાચાર વિના પ્રજામાં અકાળ મૃત્યુ થાય જ નહીં, એમ રામ વિચારતા હતા, એટલામાં આકાશવાણી થઇ: 'હે રામ, શંબૂક નામે શૂદ્ર પૃથ્વી ઉપર તપ કરે છે; તમે તેનો શિરચ્છેદ કરો, એટલે બ્રાહ્મણપુત્ર જીવશે.' આ ઉપરથી હાથમાં ખડ્ગ લઇ પુષ્પક વિમાનમાં બેસી રામ તેની શોધમાં તુરત નીકળ્યા. શંબૂક

જનસ્થાનમાં જ તપ કરતો હોવાથી રામભદ્ર ફરી પાછા અહીં આવશે, એમ વાસન્તીને આશા આવી.

\+ + +

હાથમાં ઉગામેલું ખડ્ગ લઇ રામભદ્રે શંબૂકને મારવા જનસ્થાનમાં પ્રવેશ કર્યો. રામે શંબૂકને તપ કરતો શોધી કાઢયો અને તેને ખડ્ગ વડે હણવા તત્પર થયા. તે સમયે શંબૂકના કહેવાથી રામે આ પ્રદેશને ઓળખ્યો. દંડકા અને જનસ્થાનના પ્રદેશ જોઇ જાનકી સાથે વનોપભોગ કરેલા તે રામને સાંભરી આવ્યા. પછી રામે શંબૂકનો નાશ કર્યો, એટલે તે વિમાનમાં બેસી સ્વર્ગે સીધાવ્યો. હવે રામ એકલા પડયા. તેમના દિલમાં ઉંડી વ્યથા થવા લાગી: "પેલી પંચવટીમાં લાંબા સમય સુધી અમારો વાસ થયો હતો. આ અમારા વિવિધ ગુપ્ત વિહારના સાક્ષીભૂત પ્રદેશો હતા. અહીં જ મારી પ્રિયાની પ્રિય સખી વાસન્તી પણ રહેતી હતી. અરેરે! હવે રામને માથે આ શું આવી પડયું?.........અહો! ભૂમિ પણ ખરેખર બદલાઇ ગઇ જણાય છે!

હતા પે'લાં વ્હેળા, પુલિન નદીનાં ત્યાં બની રહ્યાં,
દિસે વૃક્ષો ફરી ઘન વિરલતા આજ ઉલટી;
બહૂ કાલે દીઠું દિસતું વન આ અન્ય સરખું,
તથા તેનું તે એ દઢ મતિ કરે એમ ગિરિઓ.

(મ. ન. દ્વિ.)

હું આને છોડીને જવા ધારૂં છું, છતાં પંચવટી તરફ મારો સ્નેહ મને અહીંઆં બેળે બેળે ખેંચી રાખે છે.

જેમાં તે દિન તેની સાથ બહુ મેં ગાળ્યા, પછીથી અરે!
જે સંબંધી સદાય વાત ઘરમાં લંબાવી રે'તાં અમે,

આજે નાશ કરાવી તે જ પ્રિયનો પાપી અરે એકલા !
જોશે કેમ તું રામ! પંચવટી તે, છાંડી જશે કેમ વા !"

( મ. ન. દ્વિ. )

આમ વિલાપ કરતા રામને ભગવાન અગસ્ત્ય તરફથી સંદેશો મળ્યો કે, "વ્હાલસોયાં લોપામુદ્રા અને બીજા મહર્ષિઓ આપની રાહ જોઈ રહ્યાં છે. તેથી અમને મળીને વેગથી ચાલતા પુષ્પકમાં બેસીને સ્વદેશ પધારી અશ્વમેધને માટે સજ્જ થજો." અગસ્ત્યના સંદેશાને માન આપી રામ તેમના આશ્રમ તરફ સીધાવ્યા.

## પ્રકરણ ૩ જું:× છાયાસ્પર્શનો અદ્ભુત આનંદ.

સીતાનો ત્યાગ કર્યા પછી રામના દિલમાં ઉંડું દુઃખ થતું હતું, તે ભગવતી લોપામુદ્રાએ જોઇ લીધું. તેમણે ગોદાવરીને સંદેશો કહાવ્યો હતો કે 'રામભદ્ર ઊંડા શોકમાં ગરક થાય, ત્યારે તું તેમને ઉગારી લેજે.'

વાલ્મીકિના તપોવનની પાસે સીતાદેવીને તજીને લક્ષ્મણ પાછા ફર્યા, ત્યારે પ્રસવની વેદના ન સહેવાયાથી અસહ્ય દુઃખના ઉભરાને લીધે સીતાજીએ ગંગાના જળમાં પડતું મૂક્યું. તેજ વખતે તેમને બે બાળકો જન્મ્યાં. માતા પૃથ્વી અને ભગવતી ભાગીરથી બંને તેમની પાસ આવ્યાં, અને તેમને રસાતળમાં લઇ ગયાં. ધાવણ મૂકાવ્યા પછી બંને બાળકોને ગંગાદેવી જાતે જ મહર્ષિ વાલ્મીકિને સોંપી ગયાં.

× આ પ્રકરણમાં મૂળમાંથી જેટલો ભાગ અનુવાદ રૂપે લેવામાં આવ્યો છે, તે ઉત્તર રામચરિતના ત્રીજા અંકના મારા ભાષાન્તરમાંથી લેવામાં આવ્યો છે—રતિપતિરામ પંડયા.

વળી શમ્બૂકના બનાવને લીધે રામભદ્ર કદાચ જનસ્થાનમાં આવશે, એમ સરયૂને મોઢેથી સાંભળીને ભગવતી ભાગીરથી ઘરકામને મિષે સીતાને સાથે લઇ ગોદાવરીને મળવા ગયાં હતાં, આ બધું લોપામુદ્રા જાણતાં હતાં, અને તેથી જ ગોદાવરીને ઉપર્યુક્ત સંદેશો કહાવ્યો હતો.

ભગવતી ભાગીરથીએ પોતાના પ્રભાવથી વનદેવતા પણ સીતાને જોઇ શકે નહીં, તેવી વિદ્યા એમને આપી હતી; વળી સીતાની સાથે રહેવા તમસાને આજ્ઞા કરી હતી. આથી જ્યાં રામભદ્ર આવ્યા હતા, તે જ પ્રદેશમાં તમસા સાથે સીતા પણ કોઇ દેખે નહીં તેમ આવ્યાં હતાં. આમ બંનેનો સમાગમ થયો, છતાં આશ્ચર્ય એ હતું કે સીતા અને તમસા રામને જોઇ શકતાં હતાં, પણ વાસન્તી કે રામ એ એને જોઇ શકતાં નહોતાં.

\+ + + +

જ્યારે સીતા વનવાસ દરમ્યાન પંચવટીમાં રહેતાં હતાં, ત્યારે તેમણે હાથીના એક બચ્ચાને ઉછેર્યું હતું. એ બચ્ચા ઉપર અત્યારે એક મદોન્મત્ત ગજપતિ ધસ્યો આવતો હતો. તેને જોઇને વાસન્તી એકદમ બુમ પાડી ઉઠી, "બચાવો રે કોઇ બચાવો...ઓ...ઓ!!!"

આવી બુમ સાંભળી સીતાના પેટમાં ફાળ પડી. તેમણે વાસન્તીનો સાદ ઓળખ્યો. પોતાના વ્હાલા હાથીના બચ્ચાને આમ દુ:ખમાં આવેલો જોઇ સીતાજી પોતાની ટેવ પ્રમાણે રામચંદ્રને સહાય માટે આવ્હાન કરવા લાગ્યાં. પણ પોતાની સ્થિતિનું ભાન આવતાં આખર નિરાશ થઇ મૂર્છા પામ્યાં. તમસાએ આશ્વાસન આપી તેમને શાન્ત કર્યાં, એટલામાં 'વિમાનરાજ, અહીં જ થોભો' એવો જળ-ભર્યા મેઘના જેવો ધીમો અને ગંભીર ધ્વનિ તેમણે સાંભળ્યો. સીતાજીએ રામચંદ્રના સ્વરને ઓળખ્યો; અને શૂદ્રને દંડ દેવાને

રામચંદ્ર પંચવટીમાં પધાર્યા છે, એ વાત જાણી દુઃખ અને કોપથી સીતા બોલ્યાં, "પાડ એમનો કે એ રાજા રાજધર્મથી ભ્રષ્ટ નથી થયા."

સીતાજીએ આખરે રામચંદ્રને દીઠા. પ્રભાતના ચંદ્રની માફક તેમનું શરીર ઝાંખું, ફીક્કું અને દુબળું થઇ ગયું હતું. એમની સૌમ્ય અને મનોહર મુખમુદ્રાથીજ એ ઓળખાતા હતા. રામચંદ્રનું આખું શરીર જોઇ સીતા દુઃખથી બેશુદ્ધ થયાં. તમસાએ એમને શુદ્ધિમાં આણ્યાં. શુદ્ધિમાં આવતાં જ સીતાએ રામને નિઃશ્વાસ સાથે પોતાને સંભારી મૂર્છા પામતા જોયા. રામચંદ્રને મૂર્છા પામેલા જોઇ સીતા ગભરાયાં અને સહાય કરવા તમસાને કહ્યું. તમસાની સૂચનાથી સીતાજીએ રામચંદ્રનો સ્પર્શ કર્યો, એટલે રામ સ્વસ્થ થયા. રામચંદ્રે સીતાનો સ્પર્શ ઓળખ્યો, પણ સીતા ત્યાં નહીં જણાતાં "નિરંતર એને સંભારવાની ટેવ પડયાથી મને ભ્રમ થયો લાગે છે" એમ એમણે માની લીધું.

રામચંદ્રે વાસન્તીની 'ધાજો રે ધાજો' ની બુમ સાંભળી હતી, એટલે એકદમ પોતાની પ્રિયાના સજોડ પુત્રને સહાય કરવા તે દોડ્યા. એટલામાં વાસન્તી તેમને સામી જ મળી. રામચંદ્રે વાસન્તીને ઓળખી, અને જટાયુનો પ્રસંગ સંભારતાં તથા ગોદાવરી નદી નિહાળતાં રામભદ્રનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. સીતાને વહેમ રહેતો હતો કે રખેને રામચંદ્ર તેમને જોઇ જાય, પણ તમસાએ મંદાકિની દેવીના પ્રભાવની સીતાને ખાત્રી કરાવી આપી, તેથી સીતા પણ જ્યાં રામચંદ્ર જતા હતા, ત્યાં નિઃશંક થઇ જવા લાગ્યાં.

નાનું હાથીનું બચ્ચું હવે મોટું થયેલું જોઇ રામચંદ્રને ઘણો આનંદ થયો. સીતાએ પણ એ બચ્ચાને જોયું, અને લવ કુશ પણ હવે આવડા મોટા થયા હશે, એમ તેમના માતૃવત્સલ હૃદયમાં વિચાર આવ્યો.

પોતાનાં નાનાં બાળકોનાં સુંદર મુખને આર્યપુત્રે ચુંબન નથી કર્યું, એ વિચારથી સીતાને ઘણું ઓછું આવ્યું, તેથી તમસાએ કહ્યું, " બાળકનો જન્મ એ સ્નેહની અવધિ છે. એ તો માત પિતાને એકબીજાની સાથે જડી લેનાર પ્રેમની સાંકળ છે.

પ્રેમીલાં દંપતીનાં તો હૈયાના સાર રૂપ આ,
બાલુડાં તેમનાં નિશ્ચ આનંદગ્રંથી શાં બન્યાં. "

કદંબ વૃક્ષ ઉપર મયૂર મયૂરી સાથે ક્રીડા કરી રહ્યો હતો. તે બંનેને સીતાદેવીએ પંચવટીમાં ઉછેર્યાં હતાં. સીતા હાવ–ભાવ સાથે આ મયૂરને નચાવતાં હતાં, તે દિવસો રામચંદ્રને યાદ આવ્યા. વાસન્તીના કહેવાથી રામચંદ્ર એક સ્થળે આસન કરી વિરાજ્યા, એટલે વાસન્તી બોલીઃ—

" છે તે જ આ કદલીના વનની શિલા જ્યાં,
શય્યા પ્રિયા સહ સુવાની કરી તમે ત્યાં.
દેતાં સીતા તૃણ હમેશ અહીં રહીને
છોડી જતાં ન હમણાં હજુ એથી એને."

રામે કહ્યું: "મારાથી તો આ નથી જોવાતું. [રોતા રોતા બીજે સ્થાને બેસે છે. ]...ચાલો સખિ વાસન્તિ, અહીં બેસો."

વાસન્તીએ હવે રામ ઉપરનો પોતાનો રોષ કાઢવા માંડયો. તેણે પ્રથમ લક્ષ્મણના કુશળ સમાચાર પૂછ્યા. તેણે રામચંદ્રને 'મહારાજ' શબ્દથી સંબોધ્યા એટલે રામને નવાઇ લાગી. કદાચ સીતાનો વૃત્તાંત વાસન્તીના જાણવામાં આવ્યો હશે, એમ રામ સમજ્યા. વાસન્તીએ રોતે રોતે રામને કહ્યું, "અરે દેવ, તમે આટલા બધા ઘાતકી શું થયા !

તું માહરૂં જીવન ને દિલડું બીજું તું,
કીકી તું નેત્ર તણી અમૃત દેહનું તું,
મીઠાં કહી વચન આમ ભમાવી મુગ્ધા,
તેને જ !—હા !—પણ હવે વદવું રહ્યું ક્યાં ? ”

આમ કહી વાસન્તી મૂર્છા પામી. સીતાજીને થયેલો અન્યાય તેને સાલતો હતો. રામચંદ્રે તેને શાન્ત કરી; સ્વસ્થ થયા પછી વાસન્તી ધીરે ધીરે કહેવા લાગી, “ તમે શા માટે આવું અજુગતું કર્યું ? ” કેવળ લોકમાં યશ લેવાને માટેજ રામચંદ્રે આવું વર્તન કર્યું હતું એમ વાસન્તીએ જ્યારે સાંભળ્યું ત્યારે તેણે કહ્યું,—

“ યશ નઠોર ! તું આમ મીઠો ગણે,
અયશ આથી શું ઘોર બીજો હશે ?
થયું હશે શું વને હરિણાક્ષીને !
દિલની વાત તું નાથ નકિ કહે ! ”

રામનો જીવ અત્યારે ઠેકાણે નહોતો. વાસન્તીનાં મહેણાં તથા આસપાસનાં પરિચિત દશ્યો તેમનું હ્રદય ચીરી રહ્યાં હતાં. અંતરિક્ષમાં રહ્યે રહ્યે સીતા પોતાના પતિ—આર્યપુત્રને સતાવવા માટે વાસન્તીને ઠપકો આપી રહ્યાં હતાં. વાસન્તીને જવાબ આપતાં રામ બોલ્યા,

“ છે દૃષ્ટિ ચંચલ બીધ્યાં મૃગબાલ જેવી,
બેચેન ગર્ભ ફરકવે દીસતી ભયેથી,
ઇન્દુપ્રભા શી સુકુમાર મૃણાલ જેવી,
એ નક્કી લોહી તરસ્યાથી હણાઇ વેલી. ”

આમ બોલી રામભદ્રે મોકળે મોઢે રડવા માંડયું. આર્યપુત્રને આમ રડતા જોઇ દુઃખી થતાં સીતાને તમસા આશ્વાસન આપવા લાગી. પ્રજાના સંતોષ ખાતર પ્રિય સીતાનો ત્યાગ કર્યા પછી અત્યારે આમ વિલાપ કરવો એ રાજધર્મમાં ઊણપ ગણાય, માટે રામે

પોતાની નિરાધાર દશામાં વિલાપ કરવા બદલ નાગરિકોની ક્ષમા યાચી. વાસન્તીએ રામને ધીરજ રાખવા સમજાવ્યા. બાર વર્ષથી સીતાનો ત્યાગ થયા છતાં રામચંદ્ર હજુ જીવે છે, એ ધીરજ ઓછી હતી ? વાસન્તીએ રામચંદ્રનું ધ્યાન બીજે સ્થળે દોરવા માટે તેમને લતા-મંડપ તરફ લીધા. ત્યાં પણ પરિચિત પ્રસંગો સાંભરી આવતાં રામ મૂર્છા પામ્યા. સીતાએ ઉતાવળે રામનાં છાતી તથા લલાટ ઉપર હસ્તસ્પર્શ કર્યો, એટલે રામ ફરીથી સચેત થયા. રામને સીતાના હસ્ત-સ્પર્શનો અનુભવ થયો. તે વાસન્તીને સીતા વિષે પૂછવા લાગ્યા—પણ વાસન્તી, રામ ગાંડપણમાં જ બોલે છે, એમ સમજી. આવા કરુણ વિલાપથી સીતાને રામચંદ્રના પ્રેમની પ્રતીતિ થઇ. પોતાના અહીં રહેવાથી સ્નેહીઓને અપાર દુઃખ થશે, એમ માની રામચંદ્રે ત્યાંથી જવાને વાસન્તીની પાસેથી રજા માગી. અશ્વમેધ યજ્ઞમાં સહધર્મચારિણી સીતાની સુવર્ણમૂર્તિને જોઇને જ સંતોષ માનવાનું ને ધૈર્ય રાખવાનું રામે વાસન્તીને કહ્યું. સીતાએ આ સાંભળ્યું, અને તેમને રામના પ્રેમાળ હૃદય તરફ માન ઉપજ્યું. વાસન્તીના કહેવાથી રામ ત્યાંથી વિદાય થયા. સીતા પણ જોવાય ત્યાં સુધી રામને જોતે જોતે તેમના ચરણ કમળને હજારવાર નમસ્કાર કરતે કરતે ભાન ભૂલ્યાં, પણ તમસાની સાન્ત્વનાથી સ્વસ્થ થયાં. અંતે સર્વ ત્યાંથી વિદાય થયાં.

---

## પ્રકરણ ૪ થું: વડિલોનો મેળાપ.

વાલ્મીકિના આશ્રમના વિદ્યાર્થીઓએ રમુજ કરતે કરતે જણાવી દીધું કે અરુન્ધતી સાથે દશરથ રાજાની પત્નીને લઈને ભગવાન વસિષ્ઠ વાલ્મીકિના આશ્રમમાં આવ્યા છે. વળી જનકરાજા પણ ત્યાં પધાર્યા છે. સીતાજીના દુર્દૈવને લીધે તેમણે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો હતો. તેમને વાલ્મીકિના આશ્રમમાં આવેલા જોઈ કૌશલ્યાને તેમની પાસે જવાનું કહેવા અરુન્ધતીને વસિષ્ઠે મોકલ્યાં હતાં, સીતાના શોકને લીધે દિલમાં સળગતા અંગારાથી નિરંતર બળતા જનક રાજા આશ્રમની બહાર વૃક્ષની છાયામાં બેઠા હતા, અને સીતા સંબંધે વિચાર કરવા લાગ્યા. સીતાને આવી દારુણ આપત્તિ આવી પડયા છતાં પોતાનો જર્જરિત દેહ હજુ પડતો નથી, તેનો એમને ખેદ થવા લાગ્યો. આપઘાત કરવાથી ઘોર અંધકારવાળા અસૂર્ય નામના નરકને મનુષ્ય પ્રાપ્ત કરે છે એમ ઋષિઓ કહેતા હોવાથી તેમણે આપઘાતનો વિચાર માંડી વાળ્યો. આમ જનક સીતા સંબંધે અનેક પ્રકારના વિચાર લાવી કલેશ પામતા હતા, એટલામાં દશરથ રાજાનાં ધર્મપત્ની કૌશલ્યા અને અરુન્ધતીને લઈને કંચુકીને આવતો તેમણે જોયો. કૌશલ્યા અત્યારે પૂરાં ઓળખાતાં પણ નહોતાં. મિથિલાધિપને આવે વખતે મળતાં કૌશલ્યાને પણ ઓસંગણુ અવવા લાગી. પરંતુ વસિષ્ઠની આજ્ઞા હતી, એટલે જનકને મળ્યા વિના ચાલે તેમ નહોતું.

જ્યારે જનકે અરુન્ધતી વગેરેને જોયાં, ત્યારે તેમણે અરુન્ધતીને વંદન કર્યું, અને કૌશલ્યા સાંભળે તેમ કંચુકીને પૂછ્યું, “આર્ય, પેલા પ્રજાપાલક રાજાનાં માતા કુશળ છે ને ?” કંચુકીએ જનક રાજાને શાંત કર્યા, અને અતિ દુઃખિત દેવી કૌશલ્યાને આમ

દુઃખ દેવું ન ઘટે, એમ કહી તેમની સ્થિતિ કહી બતાવી. અગ્નિશુદ્ધિની વાત પણ પૌરજનો માન્ય રાખતા નથી, માટે રામે અતિદારુણ કાર્ય કર્યું, એમ પણ જનક રાજાને કંચુકીએ કહ્યું. અગ્નિશુદ્ધિની વાત આવી એટલે જનકરાજાને ક્રોધ ચઢ્યો. તેમણે કહ્યું, "હં ! અમારાં બાળકને શુદ્ધ કરનાર અગ્નિ તે કોણ ? આમ બોલતાં મનુષ્યોને લીધે રામભદ્રે અમારૂં અપમાન તો કર્યું છે; અને આ વળી અમારૂં ફરીથી અપમાન થાય છે."

અરુન્ધતી બોલ્યાં, "એમજ છે. અગ્નિ એ બોલ દિકરીને માટે હલકો છે. સીતા એ જ યથાર્થ છે. હા વત્સે !

શિશુ વા શિષ્યા વા, મમ તું જયમ છે તે રહી ભલે,
મહા શુદ્ધિનાથી તુંપર મમ ભક્તિ ઠરી રહે;
શિશુ હો કે સ્ત્રી હો, પણ તું જગમાં વંદ્ય સહુની,
ગુણીના પૂજાયે ગુણ, ન વય જાતિ નવ કદી."

(મ. ન. દ્વિ.)

આમ વાત થતી હતી, એટલામાં કૌશલ્યા મૂર્છાવશ થઇ ધરણિ ઉપર ઢળી પડયાં. આ જોઇ જનકરાજાને પોતે બોલેલાં વચનોનો પશ્ચાત્તાપ થવા લાગ્યો. એમણે કમંડલુમાંથી જળ છાંટી કૌશલ્યાને શુદ્ધિમાં આણ્યાં. કૌશલ્યાએ અતિ કરુણ આક્રંદ કરવા માંડ્યું. તે જોઇને અરુન્ધતીએ કહ્યું, "રાજપુત્રિ, શાંત થાઓ. આંસુ પણ એકાંતમાં ઢાળવાં જોઇએ. વળી ઋષ્યશૃંગના આશ્રમમાં તમારા કુલગુરૂ જે બોલ્યા છે તે શું તમને નથી સાંભરતું ? આ તો થનાર થઇ ગયું, પણ પરિણામ કલ્યાણકારી થશે."

કૌશલ્યાઃ—ભગવતિ, હવે મને આશા નથી.

અરુન્ધતી—ત્યારે શું એ જુઠું બોલ્યા હતા એમ તમે માનો છો ? અરે રાજપુત્રિ, એ વાણી વિષે અન્યથા ધારવું જ નહીં. એ વાણી ફળવી જ જાઇએ.

સિદ્ધ જ્યોતિબ્રહ્મ એ બ્રાહ્મણોની
વાણી વિષે ના તમે વ્હેમ લાવો,
સાચી સિદ્ધિ વાણી એમાં વસે છે,
ના તે વાચા વ્યર્થ બોલે કદાપિ. ”

વાલ્મીકિના આશ્રમમાં આજ શિષ્યજનોને અનધ્યાયનો દિવસ હતો, તેથી છોકરાંઓ કિલકિલાટ કરી રહ્યાં હતાં, તે તરફ કૌશલ્યાનું ધ્યાન ગયું. આ બધાં છોકરાંમાં એક મનોહર, કુમળાં અંગવાળો અને આંખને ઠારે તેવા છોકરો કૌશલ્યાએ જોયો. જાણે રઘુનન્દને બાલ્યાવસ્થા ધારણ કરી હોય, તેવો લાગતો આ બાળક જોઇ કંચુકિને જનકરાજાએ તેના વિષે પૂછ્યું. અરુન્ધતી ભાગીરથીના કહેવાથી જાણી ગયાં હતાં કે આ સીતાનો જ પુત્ર છે, પણ કુશ કોણ ને લવ કોણ તે તેમને ખબર નહોતી. આ બાળકની જ્યારે સંતોષ-કારક માહિતી ન મળી, ત્યારે વાલ્મીકિનેજ પૂછી આવવા અને બાળકને પોતાની પાસે મોકલવા જનકે કંચુકીને આજ્ઞા કરી. કંચુકીના કહેવાથી લવ અતિ વિનયથી પૂજ્ય જનો પાસે આવ્યો, અને તે બધાંને તેણે પ્રણામ કર્યા. અરુન્ધતી, જનક અને કૌશલ્યાએ તેને ‘આયુષ્માન થા’ કહી આશિર્વાદ આપ્યો. લવને ધારી ધારીને જોવાથી તેનું મુખ જાનકીને મળતું લાગ્યું, એટલે કૌશલ્યાએ તે બાળકને પૂછ્યું, “ બેટા, તારે મા છે ? અથવા તને તારા પિતા સાંભરે છે ? ”

લવ—ના.

કૌશલ્યા—ત્યારે તારાં માબાપ કોણ ?

લવ—ભગવાન વાલ્મીકિ. હું એટલું જ જાણું છું.

આમ વાત થતી હતી, એટલામાં 'આ આશ્રમારણ્યભૂમિમાં કોઇએ પ્રવેશ કરવો નહીં' એવી ચંદ્રકેતુની આજ્ઞાનો અવાજ સંભળાયો. ચંદ્રકેતુનું નામ સાંભળતાં લવે પૂછ્યું:—"આર્ય, એ ચંદ્રકેતુ કોણ છે ?"

જનક:—દશરથના પુત્ર રામ લક્ષ્મણને ઓળખે છે ?

લવ:—એ જ રામાયણની કથાના નાયકો છે.

જનક:—ત્યારે એટલું કેમ જાણતો નથી કે એ જ લક્ષ્મણનો પુત્ર આ ચંદ્રકેતુ.

લવ:—ત્યારે તો ઉર્મિલાનો પુત્ર અને મિથિલાધિપતિ રાજર્ષિનો દૌહિત્ર.

આ બાળકને મોઢેથી જનકે જાણી લીધું કે પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલાં સીતાદેવીને અરણ્યમાં પ્રસવવેદનામાં એકલાં જ મૂકી લક્ષ્મણ પાછા વળ્યા, ત્યાં સુધીનો કથાનો વિભાગ આ બાળકોને વાલ્મીકિએ શીખવાડ્યો હતો. બાકીનો વિભાગ કવિએ રચ્યો હતો, પણ પ્રકટ કર્યો નહોતો. એ ભાગ તેમણે ભરતમુનિ પાસે મોકલ્યો હતો. વળી એ ઉપર ભગવાન વાલ્મીકિને મોટી આસ્થા હતી. તેમણે ભરતાશ્રમમાં એ પુસ્તક લઇને કુશને ધનુષ સાથે રક્ષા કરવા મોકલ્યો હતો.

અરુન્ધતીદ્વારા લવે કૌશલ્યા તથા જનકને ઓળખ્યાં, એટલામાં આશ્રમમાંનાં બાળકો દોડતાં દોડતાં ગભરાટથી ત્યાં આવી લવને કહેવા લાગ્યાં, "કુમાર, અશ્વ નામનું એક પ્રાણી આશ્રમમાં આવ્યું છે." આમ કહી તે બાળકોએ અશ્વનું આબેહુબ રમુજી

વર્ણન કરી બતાવ્યું. એટલે વડિલોની આજ્ઞા લઇ લવ એ બાળકો સાથે ચાલ્યો ગયો. એટલામાં કંચુકી ત્યાં આવ્યો, અને વાલ્મીકિએ જનક આદિ સર્વેને ત્યાં બોલાવ્યાં હતાં, તેની વાત કરી. તેથી બધાં વાલ્મીકિને મળવા ત્યાંથી સીધાવ્યાં.

બાળકો સાથે આવી લવે અશ્વ જોયો, એટલે તુરત તેને જણાયું કે તે અશ્વમેધનો અશ્વ હતો. એટલામાં તેણે સૈનિકોના અભિમાન-ભર્યા શબ્દો સાંભળી એ અશ્વને પકડી રાખ્યો. અશ્વની રક્ષા કરનાર પુરૂષે ચંદ્રકેતુના બળનું વર્ણન કરી લવને ઘણો ગભરાવવા પ્રયત્ન કર્યો. પણ લવ વધારે હઠે ભરાયો, અને તેણે ધનુષ્યપર શરો ચઢાવવા માંડયાં.

## પ્રકરણ ૫ મું: લવ અને ચંદ્રકેતુ.

જ્યારે લવે સૈનિકોનો પરાભવ કરવા માંડયો ત્યારે રથમાં બેસીને ચંદ્રકેતુ ત્યાં આવી પહોંચ્યો. રણભૂમિ ઉપર આવતાં જ સારથિ સુમંત્રને ચંદ્રકેતુએ આઘે ઉભેલા લવને બતાવ્યો. ચંદ્રકેતુ લવને જોઇને આશ્ચર્ય પામ્યો હતો. ધનુર્ધારી લવને જોઇને સુમંત્રને રઘુપતિ સાંભરી આવ્યા. એકલા લવ સામે આખું સૈનિક મંડળ તૂટી પડતું જોઇ ચંદ્રકેતુને શરમ આવી. આટલા બધા સૈનિકોની સામે થવામાં પણ લવ ગભરાતો નહોતો, એટલું જ નહીં પણ સૈનિકોના મોટા ભાગનો તેણે ઘાણ કાઢવા માંડયો. સૈન્ય ચારે પાસથી પાછું હઠવા લાગ્યું એટલામાં લવ ચંદ્રકેતુના રથની પાસે આવી પહોંચ્યો, એટલે ચંદ્રકેતુએ તેને કહ્યું:

" રે રે લવ મહાબાહો, સૈનિકો સાથ શું લડે?
આ રહ્યો હું અહીં, આવો, તેજમાં તેજ છો શમે."

(મ. ન. દ્વિ.)

ચંદ્રકેતુનાં વચન સાંભળી ત્વરાથી ઉદ્ધત પગલે લવ ચંદ્રકેતુની સામે આવ્યો. ચંદ્રકેતુ અને લવની વચ્ચે સંવાદ થયો. આ સંવાદ થતો હતો, એટલામાં હારેલું સૈન્ય પાછું આવી લવને સતાવવા લાગ્યું. આથી લવે જૃમ્ભકાસ્ત્રોને બોલાવ્યાં, અને આખા સૈન્યને મૂર્છાવશ કરી દીધું. ચંદ્રકેતુએ જૃમ્ભકાસ્ત્રો જોયાં, અને તે લવ પાસે ક્યાંથી એમ વિચારતાં તેને ઘણું આશ્ચર્ય થયું. સુમંત્રને તુરત જ લાગ્યું કે આ અસ્ત્રો લવ પાસે આવી જ કેમ શકે? ચંદ્રકેતુએ કહ્યું, "ભગવાન પ્રાચેતસ પાસેથી મળ્યાં હશે એમ લાગે છે."

સુમંત્રે જણાવ્યું: "વત્સ, એમને અસ્ત્રનો અને વિશેષે કરી જૃમ્ભકાસ્ત્રોનો પરિચય નથી, કેમકે—

કૃશાશ્વતનયો છે એ ત્યાંથી કૌશિકને મળ્યાં,
સમ્પ્રદાયથી તે આજે રામભદ્રે ઠરી રહ્યાં."

(મ. ન. દ્વિ.)

આ સમયે ચંદ્રકેતુ અને લવ એ બેનો પરસ્પર ઉપજેલો પ્રેમ જોઇને કહ્યું, "કોઇની કોઇના ઉપર રસમય પ્રીતિ પ્રવૃત્તિ થવી, એ તો ઘણું કરીને પ્રાણીમાત્રની પ્રકૃતિ જ છે; એને જ લોકો તારામૈત્રક–ચક્ષૂરાગ–કહે છે, અને તેને જ કાંઇ હેતુ વિના ઉત્પન્ન થયેલો અવર્ણ્ય સ્વભાવનો પ્રેમ માને છે."

ક્ષાત્રધર્મને અનુસરીને સુમંત્રને કહીને ચંદ્રકેતુએ રથમાંથી નીચે ઉતરવા માંડ્યું, કારણ લવ પગપાળો રહી યુદ્ધ કરતો હતો, અને યુદ્ધનો નિયમ હતો કે સરખે સરખા સાથે સરખી સ્થિતિમાં યુદ્ધ કરવું. સુમંત્રને લાગ્યું કે લવ જેવા બળવાન સાથે યુદ્ધ કરતાં ચંદ્રકેતુને મહા વિઘ્ન આવી પડશે. ચંદ્રકેતુએ લવને અભિવંદન કર્યાં. લવે તેને રથમાંથી નીચે નહીં ઉતરવા સૂચન કર્યું. ચંદ્રકેતુએ લવને

બીજા રથમાં બેસવાની વિનંતિ કરી, પણ લવે કહ્યું, " અમે તો અરણ્યમાં ફરવાવાળા છીએ, તેથી અમે રથમાં બેસી જાણતા નથી."

સુમંત્રે લવને કહ્યું, " ભાઈ,. તને જો ઇક્ષ્વાકુકુળના રાજા રામભદ્ર દેખે તો એમનું હૈયું સ્નેહથી ગળી જ જાય."

લવને રાજા રામભદ્ર તરફ માનની લાગણી હતી. પણ આવા નિરહંકારી રાજાની પ્રજા ગર્વ રહિત હોવા છતાં સૈનિકોની રાક્ષસી વાણીથી લવ ખીજાયો હતો. સુમંત્રને લવની વાણીમાં આર્ય સંસ્કારનું દર્શન થયું. લવે ચંદ્રકેતુને કહ્યું, " ચંદ્રકેતુ, શું ક્ષાત્રધર્મ એકલા રામનામાં જ આવી રહ્યો છે ?"

સુમંત્રે કહ્યું: " ઇક્ષ્વાકુકુળના રામચંદ્રને તું હજુ ઓળખતો નથી, એટલે આટલેથી જ તું બોલતો બંધ પડ. જેણે પરશુરામને દમ્યા છે, તેમની સાથે ગર્વ કરવો રહેવા દે."

લવ હસીને બોલ્યો: "હં! આર્ય, એ રાજાએ જામદગ્ન્યને નમાવ્યા તેમાં આટલી બધી બડાઇ શાની મારો છો? એ તો સિદ્ધ જ છે કે:—

શરા પૂરા બોલવે બ્રાહ્મણો છે,  
બાહૂમાં તો ક્ષત્રીનું શૌર્ય ભાસે,  
લીધાં શસ્ત્રો બ્રાહ્મણે જામદગ્ન્યે  
જીત્યો એને કીધું એમાં શું રામે ?"

( રતિપતિરામ પંડ્યા )

લવનાં વચન સાંભળી ચંદ્રકેતુને ક્રોધ ચઢવા માંડ્યો. જ્યારે લવે રામચંદ્રનાં પરાક્રમોની કરડાગી કરવા માંડી, ત્યારે લવ અને ચંદ્રકેતુ બંનેનો ક્રોધ ઉકળી ઉઠ્યો, અને સંગ્રામને માટે બંને વીરો યુદ્ધભૂમિ ઉપર ઉતરી પડ્યા.



## પ્રકરણ ૬ ઠ્ઠું : કુમારો સાથે રામનો મેળાપ.

વિમાનમાં બેઠેલું વિદ્યાધરનું જોડું લવ અને ચંદ્રકેતુનું યુદ્ધ જોવા લાગ્યું. ધનુષ્યની ઘુઘરીઓ વાગતી હતી, પણછનો ઝણઝણાટ સંભળાતો હતો, ધનુષ્ય ખેંચાવાથી તેનો ભયંકર ટંકાર સંભળાતો હતો, શર છૂટતાં સરરરર અવાજ થતા હતા. ચંદ્રકેતુએ અગ્ન્યસ્ત્ર મૂક્યું, લવે વારુણાસ્ત્ર મૂકી અગ્ન્યસ્ત્રને શાન્ત કરી દીધું. ચંદ્રકેતુએ વાયવ્યાસ્ત્ર મૂક્યું, એટલામાં આ બે યુદ્ધ કરતા કુમારની મધ્યમાં જ એક વિમાન ઉતરી આવ્યું. આ વિમાન તે પુષ્પક વિમાન જ હતું. બે કુમારોને યુદ્ધ બંધ પાડવાનું કહેતા રામ ઉંચા હાથ કરી બંનેને વારી રહ્યા હતા. શમ્બૂકને મારીને રામ પાછા ફરતાં અત્રે આવ્યા હતા. રામને જોઇને લવ ટાઢો પડ્યો, અને ચંદ્રકેતુએ તેમને નમસ્કાર કર્યા.

લવને જોતાં જ રામને તેના તરફ પ્રેમ ઉત્પન્ન થયો. લવને પણ રામનાં દર્શનથી ઘણો આનંદ થયો. લવે ચંદ્રકેતુને પૂછ્યું, “ભાઇ આ કોણ ?” ચંદ્રકેતુએ લવને રામનું ઓળખાણ કરાવ્યું, એટલે લવે રામને નમસ્કાર કર્યા; રામે લવને સ્નેહથી આલિંગન કર્યું. લવના મનમાં રામ તરફ નૈસર્ગિક સ્નેહ ઉત્પન્ન થયો. હવે એને આ યુદ્ધ અકારણ જણાયું. તેણે પોતાની છોકરવાદીની રામ પાસે ક્ષમા માગી, જૃમ્ભકાસ્ત્રથી જડ થઇ ગયેલા સૈન્યને ચંદ્રકેતુ રામને બતાવવા લાગ્યો, એટલે રામે અસ્ત્રો પાછાં ખેંચી લેવા લવને સૂચના કરી. રામના કહેવાથી લવે જૃમ્ભકાસ્ત્રોને પાછાં ખેંચી લીધાં.

લવની પાસે જૃમ્ભકાસ્ત્રો જોઇ રામે તેને આશ્ચર્યથી પૂછ્યું, "કુમાર, તને કિયા ગુરૂએ આ અસ્ત્રોનો ઉપદેશ કર્યો છે?*"

લવે ઉત્તર આપ્યો, "અમને એ અસ્ત્રો સ્વતઃસિદ્ધ છે."

**રામઃ**—હશે, શું ન સંભવે? કોઇ એવા મહાપુણ્યનું ફળ એવું પણ હોય. 'અમને' એમ કેમ વારૂ?

**લવઃ**—અમે સાથે જ જન્મેલા બે ભાઇઓ છીએ.

એટલામાં ભરતાશ્રમમાંથી કુશ પાછો આવ્યો હતો તેને રામના કહેવાથી લવે રામની પાસે બોલાવ્યો. કુશ લવનો મોટો ભાઇ થતો હતો. યુદ્ધનું નામ સાંભળી કુશ ઉશ્કેરાઇ ગયો હતો. તેણે લવને વાત પૂછવા માંડી, પણ લવે શાન્ત પાડી રામની ઓળખાણ કરાવી, તથા પોતાને એમનો પ્રસંગ કેમ પડયો, તે પણ તેણે કુશને કહી સંભળાવ્યું. કુશે રામની પાસે જઇને નમન કર્યું એટલે રામે તે બાળકને ભેટીને પોતાની પાસે બેસાડયો. જાણે પોતાનો જ દેહ ઝમીને ઉભો હોય, જાણે પોતાનું સઘળું ચૈતન્ય બહાર નીકળીને ઉભું હોય, તેમ કુશનો સ્પર્શ થતાં રામને લાગવા માંડયું. રઘુકુળના કુમારોની ઘણીખરી છાયા આ બાળકોમાં રામને જણાવા લાગી. માત્ર પોતાની જ આકૃતિને આ કુમારો મળતા આવતા હતા, એટલુંજ નહીં, પણ જનકતનયાનું જુજવું રૂપ આ બે કુમારોમાં જણાતું હતું. વળી સીતાને ત્યજી દીધાં હતાં, તે જ આ વાલ્મીકિતપોવન હતું. આ બે બાળકોની આકૃતિ અને એમને સ્વતઃસિદ્ધ અસ્ત્રો એનાથી રામને આ

*જૃમ્ભકાસ્ત્રોનો ઉપદેશ ભગવાન કૃશાશ્વે વિશ્વામિત્રને કર્યો હતો, અને વિશ્વામિત્રે તેનો ઉપદેશ રામને કીધો હતો. આ અસ્ત્રો રામના કુળમાં જ ઉતરે એવી સંકલના હતી. તેથી લવ પાસે આ વિદ્યા જોઈ રામને સહજ આશ્ચર્ય થયું હતું.—**લેખક.**

બાળકો પોતાના જ જણાવા લાગ્યા. વિચાર કરતાં તેમને એમ પણ લાગ્યું કે સીતાના ચિત્રદર્શન સમયે જ પોતે સીતાને આપેલા વચન પ્રમાણે ગર્ભમાં આ બાળકોને અસ્ત્રોનું જ્ઞાન થયું હોવું જોઇએ. આ ઉપરાંત ઘણીવાર સીતાની ગર્ભગ્રંથી જોતાં જોડકાં છોકરાં હોય, તેવું એમને જણાયું હતું. આવો વિચાર આવતાં રામની આંખમાં આંસુ આવી ગયાં.

રામની આંખમાં આંસુ આવેલાં જોઇ લવને ઘણી નવાઇ લાગી, એટલે કુશ બોલ્યો, "અરે ભાઇ,

વિના સીતાદેવી શું શું ન દુઃખ વેઠે રઘુપતિ?
પ્રિયાનાશે રહેજે જગત વગડો રે' બધું બની;
પ્રીતી એવી ઉંડી, વિરહ પણ આરા વિણ રહ્યો!
પૂછે છે શું એમ?, નવ તું જયમ રામાયણ ભણ્યો?

( મ. ન. દ્વિ. )

રામે બાળકોને પૂછવા માંડયું, "બાળકો! રામાયણ એ તો ભગવાન વાલ્મીકિની વાણી છે, અને આદિત્યવંશનું એમાં વર્ણન છે, એમ સંભળાય છે. તેમાંનું થોડુંક સાંભળવાનું મને બહુ મન છે."

કુશ બોલ્યો, "એ આખો ઇતિહાસ અમે ભણી ગયા છીએ. હાલ તો બાલચરિતના છેલ્લા અધ્યાયના આ બે શ્લોકો મને યાદ છે.

રામે કહ્યું: "બોલો જોઇએ."

કુશઃ—

**प्रकृत्यैव प्रिया सीता रामस्यासीन्महात्मनः ।**
**प्रियभावः स तु तया स्वगुणैरेव वर्धितः ॥**
**तथैव रामः सीतायाः प्राणेभ्योऽपि प्रियोऽभवत् ।**
**हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् ॥**

ભાષાંતર:—

" પ્રકૃતિથી હતાં વ્હાલાં સીતા રામ મહાત્મને,
પ્રિયભાવ ગયો વાધી સીતાના સ્વગુણો વડે;
તેમ રામ સીતાજીને હતા પ્રાણ થકી પ્રિય,
ચિત્તમાત્ર જ એ જાણે પ્રીતિયોગ પરસ્પર. "
( મ. ન. દિ )

આ સાંભળી રામના દિલમાં કારી ઘા લાગ્યો. રામને પોતાનો બાલ્યકાળનો સમય સાંભરી આવ્યો. યુવાવસ્થામાં સીતા સાથે કરેલા વિહારનાં ચિત્ર નજર આગળ આવવા લાગ્યાં. એટલામાં કુશ બોલ્યોઃ "મંદાકિની અને ચિત્રકૂટ વનના વિહાર સમયે સીતાદેવી પ્રતિ રઘુપતિએ કહેલો આ શ્લોક છે:—

" त्वदर्थमिव विन्यस्तः शिलापट्टोऽयमग्रतः ।
यस्यायमभितः पुष्पैः प्रवृष्ट इव केसरः ॥

ભાષાંતર—

તારે માટે શકે ઢાળી આ શિલા પ્રથમે થકી
જે પુંઠે બકુલે જાણે વૃષા પુષ્પ તણી કરી." (મ. ન. દિ)

છોકરાંની આવી નિર્દોષ વાતોથી રામને મનમાં હસવું આવ્યું. નાનાવિધ વિલાસના સાક્ષીરૂપ પ્રદેશો રામની આંખ આગળ તરવરવા લાગ્યા. આમ રામ વિચારમાં મગ્ન હતા, એટલામાં તેમના જાણવામાં આવ્યું કે કૌશલ્યા, વાલ્મીકિ, જનક, અને અરુન્ધતી સાથે વસિષ્ઠ એ બધા આ બાલકોનો કલહ સાંભળી ત્યાં આવ્યાં હતાં. એમને હવે કેમ મોઢું બતાવાશે, એજ વિચારથી રામને ચિંતા થવા લાગી. આખરે એમને મળવાનો વિચાર કરી કરુણાથી વ્યાકુળ થતા રામ લવકુશ સાથે ત્યાંથી વિદાય થયા.

## પ્રકરણ ૭ મું: સંમિલન.

ભગવાન વાલ્મીકિએ પોતાના રચેલા રામાયણનો પ્રયોગ સમાજ સમક્ષ અપ્સરાઓ પાસે કરાવવાની વ્યવસ્થા ભાગીરથીના તીર ઉપર રમણીય સ્થળ શોધી કાઢીને ત્યાં કરી હતી. આ સમાજમાં મર્ત્ય, અમર તથા બીજાં ભૂત માત્ર સર્વને યોગ્ય સ્થાને બેસાર્યાં હતાં. રામ, લક્ષ્મણ સાથે ત્યાં પધાર્યા હતા. કુશલવને નક્કી કરેલા સ્થાને બેસાડવામાં આવ્યા. રામ આસને વિરાજ્યા એટલે વાલ્મીકિના પ્રબંધનો પ્રયોગ શરૂ થયો.

પ્રથમ સૂત્રધારે આવી ભગવાન વાલ્મીકિએ કરુણા અને અદ્ભુત રસથી ભરેલો જે પ્રબંધ રચ્યો હતો, તે તરફ ધ્યાન રાખવાની પ્રેક્ષકોને વિનંતી કરી. પછી નેપથ્યમાં સીતાનો સ્વર સંભળાયો: "હા આર્યપુત્ર ! હા કુમાર લક્ષ્મણ ! હું કર્મકુટી એકલી અને અશરણ આ અરણ્યમાં પ્રસવવેદનાથી પીડાઉં છું ! હાય ! હાય ! મારી આગળ પાછળ આ મુઆં વાઘ વરૂ વીંટાઇ વળ્યાં છે ! શું કરૂં ! મારા બળ્યા-ઝળ્યા જીવને લઇને લાવ ભાગીરથીમાં પડતું નાખું." આ સમયે સૂત્રધારે પ્રેક્ષકોને સમજાવ્યું કે વિશ્વંભરાત્મજા સીતાને રાજાએ મહા-વનમાં ત્યજી દીધી હોવાથી પ્રસવકાળે તેણે ગંગાદેવીમાં પડતું મૂકયું.

આ પ્રયોગ જોતાં રામને ઘણું લાગી આવ્યું, અને જાણે સાચો જ પ્રકાર બનતો હોય, તેમ તેમને લાગવા માંડયું. પણ 'આર્ય આ તો નાટક છે,' કહી લક્ષ્મણે તેમને ભાનમાં આણ્યા.

નાટકનો પ્રયોગ ફરીથી શરૂ થયો. ખોળામાં એકેક બાળક લઇને ભગવતી પૃથ્વીએ અને ભાગીરથીએ સીતાની સાથે પ્રવેશ કર્યો. પૃથ્વી અને ભાગીરથીએ બે પુત્રોના જન્મ થયાના સમાચાર સીતાને આપ્યા, તથા એમને ધીરજ આપવા માંડી. આ દૃશ્ય જોતાં રામ અતિ વ્યાકુળતાને લીધે મૂર્છામાં પડયા. લક્ષ્મણે પવન નાંખી તેમને સચેત કર્યા.

સીતાએ ભાગીરથીને ઓળખી તેમને નમસ્કાર કર્યા, અને પોતાની માડી વસુંધરાને ખરી વખતે સહાયે આવેલી જોઇ. પૃથ્વી સીતાને આલિંગન દેતાં મૂર્છાવશ થયાં. આટલો પ્રબંધ જોઇ લક્ષ્મણને હર્ષ થયો, કે ખરી વખતે પૃથ્વા અને ભાગીરથી સીતાની સહાયે આવ્યાં, પણ રામનું તો કાળજું કપાઇ જતું હતું.

ભાગીરથીએ સીતા તથા વિશ્વંભરાને આશ્વાસન આપ્યું. અપત્યસ્નેહ સર્વથી શ્રેષ્ઠ છે. ચેતનવાળાં પ્રાણીઓથી ન તુટી શકે તેવો સંસારતંતુ વિશ્વંભરા જેવીને પણ સાધારણ થઇ પડયો. પૃથ્વી શુદ્ધિમાં આવી ભાગીરથીને કહેવા લાગ્યાં, "સીતા જેવી પુત્રીને જન્મ આપીને ધીરજ ધરવાની તો કયાં હોય! એક તો

લાંબો થયો રાક્ષસ ઘેર વાસ !
ને આ બીજો દુઃસહ ક્રૂર ત્યાગ !"

આ સમયે ભાગીરથી બોલી ઉઠયાં:

"તૈયાર દેવા ફળ હોય દૈવ,
તો દ્વાર તેનાં ન કરાય બંધ." [ મ. ન. દ્વિ. ]

પૃથ્વીને રામના આવા કૃત્યથી ઘણી રીસ ચઢી હતી, તેથી તેમણે કહ્યું, "રામભદ્રને તો આટલું કહેવુંજ જોઇએ કે એ

બાળકીનો બાળપણમાં તમે હાથ ઝાલ્યો હતો, તેનું તમે લેશ પણ સારૂં કર્યું નથી. મને, અગ્નિને, જનકને તેમજ ગર્ભવતી જાનકીને, તથા તમારી સાથે મારી પુત્રી વનમાં ભટકી એ એના નિઃસ્સીમ પ્રેમને તમે અવગણ્યાં છે."

સીતા બોલ્યાં: "હાય, હાય! મને આર્યપુત્ર સાંભરી આવ્યા!"

પૃથ્વીએ કહ્યું: "બેશ, બેશ હવે ! જોયા તારા આર્યપુત્ર ! "

સીતા લજવાતી અને રોતી બોલી: "હાસ્તો, તમે કહો તે ખરૂં."

રામ વચ્ચે જ બોલી ઉઠયા, "પૃથ્વીમાતા, આ રહ્યો હું, મને ફરીથી જુઓ."

ભાગીરથીએ પૃથ્વીને શાન્ત પાડયાં, અને 'સંસારની પીડાઓ જાણતા હોવા છતાં રામ ઉપર આવી અકળામણ કાઢવી અયોગ્ય છે,' એમ કહ્યું. ઇક્ષ્વાકુકુળમાં પ્રજારંજન એ પ્રથા હતી. સીતાને અગ્નિએ શુદ્ધ કર્યાં, તે અયોધ્યાની પ્રજા શું જાણે? આથી વધી ગયેલા અપયશને પહોંચી વળવાને રામ બિચારા શું કરે? ભાગીરથીનો આ ખુલાસો પૃથ્વીને ગમ્યો, અને તે બોલ્યાં, "હું નિત્યે તમારા ઉપર પ્રસન્ન જ છું. પણ મારી દીકરીનું દુઃખ મારાથી જોઇ શકાતું નથી. રામભદ્રને એના ઉપર કેવો પ્રેમ છે તે તો હું જાણતી નથી, પણ સીતાને ત્યજી દીધા પછી પ્રજાપુણ્યને લીધે લૌકિક ધીરજ ધરીને રામ હજુ જીવતા રહી મનમાં બહુ પીડાય છે, તે હું જાણું છું."

પૃથ્વીએ સીતાને પુત્રોની સંભાળ લેવા કહ્યું, પણ સીતાએ "હું અનાથ છું, એટલે એ બાળકોને શું કરૂં?" એમ શોકથી જણાવ્યું. સીતાના મુખના 'અનાથ' શબ્દથી રામના દિલમાં તીર ભોંકાયું.

આમ વાત થાય છે, એટલામાં આખું અંતરિક્ષ સળગતું હોય, તેવું દૃશ્ય જણાવા લાગ્યું, અને જૃમ્ભકાસ્ત્રો સીતાદેવીને નમસ્કાર કરી તેની સન્તતિની સેવામાં રહેવા પ્રકટ થયાં. બંને દેવીઓએ અસ્ત્રોને પ્રણામ કર્યા. હવે સીતાના દિલનો શોક દૂર થયો, પણ આ બે બાળકોને ક્ષત્રિયોચિત સંસ્કાર કોણ આપશે, એવી સીતાને ચિંતા થવા લાગી. ત્યારે ભાગીરથીએ કહ્યું, "પુત્રિ, તેની ફીકર કર માં. આ બે બાળકોને ધાવણ મૂકાવ્યા પછી ભગવાન વાલ્મીકિને હું સોંપી આવીશ."

આ સાંભળી લક્ષ્મણને લવકુશનો જ વિચાર આવવા લાગ્યો. રામને પણ એ જ વિચાર આવવા લાગ્યા, પણ એમને હજુ કાંઇ સમજાતું નહોતું.

સીતાએ પૃથ્વીમાં સમાઇ જવાની પોતાની ઇચ્છા દર્શાવી, પણ પૃથ્વીએ નાનાં બાળકોની સંભાળ રાખવાનું કહી તેને શાન્ત પાડી. ત્યારપછી ગંગા, પૃથ્વી તથા સીતા ત્યાંથી ચાલ્યાં ગયાં.

આટલે સુધી પ્રયોગ જોતાં રામને લાગ્યું કે સીતા પૃથ્વીમાં સમાઇ ગઇ, એટલે તેમને મૂર્છા આવી ગઇ. લક્ષ્મણે વાલ્મીકિને વ્હારે ધાવા બૂમ પાડી. એટલામાં નેપથ્યમાંથી રંગભૂમિનો પ્રયોગ બંધ કરવાનો સાદ સંભળાયો. આ વખતે ભાગીરથીનાં જળ ઉભરાવા લાગ્યાં, અને પવિત્ર પૃથ્વી આર્યા સીતા સાથે જળમાંથી બહાર નીકળ્યાં. આ સમયે નેપથ્યમાંથી અવાજ સંભળાયો:—

"અરુન્ધતિ જગદ્વંદ્યે! ગંગા પૃથ્વી અમે છીએ,
ધર્મશીલ વધૂ સીતા તમને સોંપીએ અમે."

રામને હજુ પણ મૂર્છા વળી નહોતી, તેથી લક્ષ્મણ ઘણો ગભરાયો. અરુન્ધતીએ સીતાને ત્વરાથી રામને હસ્તસ્પર્શ કરવા કહ્યું. સીતા ગાભરી ગાભરી રામ પાસે જઇ હાથ ફેરવતી

બોલી, " આર્યપુત્ર! ઉઠો. "

રામ તુરત જ શુદ્ધિમાં આવ્યા, તેમણે પોતાની સમક્ષ અરુન્ધતી, ઋષ્યશૃંગ, શાન્તા આદિ સર્વે ગુરુજનોને જોયાં. આ સમયે ભાગીરથીએ કહ્યું, " જગત્પતે રામભદ્ર, ચિત્રદર્શન સમયે મારા પ્રત્યે કહેલું તમે સંભારો કેઃ–હે માતા, અરુન્ધતીની માફક તમે પણ સીતાની સંભાળ લેજો. હવે હું તમારા એ ઋણમાંથી મુક્ત થાઉં છું. "

અરુન્ધતીએ ભગવતી વસુંધરાનું દર્શન રામને કરાવ્યું. પૃથ્વી બોલ્યાં, " પુત્રીનો ત્યાગ કરતી વખતે આયુષ્યમાને કહેલું કે 'ભગવતિ વસુન્ધરે, શ્લાઘ્ય દુહિતા જાનકીની તમે સંભાળ લેજો ' તે તમારૂં વચન મેં રાખ્યું. " રામે પૃથ્વીને પ્રણામ કર્યા. હવે અરુન્ધતી પૌરજનોને સંબોધીને કહેવા લાગ્યાં, " આ સીતાદેવીને ભગવતી જાન્હવી અને વસુન્ધરાએ મને સોંપી છે. એની પવિત્રતાનો નિર્ણય ભગવાન વૈશ્વાનરે પૂર્વે કરેલો છે. બ્રહ્માદિ સર્વ દેવતાઓ એની સ્તુતિ કરી રહ્યા છે. એનો આજે અંગીકાર કરીએ છીએ,એમાં તમારો શો અભિપ્રાય છે?"

પૌરજનોની સંમતિ મળી, એટલે અરુન્ધતીએ રામને સીતા સોંપ્યાં. રામે ભગવતી અરુન્ધતીની પાસેથી સીતાનો સ્વીકાર કર્યો. લક્ષ્મણે સીતાને નમસ્કાર કર્યા, અને સીતાએ તેને દીર્ઘાયુષી આયુષ્યવાન થવાનો આશીર્વાદ આપ્યો. અરુન્ધતીએ વાલ્મીકિની પાસેથી કુશ લવને બોલાવરાવ્યા. સીતાએ પુત્રોને જોવા ઉત્કંઠા બતાવી. વાલ્મીકિએ કુશ લવને રઘુપતિ, લક્ષ્મણ, સીતા, અને જનકની ઓળખાણ કરાવી. જનકનું નામ સાંભળી સીતા બોલી ઉઠયાં, "શું, મારા તાત પણ અહીં જ છે ! "

રામ પુત્રોને પૂર્ણ હેતથી ભેટયા. જાણે નવે અવતાર આવ્યા હોય તેમ સીતા કુશ લવને ઉમળકાથી ભેટી પડયાં. સીતાએ વાલ્મીકિને પ્રણામ કર્યા. અખંડ સૌભાગ્યનો શુભ આશીર્વાદ વાલ્મીકિ પાસેથી મેળવી સીતાનો આનંદ ઉભરાઇ જવા લાગ્યો. એટલામાં લવણનો સંહાર કરવા મોકલેલો શત્રુધ્ન વિજય કરીને પાછો આવ્યાના સમાચાર રામને મળ્યા. રામને હવે ઉપરાઉપરી આનંદના સમાચાર મળવા લાગ્યા. વાલ્મીકિ રામભદ્રને કહેવા લાગ્યા, " રામભદ્ર ! આ ઉપરાંત હવે આપનું બીજું શું પ્રિય કરૂં તે કહો. "

રામઃ—

આથી વધુ પ્રિય તે શું હોય ! તથાપિ આટલું થાઓ:—

ટાળો પાપ, સુવૃદ્ધિ શ્રેયની કરો, આ તે કથા રામની,
મંગલ્યા, સુમનોહરા, જગતની માતાશી, ગંગાસમી;
ભાળો માનથી પંડિતો, અભિનયે જે આ દિસે દીપતી,
શબ્દ બ્રહ્મ વિજ્ઞાણ પૂર્ણ કવિની બુદ્ધિ ભરી ભારતી.

( મ. ન. દ્વિ. )



# સંસ્કૃત સાહિત્યની કથાઓ.

## છુટા છુટા ભાગોની શાળોપયોગી આવૃત્તિ.

---

**કાદમ્બરી** અને **વાસવદત્તા.** } મૂળ લેખકોઃ—શ્રી બાણ ભટ્ટ અને સુબન્ધુ. મૂળ સંસ્કૃત ઉપરથી સંક્ષિપ્ત ગુજરાતીમાં કર્તા—સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પંડ્યા. કીંમત રૂ. ૦–૮–૦

**મૃચ્છકટિક** અને **મુદ્રારાક્ષસ.** } મૂળ લેખકોઃ—મહા કવિ શૂદ્રક અને વિશાખદત્ત. મૂળ નાટકના આધારે કથાલેખકઃ—રા. ન્હાનાલાલ નાથાલાલ શાહ, એમ. એ. કીંમત રૂ. ૦–૮–૦

**ભવભૂતિ અને શ્રીહર્ષદેવ**—આમાં મહા કવિ ભવભૂતિકૃત (૧) માલતી-માધવ (૨) મહાવીર ચરિત અને (૩) ઉત્તર રામચરિત તથા શ્રીહર્ષદેવકૃત (૪) રત્નાવલી, (૫) પ્રિયદર્શિકા, અને (૬) નાગાનંદ (જીમૂતવાહન) આ છ નાટકોની સુન્દર કથાઓ છે. કીંમત રૂ. ૧–૦–૦

**કર્પૂરમંજરી.** } મહાકવિ રાજશેખર કૃત શૃંગારસપ્રધાન સટ્ટકની નવલિકા. કીંમત રૂ. ૦–૮–૦

**લખોઃ—જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ**

આટલું એ સોંઘું પુસ્તક લેતાં પણ વિચાર કરશો ?

# ગૂજરાતી શબ્દાર્થ ચિંતામણી

ટ્રેનિંગ કોલેજ, હાઇસ્કુલ, વિનયમંદિરના શિક્ષકો, લાઇબ્રેરીઓ તેમજ ગુજરાતી ભાષાના અભ્યાસીઓને ઉપયોગી નવો જ શબ્દકોષ.

સાઇઝ—ક્રાઉન ૧૬ પેજી, ટાઇપ—ઝીણા—સ્મોલ પૈકા. શબ્દો—૪૨૦૦૦ લગભગ. અર્થો—મૂળ અને વ્યુત્પત્તિ સાથે ચોક્કસ અને રૂઢ તેમજ કહેવત વગેરેની સમજણ સહ. પાનાં ૧૫૦૦ પુઠું પાકું છીટનું સોનેરી નામનું. કિંમત રૂ. સાડા પાંચ. જુદા બે ભાગમાં બાંધેલાના રૂ. ૭. [ વિ. પી. પોસ્ટેજ તેર આના જુદું. ]

સર રમણભાઇ સાહેબનો અભિપ્રાયઃ—

"ગુજરાતી ભાષાના વિસ્તારી કોષની હાલ ઘણી આવશ્યકતા છે, એ જરૂર પૂરી પાડવાના પ્રયત્નરૂપે આ પુસ્તક રચવામાં આવ્યું છે. આ કોષમાં લગભગ ૪૨૦૦૦ શબ્દો છે, આ સંખ્યા હાલના વિદ્યમાન કોષો કરતાં વિશેષ છે. દરેક શબ્દ જોડે તેનું વ્યાકરણદૃષ્ટિએ પદચ્છેદ તથા લિંગ દર્શાવ્યાં છે. તે પછી [ મુખ્ય મુખ્ય ] શબ્દોમાં વ્યુપત્તિ દર્શાવી છે. છેવટે શબ્દોના અર્થ અનેક પર્યાય સાથે દર્શાવ્યા છે. શબ્દો પરથી બંધાયેલી કહેવતો અને ઉક્તિઓ પણ ખુલાસા સાથે સ્થળે સ્થળે આપી છે. આ રીતે આ કોષ વિદ્યાર્થીઓને તેમજ સામાન્ય વાચક વર્ગને ઉપયોગી થઇ પડે તે પ્રકારનો છે.

આશા છે કે આ ઉપયોગી પુસ્તકની ગુજરાતની પ્રજા તરફથી તેમજ દેશી રજવાડાઓ તથા સરકારી કેળવણી ખાતાં તરફથી યોગ્ય કદર થશે અને પુસ્તક વાચકવર્ગ તરફથી સારો સત્કાર પામશે."

મળવાનું ઠેકાણું:—જીવનલાલ અમરશી મહેતા,

પીરમશા રોડ—અમદાવાદ.

# શ્રીહર્ષદેવની નાટ્યકથાઓ

## (૧) રત્નાવલી.

### પ્રકરણ ૧ લું–આકર્ષણ.

કૌશામ્બી* નગરીમાં વત્સરાજ કરીને એક રાજા રાજ્ય કરતો હતો. તેને વાસવદત્તા નામે પત્ની હતી. તે ઉજ્જયિનીના રાજાની પુત્રી થતી હતી. વત્સરાજને યૌગન્ધરાયણ નામે પ્રધાન હતો. આ પ્રધાન રાજ્યના કારભારમાં નિપૂણ, પ્રજાને પૂર્ણ સંતોષ આપનાર, અને વત્સરાજની રાજ્યચિંતા દૂર કરનાર હતો. રાજાએ વિશ્વાસ રાખી પ્રધાનનેજ બધો રાજ્યભાર સોંપી દીધો હતો.

કૌશામ્બીમાં જે સમયે વત્સરાજ રાજ્ય કરતો હતો, તેજ અરસામાં સિંહલ દેશમાં વિક્રમબાહુ નામે રાજા રાજ્ય કરતો હતો. આ વિક્રમબાહુ વત્સરાજની રાણી વાસવદત્તાનો મામો થતો હતો. વિક્રમબાહુને રત્નાવલી નામે એક પુત્રી હતી. જ્યારે આ પુત્રનો જન્મ થયો, ત્યારે જોશીઓએ તેની જન્મપત્રિકા ઉપરથી ભવિષ્ય ભાખ્યું હતું કે 'જે એનું પાણિગ્રહણ કરશે, તે ચક્રવર્તી રાજા થશે.' આ ભવિષ્યની વાત દેશદેશ પ્રસરી ગઇ. જ્યારે

---

* આ પ્રાચીન નગરી હાલ અલ્હાબાદ છે તેની ઉત્તરે આશરે ૩૦ માઇલ ઉપર હતી. —લેખક.

વત્સરાજના ચાલાક પ્રધાન યૌગંધરાયણના જાણવામાં આ ભવિષ્ય આવ્યું, ત્યારે પોતાના રાજાના અભ્યુદય માટે તેણે આ કન્યા પોતાના રાજાને પરણાવવા યત્ન કરવા માંડયો. પણ આ કાર્ય સાધવામાં યૌગન્ધરાયણને બે અડચણો નડતી હતી. એક તો એ કે રાજા બીજી સ્ત્રી પરણે તો રાણી વાસવદત્તા નાખુશ થાય, અને પ્રધાન ઉપર સંકટ આવી પડે. બીજી અડચણ એ હતી કે સિંહલરાજ વિક્રમબાહુ પોતાની ભાણેજ વાસવદત્તાને નાખુશ કરવા કદીયે પોતાની પુત્રી વત્સરાજને પરણાવે જ નહીં. આવા વિષમ માર્ગમાંથી યૌગંધરાયણને પોતાનો માર્ગ સરળ કરવાનો હતો.

વસંતઋતુમાં ઉન્માદવર્ધક મદન મહોત્સવનો પ્રસંગ આવી પહોંચ્યો. મધુપાનથી ઉન્મત્ત બનેલી કામિની સ્ત્રીઓ સાથે ક્રીડા કરતા નગરજનોનો આનંદ મસ્તી માણી રહ્યો હતો. ચારે પાસ મહોલ્લાઓમાં ઢોલના ઢમક ઢમક અવાજ સંભળાતા હતા. દસે દિશાઓ ધૂળ અને સુગંધી પદાર્થોનાં રજકણોથી ભરાઇ ગઇ હતી. નગરજનોનો પ્રમોદ ઉભરાઇ જતો હોય તેમ જણાતું હતું. રાજા વત્સરાજ આવો મદનમહોત્સવ જોવા પોતાના મહેલની અટારીએ પધાર્યા.

વસંતોત્સવનો આનંદ અનુભવતા વત્સરાજ પાસે રાણીની મોકલેલી બે ચેટીઓ આવી, અને તેમણે રાજાને રાણીનો સંદેશો કહ્યો કે, 'રાતા અશોકના મૂળ આગળ સ્થાપેલા ભગવાન કામદેવની પૂજા કરવા મકરંદવાડીમાં મારે જવું છે, માટે મહારાજે ત્યાં અવશ્ય હાજર રહેવું.' વસંતોત્સવ અને રાણીનો રસિક સંદેશ, આ બેને લીધે રાજાનું દિલ હર્ષથી ભરાઇ ગયું, અને પોતાના મિત્ર વસન્તક સાથે રાજા વત્સરાજ મકરંદવાડીએ જવા સીધાવ્યા.

વત્સરાજ આવતા પહેલાં રાણી વાસવદત્તા પોતાની સખી

કાગ્ચનમાલા સાથે મકરંદવાડીમાં આવી હતી. તેણે પૂજાની બધી સામગ્રી અશોક વૃક્ષ પાસે લાવવાની દાસીઓને આજ્ઞા કરી. રાણી વાસવદત્તાના અંતઃપુરમાં 'સાગરિકા' નામે એક દાસી હતી. તેને રાણી હંમેશાં કાંઇક કારણસર રાજાથી દૂર રાખવા પ્રયત્ન કરતી. જ્યારે પૂજાની સામગ્રી લઇ સાગરિકા રાણી વાસવદત્તા પાસે આવી, ત્યારે વાસવદત્તા એકદમ ચીઢાઇ ગઇ. તેણે સાગરિકાને પૂજાની સામગ્રી પડતી મૂકી એને સોંપેલી મેનાનું રક્ષણ કરવા જવાને ફરમાવ્યું. નછૂટકે સાગરિકા ત્યાંથી ચાલી ગઇ.

કામદેવના પૂજનનો વિધિ જોવાની સાગરિકાને ઘણી હોંસ હતી. પોતાને સોંપાયલી મેનાનું રક્ષણ કરવા તે સુસંગતાને કહી આવી હતી, એટલે નિરાંતે મદન પૂજનવિધિ જોવાશે, એમ એણે ધાર્યું હતું. પણ અહીં તો રખેને સાગરિકાને રાજા ભાળી જાય એ બીકે રાણીએ તેને ત્યાંથી ચાલી જવા આજ્ઞા કરી. રાણીની આજ્ઞાને શિરે ચઢાવી તે ત્યાંથી ગઇ તો ખરી, પણ તેને મદન પૂજનવિધિ જોવાની ઘણી ઇચ્છા હોવાથી ઝાડની ઓથે રહીને કોઈ દેખે નહીં તેમ પૂજન-વિધિ જોવાનો તેણે નિશ્ચય કર્યો, પૂજન સામગ્રી તૈયાર થતી હતી, એટલામાં તેણે મદન ભગવાનની પૂજાને માટે થોડાં પુષ્પો ભેગાં કર્યાં.

એટલામાં મહારાજાની સ્વારી આવી પહોંચી, ભગવાન, પ્રદ્યુમ્નની પૂજામાં વિશેષ શોભતાં દેવી વાસવદત્તાને રાજા એકીટશે જોઈ જ રહ્યા. રાણીએ રાજાની પૂજા કરી, અને તેમનો યોગ્ય સત્કાર કર્યો. પુષ્પ વીણીને ભેગાં કરી ઝાડની ઓથેથી સાગરિકા જ્યારે મદનપૂજન જોવા લાગી, ત્યારે સાક્ષાત્ મદનદેવને જોઇને તે ઘણી નવાઇ પામી. તેને રાજાનું સ્વરૂપ સાક્ષાત્ મદનદેવ જેવુંજ જણાયું. તેને ખબર નહોતી, કે આ રાજા પોતે છે. આવા કાન્તિમાન રાજાને

પ્રત્યક્ષ મદનદેવ માનતી સાગરિકા દર્શનમાત્રથી કૃતાર્થ થઇ અને મનથી તેમની પૂજા કરી. એટલામાં રાજપ્રશસ્તિનું વૈતાલિકનું ગાન સંભળાયું. હવે તેને સમજાયું કે એ તો રાજા પોતેજ છે. રાજાને જોતાંજ તેને વિચાર આવ્યો કે "અરેરે, આ તો જેની સાથે પિતાએ મારો સંબંધ બાંધવા ઇચ્છા કરી હતી, તે જ આ ઉદયન રાજા!" સાગરિકા આમ મોહવશ થઇ વિચાર કરે છે, એટલામાં પૂજનવિધિ સમાપ્ત થવાથી રાજા રાણી વિદાય થયાં. બધાં ગયાનું ભાન આવ્યાથી સાગરિકા પણ મનમાં નિરાશ થતી ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૨ જું: ચિત્રપટનો વૃત્તાંત.

રાજા વત્સરાજને જોયા પછી સાગરિકાનું દિલ અનંગ-બાણથી વિંધાઈ પીડાવા લાગ્યું. તેનાથી કુસુમાયુધના વજ્ર જેવા પ્રહારો સહેવાતા નહોતા. તેથી તેણે આખરે મરી જવાનો નિશ્ચય કર્યો, પણ મરતા પહેલાં પોતાના પ્રિયજનની છબી ચીતરી તેનાં દર્શન કરી કૃતાર્થ થઇ મરવું સારૂં, એમ વિચારી તે વત્સરાજની છબી ચીતરવા લાગી. છબી ચીતરતાં તેની આંગળીઓ મદન વિવશતાને લીધે ઠરતી નહોતી, છતાં પણ તેણે વત્સરાજની આબેહુબ પ્રતિમા ચીતરી કાઢી.

પ્રતિમા ચીતરાતી હતી, એટલામાં તેની પ્રિય સખી સુસંગતા ત્યાં આવી પહોંચી, અને સાગરિકાની પાછળ રહીને તે ન જાણે તેમ તેણે ચિત્ર જોઈ લીધું. ચિત્રમાં રાજા વત્સરાજને ઓળખી તેણે મનમાંજ સાગરિકાની રસવૃત્તિને ધન્યવાદ આપ્યો. જ્યારે સુસંગતા છતી

થઈ, ત્યારે સાગરિકાએ ચિત્રપટ સંતાડી દીધું, પણ સખીભાવે સુસંગતાએ તે ચિત્રપટ પાછું લઈ લીધું, અને બોલી, " બ્હેન, તેં આ કોની છબી ચીતરી ? "

સાગરિકા—મદન મહોત્સવ સમયે જે અનંગ ભગવાન હતા તેની.

સુસંગતા—ઓહો ! પણ આ ચિત્ર તો સૂનું સૂનું લાગે છે. તેથી લાવ, તેની જોડે રતિનું ચિત્ર હું ચીતરી કાઢું.

આમ કહી સુસંગતાએ રતિને મિષે સાગરિકાનું ચિત્ર વત્સરાજના ચિત્ર પાસે ચીતર્યું. આથી સાગરિકાએ ચીઢાવાનો દેખાવ કર્યો. પણ સુસંગતાએ ખાત્રી દીધાથી, તથા તેને તેના કાર્યમાં સહાય કરવાનું વચન આપ્યાથી સાગરિકાએ બધી પીડા તેને જણાવી. સુસંગતા નલિનીનાં પાંદડાં લાવી તેની મદનવ્યથા શાન્ત કરવા પ્રયત્ન કરવા લાગી, પણ પ્રિયજનના સમાગમ વિના સાગરિકાની એ પીડા શાન્ત થાય તેમ નહોતી.

બંને સખીઓ એક બીજા પાસે પોતાનું અંતર ખોલી રહી હતી, ત્યાં રાજગઢમાં પાળેલો એક વાંદરો સાંકળ તોડીને નાઠો નાઠો કદલીગૃહમાં આવી પહોંચ્યો. આથી સુસંગતાએ સાગરિકાનો હાથ ઝાલીને ગભરાટમાં નાસવા માંડયું, અને તમાલ વૃક્ષની પાછળ સંતાઇ બંને ઉભાં રહ્યાં.

કદલીગૃહમાં મેનાનું પાંજરૂં હતું. મેનાને ખાવા માટે ખીર મૂકવામાં આવી હતી. વાંદરો નાસતો નાસતો મેનાના પાંજરા પાસે આવ્યો, અને ખીર ખાવાને માટે તેણે મેનાનું પાંજરૂં ઉઘાડયું, એટલે મેના પાંજરામાંથી ઉડી ગઇ. આ મેના ઘણી ચકોર અને બટકબોલી હતી. સાંભળેલું બધું તે બોલી શક્તી. તેણે સુસંગતા અને સાગરિકા વચ્ચે થયેલી વાતચીત સાંભળી હતી. તેથી જ્યારે

સુસંગતાએ તેને પાંજરામાંથી ઉડી જતી જોઇ, ત્યારે તેને પકડવાને તેની પાછળ જવા સાગરિકાને કહેવા લાગી. તેણે કહ્યું, "ચાલ, ચાલ, એનીજ પાછળ જઇએ. નહિ તો આપણા સાંભળેલા શબ્દો તે બીજાને પણ સંભળાવશે." સાગરિકાને મેનાની પાછળ જવાની વધારે જરૂર જણાયાથી ચિત્રપટને પડતું મૂકી તે સુસંગતાની સાથે જવા લાગી.

જે સ્થળે સાગરિકા ચિત્રપટ વિસરી ગઇ હતી, તેજ સ્થળે વિદૂષક આવી પહોંચ્યો. ખંડદાસ નામના મહાત્માની યુક્તિથી નવમાલિકા બારમાસી ફુલવાળી થઇ, તેની વધામણી ખાવા વસંતક રાજા પાસે જતો હતો, એટલામાં રાજા તેને સામા જ મળ્યા. તેઓ બંને જણા કુસુમિત થયેલી નવમાલિકાને જોવા જતા હતા, ત્યાં તેમણે મેનાને કાંઇક બોલતાં સાંભળી. સુસંગતા અને સાગરિકા વચ્ચે થયેલી વાતચીત મેના બોલતી હતી, તેથી જીજ્ઞાસાથી રાજા તથા વસંતક તે સાંભળવા ત્યાં થોભ્યા. મેના બોલવા લાગી, "સખી, આ શું ? તેં તો મારી છબી કાઢી. નકામી શું કામ ચીઢાય છે ? જેવો તારો કામદેવ, તેવી મારી રતિ. એમાં શરમાય છે શાની ? તારા જેવા કન્યારત્નને આવા વરમાં અભીલાષા થવી જ જોઇએ. બહેન, આ પાંદડાં અને તંતુઓને લઇ લે. મારે સારૂં તું શીદ નકામી ચિંતા કરે છે ?"

આમ મેના બોલતી હતી, ત્યાં વસંતકે ખડખડાટ હસી પડીને તેને ઉરાડી મૂકી, આથી નિરાશ થઇ રાજા મિત્ર વસંતક સાથે કદલીગૃહમાં આરામ લેવા પધાર્યા. અહીં આવતાં જ વસંતકને ચિત્રપટ જડી આવ્યું. તેણે તે ચિત્રપટ રાજાને બતાવવાની આનાકાની કરવા માંડી, એટલે રાજાએ અધિરાઇથી તેના હાથમાંથી તે ઝુંટવી

લીધું, અને તે ચિત્રપટ જોવામાં તલ્લીન થઈ ગયા.

આણી પાસ મેનાને ન પકડી શકવાથી બંને સખીઓ કદલી-ગૃહમાં મૂકેલું ચિત્રપટ સાંભરવાથી ઉતાવળી ઉતાવળી આવી, પણ કદલીગૃહ પાસે આવતાં જ તેમણે રાજા તથા વસંતકને ચિત્રપટ વિષે વાતો કરતાં સાંભળ્યા. સાગરિકા આ જોઈને ઘણી શરમાઇ, પણ હવે તેનો કશો ઉપાય નહોતો. સંતાઇને સાગરિકાએ રાજાનો બધો પોતા પ્રત્યેનો પ્રેમ જોઇ લીધો. કમલપત્ર અને મૃણાલની શય્યા જોવાથી રાજાને મદનાવસ્થા પ્રાપ્ત થઇ. સાગરિકાના કંઠમાંથી સરી પડેલો મૃણાલહાર જડવાથી રાજા તેને વારે વારે છાતી સરસો દાબવા લાગ્યા. રાજાની આવી અવસ્થા જોઇ સુસંગતાએ સાગરિકા અને રાજાનો મેળાપ કરાવી આપવાની તક સાધી. તેણે એકદમ કદલીગૃહમાં પ્રવેશ કર્યો. એટલે વિદૂષકે ચિત્રપટ સંતાડી દેવાની રાજાને સૂચના કરી, તથા ચિત્રફલકનો સઘળો વૃત્તાંત દેવી વાસવદત્તાને સુસંગતા કહી ન દે માટે તેને ઈનામ આપવાનું પણ કહ્યું. રાજાએ સુસંગતાને કાનનું કુંડલ આપ્યું, એટલે એ બોલી, “મહારાજ, આપે નકામી શંકા કરી. મારે તો મહારાજની કૃપા જ બસ છે. આ કુંડલને મારે શું કરવું છે? પેલી મારી પ્રિય સખી સાગરિકા ‘મારૂં ચિત્ર કેમ કાઢ્યું’ એમ કહેતી ઉભી છે, તેને જરા પ્રસન્ન કરો.”

સુસંગતાનાં વચન સાંભળતાં જ રાજા જરા સહસા ઉભા થઇ સાગરિકા પાસે આવ્યા. પોતાના પ્રિયજનને પાસે આવેલા જોઇને સાગરિકા થરથર ધ્રૂજવા લાગી. તે એક ડગલું પણ ખસી શકી નહીં. સુસંગતાના આવા વર્તનથી સાગરિકાને ખોટું લાગ્યું. તે કોપ કરીને ત્યાંથી ચાલી જવા લાગી, પણ સુસંગતાના કહેવાથી રાજાએ તેનો હાથ ઝાલી તેને મનાવવા માંડી. વત્સરાજે સાગરિકાનો હાથ

ઝાલ્યો હતો, છતાં તેની રીસ ઉતરી નહોતી, તેથી વિદૂષકે ટોળમાં કહ્યું કે, "ઓહો, આ તો જાણે બીજાં દેવી વાસવદત્તા!"

વાસવદત્તાનું નામ સાંભળતાંજ રાજાએ સાગરિકાનો હાથ મૂકી દીધો એટલે સાગરિકા સુસંગતા સાથે ત્યાંથી જતી રહી. રાણી વાસવદત્તાના પ્રેમની અવગણના કરી સાગરિકાનો પ્રેમ મેળવવા જતાં કેવળ વાસવદત્તાના નામથી રાજા ચમકે તેમાં નવાઇ નહોતી. વિદૂષકની મૂર્ખ ટીકાને માટે રાજાએ તેને ઠપકો આપ્યો, પણ વિધિની ઘટના કાંઈ ઓર જ હતી.

નવમાલિકાને પુષ્પો આવ્યાં એમ જાણી રાણી વાસવદત્તા પોતાની સખી કાઞ્ચનમાલા સાથે રાજાને મળવા જતાં હતાં. જ્યારે તેઓ કદલીગૃહ પાસે આવ્યાં, ત્યારે તેમણે મહારાજાને ત્યાં બોલતા સાંભળ્યા. તેથી 'કદાચ મહારાજા અમારી રાહ જોતા હશે' એમ માની રાણી વાસવદતા ત્યાં આવી પહોંચ્યાં. રાણી વાસવદત્તાને આમ સહસા આવેલાં જોઇ રાજાએ વિદૂષકને ચિત્રફલક સંતાડી દેવા કાનમાં સૂચના કરી. તેણે ચિત્રફલક બગલમાં સંતાડી દીધું.

વાસવદત્તાએ નવમાલિકા સંબંધે મહારાજા સાથે વાતચીત કરવા માંડી, પણ રાજાએ કહ્યું, "દેવિ, તમે મોડાં આવ્યાં, તેથી અમે વહેલા આવ્યા છતાં હજુ નવમાલિકાને જોઇ નથી. ચાલો, આપણે સાથેજ જઇએ."

વાસવદત્તાએ ઉત્તર આપ્યો, "આર્યપુત્ર, તમારા કહેવાથી જણાય છે કે નવમાલિકાને પુષ્પ આવ્યાં છે. તો હવે હું નહીં આવું!"

રાણી વાસવદત્તા હવે જતાં રહેશે, અને પોતે કરેલું બધું ઢંકાઇ જશે, એવો વિચાર આવવાથી અતિ હર્ષમાં આવી હાથ ઉંચા કરી વિદૂષક નાચવા મંડી ગયો. પોતાના બગલમાં ચિત્રપટ છે, તેનું યે

એને ભાન ન રહ્યું. જેવું ચિત્રપટ વિદૂષકના બગલમાંથી ભૂમિ ઉપર પડયું, કે તરતજ કાઞ્ચનમાલાએ તે લઇ લીધું, અને રાણીને બતાવ્યું. રાણીએ ચિત્રપટમાં મહારાજા અને સાગરિકાને ઓળખ્યાં. તેમણે રાજાને પૂછ્યું, "આર્યપુત્ર, આ શું?"

રાજાથી ઉત્તર આપી શકાયો નહીં. વિદૂષકે રાણીને ગમે તેમ બહાનાં કાઢી સમજાવવા માંડયાં, પણ વાસવદત્તાના મનનું સમાધાન થયું નહીં. તેમણે રાજાને કહ્યું, "આર્યપુત્ર, આ ચિત્ર જોઇ મારૂં માથું ભમી જાય છે. આપ અહીં સુખેથી બેસો, હું તો હવે જઇશ." વાસવદત્તાને ખોટું લાગ્યું જાણી રાજા તેમને મનાવવા લાગ્યા. પણ વાસવદત્તા આખરે ચાલ્યાં જ ગયાં, રાજાએ દેવીનો કોપ પારખ્યો, અને તેમને શાન્ત કરવા અંતઃપુર તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૩ જું : ગફલતનું ગંભીર પરિણામ.

વાસવદત્તાની સખી કાઞ્ચનમાલાએ વસંતકની એક છાની ખટપટની વાત સાંભળી હતી, અને તે ઉપર એ વિચાર કરતી હતી. એટલામાં તેને વાસવદત્તાની ચેટી મદનિકા મળી. મદનિકાએ કાઞ્ચનમાલાના વિચાર જાણવાની હઠ લીધી. એટલે કોઇને નહીં કહેવાના સોગન આપીને કાઞ્ચનમાલા તેને કહેવા લાગી, "જો સાંભળ આજ રાજમંદિરેથી પાછાં ફરતાં ચિત્રશાળા પાસે મેં વસંતકને સુસંગતા સાથે વાત કરતાં સાંભળ્યો. તેણે કહ્યું. 'સુસંગતા, મહારાજાની અસ્વસ્થ પ્રકૃતિનું કારણ સાગરિકા છે, માટે એનો કાંઇ ઉપાય શોધી કાઢ.' સુસંગતાએ જવાબ આપ્યો, 'આજે ચિત્રપટના વૃત્તાંતથી દેવી જરા વહેમાયાં છે, અને સાગરિકાને મારા સ્વાધીનમાં

કરી પોતાના વસ્ત્રાલંકાર પણ મને પ્રસન્ન થઇને આપ્યા છે. તેથી તે અલંકારો હું સાગરિકાને પહેરાવી તેને દેવીનો વેશ ધારણ કરાવીશ, અને હું કાઞ્ચનમાલાનો વેશ ધારણ કરી અમે બંને રાત્રે મહારાજાની પાસે જઇશું. તું પણ ચિત્રશાળા પાસે બેસીને અમારી વાટ જોજે. પછી માધવીલતા મંડપમાં તે બેને આપણે મેળવીશું.' સુસંગતાની આવી ખટપટથી મદનિકાએ એનો તિરસ્કાર કર્યો, અને કાઞ્ચનમાલા સાથે દેવીને આ વાતની ખબર કહેવા ગઇ.

પુષ્પધન્વાનાં બાણથી પીડાતા રાજા હાથીદાંતના ઝરૂખામાં બેઠા બેઠા સાગરિકાનો વિચાર કરી રહ્યા હતા, એટલામાં સાગરિકાની તપાસ કરવા મોકલેલો વસંતક તેની ખબર લઇને તેમની પાસે આવી પહોંચ્યો. રાજાને શુભ સમાચાર કહ્યા, તથા સાગરિકાના દર્શન કરાવી આપવાની વાત પણ રાજાને કહી. આ વાતથી મહારાજા ખુશી થયા, અને વસંતકને સોનાનું કડું પહેરાવ્યું."

આ સમયે સંધ્યાકાળ થવા આવી હતી. સહેજ અંધારૂં થતાં સંકેત પ્રમાણે રાજાને લઇને વસંતક માધવીલતાના મંડપમાં આવી પહોંચ્યો. ત્યાં મરકત શિલા ઉપર રાજાને બેસાડી તે સાગરિકાને લઇ આવવા ચાલ્યો ગયો. રાજા અહીં બેસી વિચારવા લાગ્યા: "ઓહો, પોતાનીજ સ્ત્રીના સમાગમનો અનાદર કરી નવીન નાયિકા તરફ કામીજનનો ખરે અપૂર્વ પક્ષપાત હોય છે." રાજા આમ વિચાર કરતા હતા, એટલામાં રાણી વાસવદત્તા અને કાઞ્ચનમાલા ત્યાં આવી પહોંચ્યાં.

વાસવદત્તા ભોળા સ્વભાવની હતી. પોતાનો વેશ ધારણ કરી સાગરિકા રાજા પાસે જશે કે કેમ, તેની એને શંકા હતી. પણ

કાઞ્ચનમાલાએ વિદૂષકને ચિત્રશાળા પાસે બેઠેલો તેમને બતાવ્યો, ત્યારે તેમની ખાત્રી થઇ. કાઞ્ચનમાલાએ ચપટી વગાડી વસંતકને બોલાવ્યો. વિદૂષક બોલ્યો, "અલિ સુસંગતા, તારો કાઞ્ચનમાલાનો વેશ તો ખરેખર શોભે છે, પણ સાગરિકા ક્યાં?" કાઞ્ચનમાલાએ હાથના ઇશારાથી રાણીને બતાવ્યાં. વિદૂષકે પ્રથમ કરેલા સંકેત પ્રમાણે સાગરિકા વાસવદત્તાનો, અને સુસંગતા કાઞ્ચનમાલાનો વેશ લઇને આવવાનાં હતાં. પણ તેના સંકેતને કાઞ્ચનમાલા જાણી ગયેલી હોવાથી સાગરિકા અને સુસંગતા ત્યાં આવી પહોંચે. તે પહેલાં રાણી વાસવદત્તાને લઇને પોતે આવી પહોંચી હતી. વિદૂષક કાઞ્ચનમાલાની યુક્તિ કળી શક્યો નહોતો, તેણે તો આ બંનેને પોતાના સંકેત પ્રમાણેજ આવેલાં માન્યાં. તે રાણીને સાગરિકાના નામથી જ સંબોધવા લાગ્યો. આ બંનેને લઇને વિદૂષક રાજા પાસે આવ્યો. 'સાગરિકા આવ્યાં,' એમ વિદૂષકને મોઢેથી સાંભળી રાજા એકદમ હર્ષથી ઉભા થઇ ગયા, અને રાણી વાસવદત્તા પાસે જઇ કહેવા લાગ્યા, "પ્રિયે સાગરિકા, તમે સર્વાંગે સુખ આપનારાં છો, તો મને નિઃશંક મનથી ભેટી કામથી પીડાતા શરીરને શાન્તિ આપો." આ વખતે વિદૂષક પણ કહેવા લાગ્યો, "ભગવતી સાગરિકા, વિશ્વાસ રાખીને પ્રિય વયસ્ય સાથે વાત કરો. નિત્યે કોપ કરતાં દેવી વાસવદત્તાનાં કઠિન વચનથી કડવા થઈ ગયેલા મહારાજના કાનને આપનાં મધુર વચનોથી શાન્તિ આપો."

એટલામાં ચંદ્રનો ઉદય થયો. રાજા પોતાની પ્રિયાનું મુખ ચંદ્ર સાથે સરખાવવા લાગ્યા, કે તરત એમને પોતાની ભૂલ સમજાઇ. વાસવદત્તાને પ્રત્યક્ષ પોતાની સામે જોઇને રાજાના ગભરાટનો પાર ન રહ્યો. રાજાએ હાથ જોડીને વાસવદત્તાની ક્ષમા યાચી.

વસંતકે પણ રાજાનો અપરાધ ક્ષમા કરવાની રાણીને વિનંતિ કરી, એટલે રાણી વાસવદત્તા બોલ્યાં, "વસંતક, પ્રથમથી કરી રાખેલા સંકેતમાં વિઘ્નકર્તા હું જ થઈ પડી, તેથી અપરાધ તો મેં કર્યો છે. માટે આર્યપુત્રને શંકા રાખવાનું કાંઇ જ કારણ નથી. હું તો હવે જઇશ." આમ કહી રાજાની સાથે એક પણ શબ્દ બોલ્યા વિના વાસવદત્તા ત્યાંથી ચાલી ગયાં. આવું અણધાર્યું પરિણામ આવવાથી રાજાને ઘણું દુઃખ થયું.

એટલામાં સંકેત પ્રમાણે વાસવદત્તાનો વેશ ધારી સાગરિકા ત્યાં આવી પહોંચી. તેણે વાસવદત્તાનો બધો પ્રસંગ જાણી લીધો, તેથી દેવી વાસવદત્તાનો તિરસ્કાર થવાની બીકે માધવીલતાનો ફાંસો ખાઇ મરવાનો તેણે નિશ્ચય કર્યો. સાગરિકાએ ફાંસો તૈયાર કર્યો, અને કંઠમાં નાંખી પોતાનાં માતપિતાને સંભાર્યાં. આ સમયે દેવી વાસવદત્તાને પ્રસન્ન કરવા રાજા વસંતક સાથે અંતઃપુર તરફ જતા હતા, ત્યાં માર્ગમાં જ વસંતકે દેવી વાસવદત્તાના વેશમાં રહેલી સાગરિકાને ફાંસો ખાતી જોઈ, અને સહસા બોલી ઉઠયો, "અરે, કોણ? શું દેવી વાસવદત્તા ફાંસો ખાય છે?" અહીં પણ વસંતકે અને રાજાએ ભૂલથાય ખાધી. રાજાએ એના કંઠમાંથી ફાંસો કાઢી નાંખ્યો. રાજાને જોઇ સાગરિકાને ઘણી શાન્તિ વળી. તેણે ફરીથી કંઠમાં ફાંસો નાખી રાજાના દેખતાં મરવાનું સુખ મેળવવા પ્રયત્ન કર્યો. પણ રાજાએ વળી પાછો ફાંસો લઇ લીધો. આ વખતે રાજાએ સાગરિકાને ઓળખી, અને 'કોણ, મારી પ્રિયા સાગરિકા!' એમ કહી રાજા સાગરિકાને ભેટી પડયા!

પોતાને પગે પડેલા આર્યપુત્રનો તિરસ્કાર કરવાથી રાણી વાસવદત્તાને હવે પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેથી રાજાને પ્રસન્ન કરવા

રાણી માધવીલતા મંડપમાં કાઞ્ચનમાલા સાથે આવી પહોંચ્યાં. ત્યાં તેમણે રાજાને બોલતા સાંભળ્યા: "અલિ મુગ્ધે, હજુ સુધી બોલ્યા ચાલ્યા વિના ઉભી રહી શા માટે અમને નિરાશ કરે છે ?" કાઞ્ચનમાલા રાજાને બોલતા સાંભળીને રાણીને કહેવા લાગી, "રાણીજી, મહારાજ આટલામાં જ બોલતા સંભળાય છે. હું ધારૂં છું કે તમને મનાવવા માટે જ એ આવતા હશે." ભોળી વાસવદત્તા આથી ઘણી રાજી થઈ ગઇ. એટલામાં રાણીએ વિદૂષકને સાગરિકાનું નામ લેતાં સાંભળ્યો. આથી રાણીએ સંતાઇને તેમની વાતચિત સાંભળવા માંડી.

સાગરિકાએ રાજાને કહ્યું, "આર્યપુત્ર, આવી ખોટી પ્રીતિથી શું વળવાનું છે ? જીવથીયે વધારે વા'લાં દેવી વાસવદત્તાના તમે શું કરવા આમ અપરાધી થાઓ છો ?" રાજાએ ઉત્તર આપ્યો, "અલિ, આમ કેમ બોલે છે ? દેવીને હું જે માન આપું છું તે તો કેવળ દેવી તરીકે જ આપું છું, પણ પ્રેમના બંધનને લીધે પ્રીતિનો ખરો રસ તો તારા તરફ જ ઢળે છે."

રાજાના આવા વિશ્વાસઘાતી પ્રેમનું પ્રદર્શન થતાં રાણી વાસવદત્તા એકદમ રાજા સમક્ષ આવ્યાં, અને બોલ્યાં, "આર્યપુત્ર, છે તો તમે કહ્યું તેમજ." રાજાએ રાણીને મનાવવા અનેક ઉપાયો કર્યા, પણ રાણી હવે બધું સમજ્યાં હતાં. લતાપાશ વડે વિદૂષકને બાંધવાની કાઞ્ચનમાલાને રાણીએ આજ્ઞા કરી, અને અવિનયી સાગરિકાને પોતાની સાથે લીધી. આ બધાં સાથે રાણી ત્યાંથી ચાલ્યાં ગયાં. રાજા પશ્ચાત્તાપ કરતા કેટલોયે વખત સુધી ત્યાં બેસી રહ્યા !



## પ્રકરણ ૪ થું : શુભ પરિણામ.

રાણીના હાથમાં સપડાયા પછી સાગરિકાએ જીવવાની આશા ત્યજી દઇ પોતાની રત્નમાળાનું કોઇ બ્રાહ્મણને દાન કરવા પોતાની સખી સુસંગતાને તે આપતી ગઇ હતી, એ રત્નમાળા હાથમાં લઇ, પોતાની સખી સાગરિકાની માઠી દશાનો શોચ કરતી સુસંગતા કોઇ સારા બ્રાહ્મણની શોધમાં હતી એટલામાં તેણે વસંતકને દીઠો. રાજાના સમજાવ્યાથી રાણીએ વસંતકને વસ્ત્રાભૂષણ આપી ભોજન જમાડીને છોડયો હતો. વસંતકને જોઇ સુસંગતાએ આંખમાં આંસુ સાથે સાગરિકાની રત્નમાળા આપી. સાગરિકાની રત્નમાળાથી રાજાને શાન્તિ વળશે, એમ ધારી વસંતકે તે હાથમાં લીધી. પણ આવી અમૂલ્ય માળા જોઈ તેને તથા સુસંગતાને, સાગરિકા કોઇ રાજકુળની હશે, એમ શંકા થઈ.

દેવીના મંદીરમાંથી બહાર આવી સ્ફટીકની શિલાવાળા મંડપમાં બેસી મહારાજા સાગરિકાના દુર્દૈવનો વિચાર કરતા હતા, એટલામાં તેમને વસંતક મળ્યો. સાગરિકાને દેવીએ ઉજ્જયિની મોકલાવી દીધાના માઠા સમાચાર વિદૂષકે રાજાને કહ્યા, અને તેની આપેલી રત્નમાળા રાજાને આપી. રાજા સાગરિકાના વિચારમાં લીન થયા હતા, ત્યાં કોસલદેશના રાજાને જીતીને પાછા ફરેલા પોતાના સેનાપતિ રૂમણ્વાનના સમાચાર તેમને મળ્યા. રૂમણ્વાને કેવી રીતે વિજય મેળવ્યો, તેનું વર્ણન રૂમણ્વાનના ભાણેજ વિજયવર્માએ મહારાજા આગળ કર્યું. મહારાજા આથી ઘણા ખુશી થયા, અને વિજયવર્માને ઇનામ આપવા પોતાના પ્રધાન યૌગંધરાયણને આજ્ઞા કરી.

આ સમયે ઉજ્જયિનીથી સર્વસિદ્ધિ નામનો ઐન્દ્રજાલિક આવેલો

હતો, તેને રાણીએ રાજા પાસે મોકલ્યો. ઐન્દ્રજાલિકના પ્રયોગો જોવાને રાજાએ રાણીને બોલાવવા મોકલ્યું. રાણી વાસવદત્તા આવી પહોંચ્યાં, એટલે રાજાની આજ્ઞાથી ઐન્દ્રજાલિકે બ્રહ્મા, વિષ્ણુ અને શંકરનાં દર્શન રાજાને કરાવ્યાં. ઐન્દ્રજાલિકના પ્રયોગો ચાલતા હતા, તેટલામાં સિંહલ દેશના રાજાના પ્રધાન વસુભૂતિ આવેલા હતા, તેમને મળવાને યૌગન્ધરાયણે રાજાને કહાવ્યું. પોતાના મામાને ત્યાંથી વસુભૂતિ આવેલા હોવાથી રાણીએ ઐન્દ્રજાલિકના પ્રયોગો બંધ રખાવ્યા, અને વસુભૂતિને પ્રવેશ કરાવવા વસંતકને રાજાએ સામો મોકલ્યો.

સાગરિકાની આપેલી રત્નમાળા વસંતકે પોતાના કંઠમાં પહેરી હતી. જ્યારે તે વસુભૂતિને સન્માન આપવા સામો આવ્યો, ત્યારે તે રત્નમાળા જોઈ તેને વહેમ પડયો. કારણ સિંહલ રાજપુત્રી રત્નાવલીને વળાવતી વખતે આવીજ રત્નમાળા આપવામાં આવી હતી. આખરે વસુભૂતિ રાજા તથા વાસવદત્તાને મળ્યા. વાસવદત્તાને જોતાંજ વસુભૂતિને આશ્ચર્ય થયું. રાજાએ પૂછયું, "અમાત્ય વસુભૂતિ, સિંહલેશ્વર કુશળ તો છે ને?"

વસુભૂતિએ નિઃશ્વાસ નાંખી કહ્યું, "મહારાજ, શું કહેવું એ નથી સમજાતું."

રાજા બોલ્યા, "બોલો, બોલો શું છે એવું? ઝટ કહી દો."

વસુભૂતિએ કહ્યું, "મહારાજ, સિંહલેશ્વરની દુહિતા આયુષ્યમતી રત્નાવલીને માટે સિદ્ધ પુરૂષોએ એમ કહ્યું હતું કે જે એનું પાણિ ગ્રહણ કરશે, તે ચક્રવર્તી રાજા થશે. તે વચન ઉપર વિશ્વાસ રાખી આપને માટે યૌગન્ધરાયણે તે કન્યાનું ઘણીવાર માગું કર્યું. પણ રાણી વસવદત્તાનું દિલ દુભાય, માટે સિંહલેશ્વરે તે કન્યા આપને આપ્યાં નહીં. પછી લાવણકની આગમાં દેવી વાસવદત્તા બળી મુઆં, એવી વાત ઉડાવીને આપના પ્રધાન તરફથી બાભ્રવ્યને સિંહલેશ્વર પાસે

મોકલવામાં આવ્યો. તે સમયે મહારાજ સિંહલેશ્વરે આપની સાથે સંબંધ ન તૂટે એવો વિચાર કરી રત્નાવલી આપને દીધાં. આ સમુદ્ર ઓળંગીને રાજકન્યાને અમે અત્રે લાવતા હતા, એટલામ વહાણુ ભાગ્યું, અને રત્નાવલી સમુદ્રમાં બૂડી ગયાં."

આ વાત ચાલતી હતી, એટલામાં અંતઃપુરમાં આગ લાગ્યાની ખ પડી. રાજા જ્વાળાઓ જોઇ ગભરાઇ ગયા, પણ આગ જોઇ વાસવદ બૂમ પાડી ઉઠયાં, " અરે, કોઇ જાઓ. જઇને સાગરિકાને બચાવો.

રાણીનાં આ વચન સાંભળી રાજા સહસા આગમાં દોડયા, અ સાગરિકાને બળતી આગમાંથી બચાવવા પોતાની જાતને જોખમ નાખી. રાજાને આમ ગયેલા જોઇ વાસવદત્તા તથા તેમની પાછ વસુભૂતિ પણ બળતી આગમાં પેઠાં. રાજા સાગરિકાને ગળે વળગાડી બહાર આવવાની તૈયારી કરતા હતા, તેટલામાં આગનો દેખાવ એકદ અદશ્ય થઇ ગયો, અને અંતઃપુરમાં વસંતક, વસુભૂતિ, બાભ્રવ્ય, અ રાણી વાસવદત્તા ભેગાં થઇ ગયાં. રાજાને હવે સમજાયું કે અ ઇંદ્રજાળ હતી, અને ઐંદ્રજાલિકે જ આ પ્રયોગ કર્યો હતો.

સાગરિકાને જોઇ વસુભૂતિ એકાન્તમાં બાભ્રવ્યને કહેવા લાગ્ય "બાભ્રવ્ય, આ રાજપુત્રી જેવીજ દેખાય છે." વસુભૂતિએ ધીમેથી રાજા પૂછયું, "દેવ, આ કન્યા તમને કયાંથી મળી?" રાજાએ ઉત્તર આપ્યો " મને એની કશી ખબર નથી. એ બધું દેવી જાણે છે." અ ઉપરથી વાસવદત્તાએ કહ્યું: "અમાત્ય યૌગન્ધરાયણે 'સાગરમાંથ મળી છે' એમ કહી એને મારા હાથમાં સોંપી છે. તેથીજ અ બધાં એને 'સાગરિકા' કહીએ છીએ.

વસુભૂતિએ રત્નાવલીને ઓળખી. સાગરિકા તેજ રત્નાવલી છે એમ હવે પ્રસિદ્ધ થયું. રત્નાવલીએ પોતાના પ્રધાન વસુભૂતિ ઓળખ્યા, અને બંને મૂર્છાવશ થયાં. રાણી વાસવદત્તા રત્નાવલીને ભેટ

પછી. આખરે વસુભૂતિ તથા રત્નાવલી સચેત થયાં ત્યારે વાસવદત્તા આંખમાં આંસુ સાથે કહેવા લાગ્યાં, "આવ બહેન, આવ. આ ઘાતકી બહેનના તરફ તારો ભગિનીભાવ બતાવ." આમ કહી એમણે રાજા પાસે રત્નાવલીનાં બંધનો દૂર કરાવ્યાં. એટલામાં યૌગન્ધરાયણ ત્યાં આવી પહોંચ્યો. તેણે આવીને રાજાની ક્ષમા માગી. રાજાએ કહ્યું, "આ બધું હું હજુ સમજી શકતો નથી. તમે મને જણાવ્યા વિના આમ કેમ કર્યું ? તે કહો."

યૌગન્ધરાયણે કહ્યું, "દેવ, સાંભળો. સિંહલેશ્વરની દુહિતા વિષે એમ કહેવાયું હતું કે જે એનું પાણિગ્રહણ કરશે, તે ચક્રવર્તી રાજા થશે. તેથી આપને ચક્રવર્તીપદ અપાવવાને માટે અમે તે કન્યાનું માગું કર્યું, પણ રાણી વાસવદત્તા નાખુશ થાય, એમ માનીને રાજા સિંહલેશ્વરે તે કન્યા આપને આપવા ના કહી. આથી લાવણકમાં દેવી વાસવદત્તા બળી ગયાં એવી બૂમ ઉરાડીને બાભ્રવ્યને સિંહલેશ્વર પાસે મોકલ્યો. અંતઃપુરમાં તેના દર્શનનો લાભ દેવને મળે, માટે જ એને દેવી વાસવદત્તાના હાથમાં સોંપવામાં આવ્યાં હતાં. મહારાજ, બંધનમાં પડેલી સાગરિકાનાં આપને દર્શન કરાવવાને માટે જ ઐન્દ્રજાલિકનો વૃત્તાંત ગોઠવવામાં આવ્યો હતો. હવે તો ઓળખાઈ ગએલાં બહેનનું શું કરવું, તે તો દેવી જાણે."

આખરે વાસવદત્તાએ રત્નાવલીનો હાથ લઇ રાજાના હાથમાં મૂક્યો. રાજાએ સહર્ષ દેવીનું આપેલું દાન સ્વીકાર્યું. વરવધૂને શુભાશિષ આપતાં વાસવદત્તાએ રાજાને કહ્યું, "આર્યપુત્ર, એને એવી રીતે રાખજો કે એને એનાં બંધુજનો ન સાંભરે."

આવા શુભ અંતથી વિદૂષક ઘણો આનંદમાં આવી ગયો. વસુભૂતિએ રત્નાવલીને શુભાશિષ આપી. રાજાએ યૌગન્ધરાણને ધન્યવાદ

આપ્યો, અને સુંદર શુભેચ્છા સાથે આખા નાટકની સમાપ્તિ કરી. આપણેયે એમ જ ઇચ્છીશું કે:—

"મોંઘા મેઘો મહીમાં સરસ વરસજો, વાધજો પાક ઝાઝો;
ભૂદેવો યજ્ઞ યાગો વિધિસર કરજો; દેવતા તૃપ્ત થાજો;
જોડાઈ સજ્જનોની જુગ જુગ જુગતે ગાંઠ ગાઢી જડાજો;
ને જીવ્હા વજ્ર જેવી વિષમય વસમા દુર્જનોની વઢાજો."

[ રા. કેશવલાલ ધ્રુવ. ]



# (૨) પ્રિયદર્શિકા.

## પ્રકરણ ૧ લું: દૈવનો કોપ–સારા કામને સો વિઘન.

અસલના વખતમાં આર્યાવર્ત્તની ઉત્તરે વત્સ નામનું એક વિશાળ રાજ્ય હતું. કૌસામ્બી તેની રાજગાદિનું મુખ્ય નગર હતું. જે સમયની આ વાત છે તે કાળે તેમાં વત્સરાજ ઉદયન નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજા જેવો પરાક્રમી, ચતુર અને સાહસિક, તેવો જ પ્રજાપાલક પણ હતો. તેનાં બળ, બુદ્ધિ અને તેજથી આકર્ષાઈ અંગ દેશના રાજા દૃઢવર્માએ પોતાની પ્રિય પુત્રી પ્રિયદર્શિકાનું તેની સાથે લગ્ન કરવાનો સંકલ્પ કર્યો.

ખરે, દૈવની ગતિ ઘણી જ ગહન છે! મનુષ્ય ધારે છે કંઇ અને બને છે કંઈ! દૃઢવર્માએ પોતાના સંકલ્પની સિદ્ધિ અર્થે બને તેટલી ઝડપે પોતાની પુત્રીનું વત્સરાજ સાથે વેવિશાળ કર્યું; પરંતુ તે પછી એ બંને વરકન્યા લગ્નથી જોડાઈ દંપતિ સ્વરૂપે વિહરે તે દરમિયાન જ તેમાં એક મોટું વિઘ્ન આવી પડયું અને દૃઢવર્માનો સંકલ્પ સંકલ્પને ઠેકાણે રહી ગયો. ઉજ્જયિનીના રાજા મહાસેને વત્સરાજ ઉપર ઓચીંતો છાપો માર્યો અને તેને પકડી કેદ કરી કારાગૃહમાં નાખ્યો.

બીજી તરફથી પ્રિયદર્શિકા ઉપર પણ આપત્તિ ઝઝુમી રહેલી હતી. હકીકત એવી હતી કે, પ્રિયદર્શિકાનાં રૂપ અને ગુણથી મોહિત થયેલો કલીંગરાજ તેને વરવાને પહેલેથી જ અનેક જાતના કાવાદાવા

કરી રહ્યો હતો. તેણે દૃઢવર્માની પાસે તેનું માગું પણ કર્યું હતું. પોતાની ધારેલી મુરાદ બર લાવવાના તેના સઘળા પ્રયત્નોમાં જ્યારથી તે નિષ્ફળ નીવડયો હતો અને વધારામાં પ્રિયદર્શિકાનું સગપણ વત્સ-રાજની સાથે થઇ ગયાનું તેના જાણવામાં આવ્યું હતું ત્યારથી તે દૃઢવર્મા તરફ વેરવૃત્તિ રાખી રહ્યો હતો. તે હરકોઇ પ્રકારે તેને સખ્તમાં સખ્ત દંડ દેવાનો લાગ શોધી રહ્યો હતો; પણ વત્સરાજના ભયે અત્યાર સુધી તે દૃઢવર્માનો એક વાળ પણ વાંકો કરવાનું સાહસ કરી શકયો ન હતો. તે મનમાં ને મનમાં બળ્યા કરતો હતો અને દૃઢવર્મા ઉપરનું વેર લેવાનો લાગ શોધ્યા કરતો હતો. આથી તેણે જેવું સાંભળ્યું કે, વત્સરાજ કેદ પૂરાયો છે કે તરત જ મોટા સૈન્ય સાથે તે દૃઢવર્મા ઉપર ઓચીંતો તૂટી પડયો અને તેને ઘાયલ કરી કબજે કર્યો.

આ અણધારી આપત્તિથી આખા રાજ્યમાં ખળભળાટ મચી રહ્યો. અંતઃપુરમાં પણ હાહાકાર થઇ રહ્યો. રાજ્ય અને રાજકુટુંબની ઓચીંતી આવી દુર્દશા થયેલી જોઇને અંગરાજના કંચુકીને મહારાજા-ના દિલની એક ઉંડામાં ઉંડી અને પ્રબલ ઇચ્છાનું સ્મરણ થઇ આવ્યું. હરકોઇ પ્રકારે અને ગમે તે ભોગે મહારાજાના દિલની એ ઇચ્છા પાર પાડવી–પ્રિયદર્શિકાને વત્સરાજના હાથમાં સોંપવી–એવો એ સ્વામીભક્ત કંચુકીએ પાકો નિશ્ચય કર્યો.

તેણે જોયું કે, સમય ઘણો જ બારીક છે અને જે પળ જાય છે તે ઘણી જ જોખમી છે. આથી ક્ષણના પણ વિલંબ વગર અંતઃ-પુરમાં મચી રહેલા મહાન્ કોલાહલની વચ્ચેથી પ્રિયદર્શિકાને પોતાની સાથે લઇ, માર્ગમાં ચાલી રહેલી ભયંકર ખૂનરેજીથી બચતો–છૂપાતો બને તેટલી ઝડપથી પસાર થઇ તે નગર બહાર આવી પહોંચ્યો.

શત્રુનાં માણસો ચારે તરફ ઘૂમતાં હતાં. તેથી રખેને પકડાઇ જવાય એવા ભયથી જરા પણ થોભ્યા વિના તેણે સીધો કૌસામ્બીનો રસ્તો લીધો. માર્ગમાંના ખાડા ટેકરા, કાંટાકાંકરા અને વિકટ વનપ્રદેશ વટાવતાં તેમજ ભૂખ, તરસ, થાક આદિનું અપાર કષ્ટ સહેતાં સહેતાં તેઓ કેટલેક દિવસે આરણ્યરાજ વિન્ધ્યકેતુના દરબારમાં જઇ પહોંચ્યાં.

વિન્ધ્યકેતુ રાજા દૃઢવર્માનો મિત્ર હતો. વળી તે પ્રબળ પ્રતાપી, શૂરો અને સાહસિક હતો. તેથી તેના આશ્રયે જઇ પહોંચતાં બંનેના દિલનો ભય કંઇક ઓછો થવા પામ્યો.

કંચુકી વિનયવસુ રાજકુમારીને વિન્ધ્યકેતુના દરબારમાં મૂકી ત્યાંથી થોડેક દૂર આવેલા અગસ્ત્ય નામના તીર્થમાં સ્નાન કરવાને ગયો. તેના ગયા પછી થોડી જ વારે વાવાઝોડાની જેમ ઓચીંતું રાક્ષસ સમાન ઘાતકી મનુષ્યોનું એક મહાન્ દળ ઉલટી આવ્યું. તેણે વિન્ધ્યકેતુને યુદ્ધમાં ઠાર કરી સમસ્ત પ્રદેશને બાળી ઝાળી ઉજ્જડ વેરાન જેવો કરી મૂકયો. કંચુકી તીર્થમાંથી આવીને જુએ છે તો તેને સઘળું ખેદાનમેદાન થઇ ગયેલું નજરે પડયું. તે રાજકન્યાની શોધ કરવા લાગી ગયો. એકેએક સ્થળ બહુ જ બારીકીથી તપાસી વળ્યો; પણ કયાંએ તેને પ્રિયદર્શિકાનો પત્તો લાગ્યો નહિ. તેને આ કાળો કેર વર્તાવનાર દુષ્ટ દાનવો ઉપાડી ગયા કે તે આગમાં ઝંપલાઇ જીવતી બળી મૂઇ, તેનો કંઇ જ નિર્ણય તે કરી શકયો નહિ. છેવટે હારી, થાકી, દુઃખના આવેગ સહ પોતાના મનની સાથે તે કહેવા લાગ્યોઃ—" હાય, હું કેવો હીણભાગી! મારા કર્મના દોષે જ રાજકુમારીની એવી શોચનીય દશા થઇ. સાંભળ્યું છે, કે મહારાજ વત્સરાજ કેદખાનામાંથી છૂટા થઇ ઉજ્જયિનીરાજની પુત્રી વાસવદત્તાનું હરણ કરી કૌસામ્બી જઈ પહોંચ્યા છે. લાવ ત્યારે, ત્યાં જઇ

તેમને સઘળી હકીકત નિવેદન કરૂં. પણ, તેમ તો બને જ શી રીતે? રાજકુંવરી પ્રિયદર્શિકા વિના મારે ત્યાં શું મુખ લઇને જવું અને જઈને કહેવું પણ શું? હાય! આજે વિન્ધ્યકેતુ કહેતા હતા કે, 'તમારે શોક કરવાનું કંઇ જ કારણ નથી. મહારાજા દૃઢવર્મા હજી જીવતા છે, પણ કારાવાસમાં છે. બાણોના પ્રહારથી તેમનું શરીર વીંધાઇ ગયું છે અને એવી સ્થિતિમાં તે પોતાના રાજ્યમાં જ રહેલા છે.' જો એમ છે તો હું દેશમાં જ પાછો જઉં અને જીવનનો બાકી રહેલો ભાગ રાજાનાં ચરણ સેવવામાં જ વીતાવું." આમ પોતાના મન સાથે ઘડભાંગ કરી છેવટે વિનયવસુ શરદ્ ઋતુનો અતિ આકરો તાપ વેઠતો વેઠતો સ્વદેશ જવાને ચાલી નીકળ્યો.

## પ્રકરણ ૨ જું : વિન્ધ્યવિજય.

કારાવાસનું બંધન તોડી પોતાના રાજ્યમાં આવી વસેલો વત્સ-રાજ એક દિવસ પોતાના પ્રિય મિત્ર વિદૂષક વસંતકની સાથે કેદ-ખાનાની આલોચના કરતો કરતો તેને કહેવા લાગ્યો:–" મિત્ર વસં-તક! એ બંધનની તો બલિહારી જ! એનાથી થયેલા તે હું શા શા લાભ વર્ણવું? જો, એ કેદથી તો રાજસેવકોની અચળ પ્રભુભક્તિની પિછાન થઇ, રાજમંત્રીઓની ઉચ્ચ પ્રકારની બુદ્ધિ અને વિશુદ્ધ નીતિ સમજાઇ, મિત્રોની મિત્રતા પરખાઇ, પ્રજાવર્ગના પ્રેમની પૂરેપૂરી ઝાંખી થઇ અને વિશેષમાં સાહસિકતા ખેડી રત્ન જેવી રાણી પરણી અણાઇ! આમ એ બંધન દશાએ તો મને નિષ્કામ કર્મનાં ફળની જેમ અયાચિતભાવે ઇષ્ટ ફળની પ્રાપ્તિ કરાવી છે."

રાજાનું આવું વિપરીત કથન સાંભળી નારાજ થતો વિદૂષક કહેવા લાગ્યો, " મિત્ર, કેવું આશ્ચર્ય ! કેદની દશા કે જે દેખીતી રીતે જ મહાન્ દુઃખદેણ છે તેનાં તમે વખાણ કરો છો? અરે ! એ ખણખણાટ થતી બેડીઓ, બંધનમાં જકડાએલા પગ, શોકભર્યું શૂન્ય હૃદય, અંતરમાં ઉપજતી તીવ્ર વેદના, રોષથી ઉંચાં ચઢી ગયેલાં ભવાં, હાથપગના ધડપછાડા અને રાતોની રાત અણમીચ્યાં લોચનોઃ એ સઘળું જ શું તમે ભૂલી ગયા ?"

વત્સરાજઃ—" મિત્ર, તું તો જડ જેવો જ રહ્યો. તેં તો માત્ર બનાવની એક જ બાજુ નિહાળ્યા કરી છે. કારણ,

" પેખે કોટડી કાળી, ગૌર મુખડૂં વ્હાલીતણૂં ના જુએ;
બેડીનો કટુ શબ્દ કેવળ સુણે, મીઠી ન બોલી લહે;
ભૂંડા રક્ષક ચિંતવે જ, પણ ના રૂડા કટાક્ષો સ્મરે;
દાખે બંધનના તૂં દોષ, ગુણ તો તેના ન આણે ઉરે."*

આવાં વચનોથી રોષિત બની વિદૂષક નાક ફુલાવતો બોલી ઉઠ્યો, " તો બસ, જો કેદમાં જ સુખ સમાએલું હોય તો દૃઢવર્માને કેદમાં પૂરવા માટે કલિંગરાજ ઉપર તમારે એટલો બધો કોપ કરવાનું કારણ શું ?"

રાજાએ સહેજ હસીને કહ્યું: " મૂર્ખ, બધાએ કંઇ વત્સરાજ હોઇ શકે નહિ કે, જે બંધન તોડી કેદખાનામાંથી મુક્ત થાય અને તેની સાથે રાજપુત્રી વાસવદત્તાને ઉપાડી ઘર ભેગો થઇ જાય. વારૂ, એ તો ઠીક, પણ વિન્ધ્યકેતુના રાજ્ય પર છાપો મારવાને સેનાપતિ વિજયસેનને મોકલ્યાને ઘણા દિવસો થઇ ગયા; છતાં હજી પણ તેના

*આ તેમજ આ વાર્તામાંનો બીજો પદ્યભાગ સાક્ષરશ્રી કે. હ. ધ્રુવ કૃત " પ્રિયદર્શના " માંથી ઉતાર્યો છે.—લેખક.

તરફના કંઇ જ સમાચાર નથી, એમ કેમ ? હમણાં ને હમણાં જ અમાત્ય રૂમણ્વાનને બોલાવી મંગાવ. તેમની સાથે એ વિષે વાત કરવાને ઇચ્છું છું. ”

બરાબર એ જ વખતે પ્રતિહારીએ આવી નિવેદન કર્યું: “ સેનાપતિ વિજયસેન અને અમાત્ય રૂમણ્વાન બહાર દરવાજે ઉભા છે. ”

રાજાએ એમને સત્વર અંદર આવવાની અનુમતિ આપી. આજ્ઞા મળતાં બંને રાજા પાસે જવા અંદર દાખલ થયા.

ચાલતાં ચાલતાં અમાત્ય પોતાના મન સાથે વિચારવા લાગ્યો કે: “ હાય ! દાસપણું કેટલું બધું ભૂંડું છે ! રાજા પાસેથી રજા મેળવી બહાર ગયાની બીજી જ પળે રાજદ્વારમાં દાખલ થતા રાજસેવકો, પોતે કશો પણ દોષ કર્યો ન હોય તે છતાં પણ, અપરાધીની પેઠે ડરતા ડરતા પગલાં ભરે છે. ”

એટલામાં એ બંને રાજાની સમીપમાં આવી પહોંચ્યા. તરત જ રૂમણ્વાને રાજાને અભિવાદન કરી હસતે મોંઢે કહ્યું:—“ મહારાજ ! આ વિન્ધ્યરાજ–વિજયી વિજયસેન આપને પ્રણામ કરે છે. ”

રાજા વિજયી સેનાપતિને ભાવથી ભેટી પડયા અને કુશળ સમાચાર પૂછી આદરમાનપૂર્વક આસંન પર બેસાડી પૂછવા લાગ્યા કે, “ વિજયસેન, વિન્ધ્યકેતુની સવિગત હકીકત સાંભળવાને હું બહુ જ ઉત્સુક છું. તમે જેવી હોય તેવી તે રજેરજ કહી સંભળાવો. ”

તે પરથી વિજયસેને કહેવા માંડયું, કે: “ મહારાજ ! વિન્ધ્યકેતુને આપના કોપને અનુરૂપ ફળ આપ્યું છે. અમે આપશ્રીનો હૂકમ માથે ચઢાવતાંની સાથે જ હાથી, ઘોડા અને પાયદળ લઈ કૂચ કરી ગયા અને લાંબી વાટ ત્રણ જ દિવસમાં વટાવી સવાર થતાં ન થતાંમાં તો ઓચીંતા વિન્ધ્યકેતુ પર તૂટી પડયા. વિન્ધ્યકેતુ પણ આપણા

સૈન્યનો તુમુલ નાદ સાંભળીને સૂતેલા સિંહની જેમ વિન્ધ્યાચળની ગુફામાંથી ત્રાડ પાડતો ઉઠયો અને આસપાસથી દોડી આવેલા મુઠ્ઠી-ભર વનચરોને લઈને આકાશને ફાડી નાખે એવી ભયંકર ગર્જના કરતો અમારા પર ધસ્યો. અમે પણ તેને જોઇને બમણા ઉત્સાહથી મારો ચલાવવા મંડી પડયા. બંને વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું. આપણા સુભટો મરણીઆ બની વનચરો ઉપર તૂટી પડયા. તેમણે એકેએક વનચરને કાપી નાખી વિન્ધ્યકેતુના લશ્કરનો ધાણ વાળ્યો.

પોતાની સઘળી પાંખો કપાઇ ગએલી જોતાંની સાથે જ વિન્ધ્ય-કેતુ કોપાનળથી ભભકી ઉઠયો. તેની આંખમાંથી અંગારા ઝરવા લાગ્યા. ક્રોધથી રાતોતાતો થઇ ગયેલો તે એકલે જ હાથે અમાનુષી બળથી સંગ્રામમાં કૂદી પડયો, અને આપણા આખા સૈન્યને ત્રાહિ ત્રાહિ પોકરાવવા લાગ્યો. વધારે શું વર્ણવું દેવ? ટુંકામાં એટલું જ કહી શકાય કે, રણક્ષેત્રમાં પગપાળે ઝૂઝતા એવા તેણે આપણા પાયદળને બાથમાં ભીડી ચગદી માર્યું, તીરોનો વરસાદ વરસાવી હયદળને હરણી-ચાંની માફક ઉભી પૂછડીએ નાસતું કરી મૂકયું અને ચારે તરફ એક સામટાં સઘળાં અસ્ત્રશસ્ત્રો ફેંકી દીધા પછી તેની પાસે બાકી રહેલું માત્ર એક ખડ્ગ ઉંચું કરી, કુહાડાથી જેમ કોઇ કેળને કાપે તેમ હાથીની શુંઢને છેદવા મંડી પડયો! આ રીતે તે વીરશ્રેષ્ઠ એકલો જ આપણા ત્રિવિધ સૈન્યને ખાખાવીખી કરવા લાગ્યો!

અમારાં શસ્ત્રોનો મારો પણ તેના પર ચાલુ જ હતો. બાણોના પ્રહારથી તેનું આખું અંગ વીંધાઇને જાવળું બની ગયું હતું, અને તેમાંથી લોહીની ધારાઓ ચાલી રહી હતી. આવી સ્થિતિમાં પણ તે યુદ્ધમાં ઝૂઝતે ઝૂઝતે બહુ લાંબા કાળે વીરગતિને પામ્યો."

રાજા આ સર્વ વૃત્તાન્ત સાંભળીને સહસા બોલી ઉઠયો કે, "ધન્ય

વિન્ધ્યકેતુ, ધન્ય! યુદ્ધમાં વીરની માફક કેવી રીતે પ્રાણ ત્યાગ કરાય તે તેં અમને પ્રત્યક્ષ કરી બતાવ્યું છે. એક વીરનરને છાજે એવી રીતે તું મૃત્યુને ભેટયો છે, અને એ જાણીને મને મારે પોતાને માટે શરમ ઉપજે છે."

પછી રુમણ્વાનને પૂછયું: "અમાત્ય, શું વિન્ધ્યકેતુને કાંઇ સંતાન નથી કે, જેના ઉપર હું અનુગ્રહ કરૂં અને મારી પ્રીતિને પણ ફલવતી બનાવું?"

ઉત્તરમાં વિજયસેને કહ્યું: "દેવ! વિન્ધ્યકેતુ અને તેનાં સગાં વ્હાલાંઓ યુદ્ધમાં ખપી ગયાં છે. એમની સ્ત્રીઓ સતી થઇ બળી મૂઇ છે. નગર આખું ઉજ્જડખંખ બની ગયું છે. જ્યારે એ ચોતરફ ખાવા ધાય એવા સ્થળમાંથી અમે પસાર થતા હતા ત્યારે સહસા કોઇ એક બાલિકાના રુદનનો ધ્વનિ અમારા કાન પર આવ્યો. તજવીજ કરતાં વિન્ધ્યરાજના મહેલમાં બહુ જ વ્યાકુળભાવે "હા તાત, હા માત," એમ છાતીફાટ વિલાપ કરતી એક સુંદર રૂપવતી કન્યા અમારા જોવામાં આવી. તેની અનુપમ કાંતિ ઉપરથી તે વિન્ધ્યકેતુની કુંવરી હશે એમ ધારી અમે તેને અમારી સાથે આણી છે. તેને બહાર દરવાજે ઉભી રાખી છે, તો હવે તેને માટે યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરવાનો આદેશ આપશો."

રાજાએ તરત જ અંતઃપુરમાંથી દાસી યશોધરાને બોલાવી આજ્ઞા કરી કે, "યશોધરા! તું એ કુંવરીને વાસવદત્તાની પાસે લઇ જા અને દેવીને કહેજે કે, તે એ કન્યાને પોતાની બેન સમજી હમેશાં તેની સ્નેહભરી સંભાળ રાખે. રાજકુળની કન્યાને યોગ્ય નૃત્ય, ગીત, વાદ્ય આદિ શીખવે અને પરણવા યોગ્ય ઉમરની થતાં મને તેની યાદ આપે."

યશોધરા નમીને આજ્ઞા પ્રમાણે કુંવરીને અંતઃપુરમાં લઇ ગઈ અને ત્યાં તે આરણ્યકાના નામથી રહેવા લાગી.

આ વખતે નેપથ્યમાંથી વૈતાલિકે રાજાને વિજ્ઞાપના કરી કે, "સ્નાન કરવાનો સમય થઇ ગયો છે અને સ્નાનવિહાર માટેનાં રમ્ય પાત્રો અને મંગલ દ્રવ્યોથી સ્નાનભૂમિ ઝળહળી રહી છે."

રાજાએ તરત જ ઉંચે જોયું તો તેને જણાયું કે, ભગવાન સૂર્યનારાયણ બરાબર માથે આવી ગયા છે, સૂર્યનાં કિરણોથી સરોવરનું જળ જાણે ઉષ્ણ બની ઉકળી રહ્યું હોય તેમ તેમાં શફરી નામની માછલીઓ ઉછાળા મારી રહી છે, નૃત્યથી ઢીલા બનેલા મયુરો છત્રાકાર કરેલાં પીંછાંને પોતાના શિર પર નમાવી રહ્યા છે, તરસનાં માર્યાં હરણીઆં કયારાઓની અંદરનું પાણી પીવાને વૃક્ષની ઘટામાં ભરાઇ રહ્યાં છે અને દુઃસહ તાપથી તપી રહેલા ભમરાઓ હાથીના ગંડસ્થળેથી ઉડીને તેના કાનની ગુફામાં પ્રવેશી રહ્યા છે.

આ સઘળા દેખાવો જોઇને રાજાએ કહ્યું કે: "રુમણ્વાન, ચાલો ત્યારે આપણે અંદર જઈએ. હવે તો સ્નાન ભોજનથી પરવાર્યા પછી જ વિજયસેનને ઘટતો સરપાવ આપીશું. એ વાત તો તમારા ખ્યાલમાં હશે જ કે, આપણે તે પછી એમને કલિંગરાજને સજા કરવાને મોકલવાના છે."

પછી રાજાની ઇચ્છાનુસાર સઘળા ઉભા થઇ તેમની પાછળ પાછળ અંદર ગયા.

## પ્રકરણ ૩ જું : ધારાધર ઉદ્યાન અને પ્રિયદર્શન.



મહારાણી વાસવદત્તા વચ્ચે વચ્ચે વ્રત, ઉપવાસ આદિ આચરતાં. એક દિવસ તેમણે વ્રત કરી સ્વસ્તીવાચન ભણવાને બ્રાહ્મણ વિદૂષકને આમંત્રણ આપ્યું હતું. આથી તે રાણી પાસે, ધારાધર નામે વાડીમાં જવાને નીકળ્યો. રસ્તામાં તે વિચારવા લાગ્યો કે, "વાડીના સરોવરમાં દિલને ઝબકોળવું પડશે અને બાસાહેબની પાસે જઇને 'સસ્તી વાચણ'ના મંતરની ધૂન મચાવવી પડશે. પણ તે વિના એમને એમ તો અમારા જેવા બ્રાહ્મણ રાજદરબારમાં દાન કેમ મેળવે ?"

આમ વિચારવમળમાં ગોથાં ખાતો તે થોડેક આગળ ગયો એવામાં તેણે પ્રિયાના વિરહથી આતુર બની દેવીના વિનોદ અર્થે ધારાધર ઉદ્યાન પ્રતિ ગતિ કરી રહેલા પોતાના વહાલા મિત્ર વત્સરાજને જોયા. રાજા આડું અવળું જોયા વગર સીધો ચાલ્યો જતો હતો. મનમાં વ્રતાદિના સેવનમાં રત રહેલી રાણીની સ્થિતિની કલ્પના કરતો તે આવેગભર્યા નાદે બોલતો હતો કેઃ—

"આછાં મંગળ મંડનો જ સજિયાં; અંગો થયાં ક્ષીણ છે;
વાણી મંદ બની; મુખે દિન શશી જેવૂં પડયૂં મ્લાન છે;
ચિત્તે ધ્યાનનિમગ્ન છે; પ્રથમની પ્રીતે હતા હાલ, તે
વ્હાલીના વ્રતથી થયા, નિરખવા હૈયું ચસે હાલ તે."

એટલામાં વિદૂષકે ધસમસતા આવી રાજાને આશીર્વાદ આપ્યો.

રાજાએ તેને જોઇ આશ્ચર્ય પામતાં પૂછ્યું: "ઓહો, ભાઇ વસન્તક! આજે તું આટલો બધો હરખાતો કેમ જણાય છે?"

વિદૂષક નસકોરાં ફૂલાવી કહેવા લાગ્યો: "હરખાઉં કેમ નહિ, મિત્ર! જુઓને, આ રાજદરબારમાં ચારવેદી, પાંચવેદી અને છવેદી બ્રાહ્મણો હજારોની સંખ્યામાં અટવાયાં કરે છે; પણ હું જ માત્ર એવો નિષ્ઠાવાન મહા બ્રાહ્મણ છું કે, દેવી સર્વને પડતા મૂકી મને જ પહેલું સસ્તીવાચણનું દાન દેનાર છે!"

રાજાએ હસીને કહ્યું: "વાહ! વેદની સંખ્યાના તારા આવા અપૂર્વ જ્ઞાનથી જ તારૂં મહા બ્રાહ્મણપણું ચોકખું દીવા જેવું દીસી આવે છે! ચાલ ત્યારે મહાબ્રાહ્મણ આપણે ધારાધર ઉદ્યાને જઇએ."

બંને ઉદ્યાન તરફ ચાલી નીકળ્યા. થોડેક દૂર ગયા પછી ધારાધર ઉદ્યાનની અપૂર્વ શોભા તેમની નજરે પડી. તેથી આશ્ચર્યચકિત બની આસપાસ દૃષ્ટિ ફેરવતાં તેમણે જોયું કે, ઉદ્યાનની અંદર નિરંતર ખર્યા કરતાં વિવિધ પ્રકારનાં સુકોમળ પુષ્પોના પથરાવાથી વિશાલ શિલાખંડો મુલાયમ મશરૂની તળાઇઓ જેવા બની રહેલા છે, સુગંધીના લોભથી લપટાઇ રહેલા ભમરાઓના ભારથી બકુલની શાખા અને માધવીની લતાઓ જાણે તૂટું તૂટું થઇ રહેલી છે, કમલની સુગંધીને વહન કરતો વાયુ જોસથી વાઇ રહ્યો છે અને ઘનઘોર તમાલનાં તરુઓની ઘટામાં સૂર્યનાં કિરણો ગુંચવાઇ પડયાં છે!

વળી તેમને શેફાલિકાનાં પુષ્પોની દાંડીઓથી છવાએલી પૃથ્વી જાણે પરવાળાંથી જડી લીધેલી હોય તેવી જણાવા લાગી! સાદડોની સુગંધીથી હાથીના મદની ગંધનો તેમને ભ્રમ થવા લાગ્યો! પદ્મના પરાગથી રંજિત મધુકરો મધુપાનથી મત્ત બની અસ્પષ્ટ છતાં મધુર ગાન ગાતા શ્રવણે પડયા!

આ પ્રમાણે ઉદ્યાનની પરમ રમણીય શોભા નિહાળતા નિહાળતા તેઓ આગળ વધ્યા. એવામાં રાજાની નજરે એક બીજો

જ સુંદર દેખાવ પડતાંની સાથે તે બોલી ઉઠયો: “ મિત્ર! આ સામે તો જો !

“ લૈ લીલાંછમ નંગ હોય પૃથિવી પાને મઢી નિર્મળે,
એવાં સ્હોય શિરીષ શાં તૃણ તણાં ચોગાન ભીંજ્યાં જળે.
તેમાં જેહ બપોરિયાં અત્ર ખરી ચોમેર વેરાય છે,
તે તો સુંદર ઇંદ્રગોપ અરુણા વર્ષા તણા છાય છે. ”

એક તરફ રાજા ઉદ્યાનની શોભા નિહાળવામાં મગ્ન બન્યો છે, જ્યારે બીજી તરફ રાણી વાસવદત્તા અગસ્ત્ય ભગવાનને અર્ઘ્ય આપવાને માટે જોઇતી સામગ્રી એકઠી કરવાના કામમાં ગુંથાએલી હતી. તેણે પોતાની દાસી ઇન્દીવરિકાને શેફાલિકાનો હાર ગુંથી લાવવાની અને આરણ્યકાને ધારાધર ઉદ્યાનના સરોવરમાંથી કમળ ચૂંટી લાવવાની આજ્ઞા કરી હતી. આરણ્યકાને સરોવર કયાં આવ્યું તેની ખબર ન હતી, તેથી ઇન્દીવરિકા તેને રસ્તો બતાવતી ઉદ્યાન તરફ લઇ જતી હતી.

આરણ્યકા ચાલતાં ચાલતાં પોતાના મન સાથે વિમાસતી હતી કે, “ હાય! હું ઉચ્ચકુળમાં જન્મીને પ્રથમથી જ બીજાને હૂકમ કરતી આવી છું, તેને બદલે આજ મારે જ બીજાના હૂકમ ઉઠાવવા પડે છે! દૈવને એની કંઇ દરકાર છે? અથવા દૈવને દોષ દેવો વૃથા છે. એ સૌ મારો જ દોષ છે. જાણવા છતાં પણ હું તે સમયે બળી ન મૂઇ! હવે બીજો શો ઉપાય? કેવળ મૂગે મોંએ લૂંડીની પેઠે દેવીની આજ્ઞા ઉઠાવવી! ”

એટલામાં શેફાલિકાની ઘટામાં આવેલા સરોવરની પાસે તેઓ જઇ પહોંચ્યાં. અહીં તેઓ કમળ ચૂંટવાને તેની અંદર ઉતરવા લાગ્યાં.

રાજા અને વિદૂષક પણ ઉદ્યાનની શોભા નિહાળતા નિહાળતા તે જ સરોવરને તીરે આવી પહોંચ્યા.

અહીંના દેખાવ માત્રથી જ ઈંદ્રિયોને ઉપજતા આહ્લાદ–સુખનો અનુભવ કરતાં રાજા વિદૂષકને કહેવા લાગ્યોઃ " જો મિત્ર! દયિતાના નૂપુર–ઝંકારની પેઠે આ સરોવરના હંસોનો મનોહર સ્વર કાનને કેવો સુખકર લાગે છે! ઝાડીમાંથી આરપાર જણાતાં આ સરોવર પરનાં ક્રીડાભવનો તો જો; તે આંખને કેવો આહ્લાદ ઉપજાવે છે! આ કમળની સુગંધીથી નાસિકા કેવા અપૂર્વ સુખનો અનુભવ કરી રહી છે! અને સરોવરની સપાટીને સ્પર્શ કરી વાતો આ શીતળ, મંદ સમીર—આહા! આખા અંગને તે કેવો પુલકિત કરી રહ્યો છે! મિત્ર, જો, જો, જાણે કોઇ વનદેવીની નિર્મળ દૃષ્ટિ તરવરી રહી હોય તેમ ખીલેલાં કમળની કાંતિથી જેના તરંગો ઝળકી રહ્યા છે એવું આ સરોવર, તેના પર દૃષ્ટિ પડતાંની સાથે જ મારા મનને અપૂર્વ આનંદ આપી રહ્યું છે."

વિદૂષક પણ સરોવર તરફ નજર લંબાવતાંની સાથે કૌતુકથી બોલી ઉઠ્યો કે, " મિત્ર! જુઓ, જુઓ. આ તે પુષ્પના પરિમલથી મઘમઘતી વેણી છે, કે ભમરાઓની હાર, કમળના નાળ સરખી દીસતી નાજુક બાંવડીઓ છે, કે વેલીઓ અને અરુણપ્રભા સમ દીપતી બાલ હથેળીઓ છે કે કૂંળી કૂંપળો? કહો કહો, આ તે સાક્ષાત્ વનદેવી કે જનદેવી?"

રાજા એ દીવ્ય મૂર્ત્તિ તરફ ધારી ધારીને જોવા લાગ્યો અને તે સાથે કૌતુકથી કહેવા લાગ્યો કે, " મિત્ર! એ શું પાતાળમાંથી ભૂલોક અવલોકવાને નીકળી આવેલી નાગકન્યા હશે? પણ ના, પાતાળમાં તો મેં કયાંએ આવું અલૌકિક રૂપલાવણ્ય નિહાળ્યું નથી.

ત્યારે એ શું મૂર્ત્તિમતી કૌમુદી હશે? ના, તે પણ ન હોઇ શકે. કારણ દિવસના ભાગમાં ચંદ્રનું ઉગવું સંભવિત નથી. ત્યારે કમળાની પેઠે કરમાં કમળ ધારી રહેલી એ તે હશે કોણ?"

આમ વિચાર કરે છે એવામાં તેમણે દેવી વાસવદત્તાની દાસી ઇન્દીવારકાને એ અપૂર્વ દેવીમૂર્તિની સાથે વાતો કરતી જોઇ. તે પરથી એ બંને એકબીજાની સાથે શી વાતો કરે છે તે સાંભળવાને બંને મિત્રો કાન દઇ ઝાડની ઓથે ભરાઇ પેઠા.

ઈન્દીવરિકા આરણ્યકાને કહેતી હતી કે:–"આરણ્યકા, તું અહીં રહી કમળ વીણજે, હું શેફાલિકાનાં પુષ્પો વીણવાને જાઉં છું."

આરણ્યકા ઇન્દીવરિકાને જતાં રોકીને કહેવા લાગી: "બેન, તું ન જા. તારા વિના હું રહી શકીશ નહિ."

દાસી આરણ્યકાનું કહેવું સાંભળી સહેજ હસીને બોલી: "બા સાહેબના આજના કહેવા પરથી તો તારે હવે સદાને માટે મારા વગર રહેવું પડશે."

આથી ચિંતાતુર બની આરણ્યકાએ પૂછ્યું: "દેવી આજે શું કહેતાં હતાં?"

ઉત્તર આપતાં દાસીએ જણાવ્યું: "બાસાહેબ આજે એમ કહેતાં હતાં કે, વિન્ધ્યકેતુની કુંવરી જ્યારે પરણવા જોગ થાય ત્યારે તે વાતની યાદ આપવાનું મહારાજાએ પ્રથમથી કહેવરાવી મૂકયું છે. તેથી મહારાજાને હવે યાદ આપી કહેવું પડશે કે તેઓ આરણ્યકાના લગ્નની પેરવીમાં રહે."

આરણ્યકા વાત સાંભળી રોષથી કહેવા લાગી કે, "તું તારે ચાલી જા. મારે તારો લવારો સાંભળવો નથી."

આ પરથી ઈન્દીવરિકા ચાલી નીકળી અને ફૂલ વીણવાના કામમાં લાગી ગઇ.

ઉપરની વાતચીત સાંભળી રાજાએ વિદૂષકને સહર્ષ કહ્યું કે, "ઓળખી, ઓળખી, ઓહો ! આ તો પેલી વિન્ધ્યકેતુની કુંવરી આરણ્યકા ! આહા ! તેને અર્ધાંગના રૂપે પામનાર મહાભાગને ધન્ય છે ! ગમે તેમ તોય, તે હજી કુંવારી છે. તેથી એને નીરખવામાં કંઇ જ દોષ નથી. લાવ ત્યારે એને એક વાર ધારીધારીને જોઇ લઉં."

રાજા આરણ્યકાને નિહાળી રહ્યો છે. એવામાં કમળ ચૂંટવાથી ચમકેલા કેટલાક ભમરાઓ ઉડ્યા અને તે આરણ્યકાના વદન ઉપર બેસવાની ચેષ્ટા કરવા લાગ્યા. આરણ્યકા તેમને અટકાવવાનો યત્ન કરવા લાગી; છતાં તેમાં છેક જ અસમર્થ નીવડતાં તે પાલવના છેડાથી મુખ ઢાંકી ભીત સ્વરે બૂમ પાડી ઉઠી કે, "અરે ઈન્દીવરિકા ! આ મુઆ ભમરાઓ મારી પાછળ થઇ લાગ્યા છે. તું એકદમ દોડી આવ અને મને બચાવ. નહિ તો મુઆ મારો જીવ લીધા વિના છોડશે નહિ."

વિદૂષકના કાને અવાજ પડ્યો કે તરત જ તેણે રાજાને કહ્યું: "મિત્ર ! મોટાનાં નસીબ મોટાં ! નસીબે ઠીક યારી આપી ! તમારા મનના મનોરથ ફળ્યા ! હવે જુઓ છો શું ? ઇન્દીવરિકાના આવતા અગાઉ ધીમેધીમે–ગુપચુપ તેની પાસે પહોંચી જાઓ. આરણ્યકા પાણીમાં થતા છબછબાટ પરથી ઇન્દીવરિકા આવી પહોંચી છે એમ સમજીને તરત જ તમને ભેટી પડશે."

આવી વખતસરની સલાહ આપવા માટે વિદૂષકને શાબાશી આપતો રાજા ચાલી નીકળ્યો અને ગુપચુપ આરણ્યકાની પાસે જઇ પહોંચ્યો.

આરણ્યકાએ છબછબાટ સાંભળ્યો. તે પરથી ઇન્દીવરિકા આવી પહોંચી છે એમ સમજી, 'આવ આવ, ઝટ કર. આ પીટયાઓના પીડનથી હું મરી ચાલી.' એમ બોલતી વ્યાકુળભાવે રાજાના ગળે બાઝી પડી.

રાજાએ તેને જોરથી છાતી સરસી ચાંપી. પછી પોતાની પામરીથી ભમરાઓને ઉરાડતાં ઉરાડતાં તે કહેવા લાગ્યો કે, "અરે ભીરુ, ડર ના. આ ભમરાઓ તારા મુખકમળના મઘમઘાટથી મુગ્ધ બની તે પર બેસે છે. તું જો દૃષ્ટિને ભયચકિત બનાવીશ તો તને કમળવનની લક્ષ્મી ધારી તેઓ કદિ પણ તારો છાલ છોડશે નહિ."

આરણ્યકા એકાએક અજાણ્યા પુરુષને જોઇને બેબાવરી બોલી ઉઠી: "ઇન્દીવરિકા! તું કયાં ભરાઇ પેઠી છે? બેન, જયાં હોકે ત્યાંથી શીઘ્ર આવ અને મને બચાવ."

આરણ્યકાનો ગભરાટ વધી પડેલો જોઇને તેને શાંત પાડવાના હેતુથી વિદૂષક આગળ આવી કહેવા લાગ્યો કે "આખી પૃથ્વીના પાલક પ્રૌઢ પ્રતાપી મહારાજા વત્સરાજ તમારા રક્ષણનો ભાર ગ્રહણ કરી પડખામાં પેઠા છે તો ઇન્દીવરિકાને પોકારવાનું શું પ્રયોજન છે?"

આ શબ્દો શ્રવણે પડતાંની સાથે લજ્જા અને સ્નેહભરી નજરે નિહાળતી આરણ્યકા મનમાં વિચારવા લાગી કે, 'શું આ તે જ મહારાજ વત્સરાજ, કે જેની સાથે પિતાજીએ મારો વિવાહ કર્યો હતો?' આ વિચારની સાથે જ તેના વદન પર પ્રેમવિહ્વલતાની એક અપૂર્વ છબિ તરવરી ઉઠી.

આરણ્યકાનો ભયભીત પોકાર સાંભળીને ઉતાવળી ગતિથી ચાલી આવતી ઇન્દીવરિકાને દૂરથી જોતાં રાજા અને વિદૂષક આરણ્યકાને છોડી પાસેના એક કેળના મંડપમાં ભરાઇ પેઠા.

ઇન્દીવરિકા આવી પહોંચી અને તે આરણ્યકાના ગાલે હાથ અડાડી બોલીઃ “ સખિ ! ભમરાઓ તને સતાવે છે તેમાં દોષ તો તારા મુખારવિંદને જ છે. દિવસ આથમવા આવ્યો. ચાલ, હવે આપણે પાછાં જઇએ. ”

આરણ્યકા કેળના મંડપ તરફ દૃષ્ટિ ફેંકતી બોલી, “ સખિ, ઇન્દીવરિકા, સરોવરના હીમ જેવા ઠંડા પાણીથી મારાં અંગો અકડાઇ ગયાં છે, તો જરા ધીમે ધીમે ચાલે તો સારૂં.”

આરણ્યકા અને ઇન્દીવરિકા પુષ્પો વીણીને ચાલી નીકળ્યાં. તે પછી રાજા અને વિદૂષક કદળીમંડપમાંથી બહાર નીકળ્યા.

રાજા આસપાસ નિહાળી દીર્ઘ નિઃશ્વાસ નાખતો કહેવા લાગ્યો કે, “ મિત્ર વસંતક ! તે કમલદલ-વિહારિણી ક્યાં ગઇ ? હાય ! હતભાગીઓને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિમાં બહુ વિઘ્નો આવી લાગે છે. મિત્ર ! જો જો, આ બીડાએલું છતાં કંટકિત બનેલું કમલવન તેના સુકુમાર હસ્તપલ્લવના સ્પર્શસુખને પ્રકાશિત કરે છે ! મિત્ર, હવે તેનાં ફરીને દર્શન થાય એવો છે કંઇ ઉપાય ? ”

વિદૂષકે ઉત્તર આપતાં કહ્યું કે, “ મિત્ર ! હાથે કરીને પૂતળી ભાગી નાખવી અને પછી રડવા બેસવું, એ ક્યાંનો ન્યાય ? મેં તમને મૂગા મૂગા તેની પાસે જવાની સલાહ આપી હતી; પરંતુ તમે તેને નહિ ગણકારતાં ‘અરે ભીરુ, ડર ના.’ વગેરે કડવા ઝેર જેવા શબ્દોથી તેને ચીડવવા મંડી પડયા ! હવે રડવાથી શું વળે એમ છે ? ભગવાન સૂર્યનારાયણ અસ્તાચળની ટોચે વિરાજી રહ્યા છે તો ચાલો, હવે જલમંદિરમાં જઈએ. ”

“ ખરેખર ! મૂર્ખ તે તો મૂર્ખ જ. તેમને મન સઘળું ઉલટું જ વસે છે, અને તેથી જ તો આ વિદૂષક મારા રીઝવવાને ખીજવવું ગણે છે. ”

એમ મન સાથે વિચાર કરતાં કરતાં ઉંચે આકાશ તરફ દષ્ટિ પડતાં રાજા બોલી ઉઠયો કે, "ઓહો ! દિવસ તો લગભગ આથમી જવા આવ્યો છે, પ્રિયતમાની પેઠે પલ્લવનની દ્યુતિ હરી લઇ દીનશ્રી પ્રસ્થાન કરી ગઇ છે, મારા ચિત્તની જેમ સૂર્યનું બિંબ પણ અતિશય રાગથી રંગાઈ રહેલું દીસે છે, પેલા પદ્મ સરોવરને તીરે મારી પેઠે વિરહાતુર થઇ રહેલો ચક્રવાક દિલમાં દયિતાનું ચિંતન કરતો ઝૂરી રહ્યો છે અને મારા મનોરાજ્યની જેમ ધરણી પણ સહસા અંધકારમય બની ગઇ છે !" આમ વિરહની વ્યથા અનુભવતો અને પ્રકૃતિનાં દશ્યોમાં પોતાની સ્થિતિનું સામ્ય નિહાળતો રાજા વિદૂષકને લઇ ચાલી નીકળ્યો.

## પ્રકરણ ૪ થું : વિરહવ્યથા.

કૌસામ્બી નગરમાં પ્રતિ વરસે પૂર ઠાઠમાઠ અને રંગરાગ સાથે કૌમુદી–મહોત્સવ ઉજવવામાં આવતો હતો. આ વરસે એ ઉત્સવને ઉપલક્ષીને **સાંકૃત્યાયની** નામની વિદૂષીએ "**વત્સરાજે કરેલું વાસવદત્તાનું હરણ**" એ વસ્તુને અવલંબી એક નાટક રચ્યું હતું. રાણીની આજ્ઞાથી પહેલાં એક દિવસ **આરણ્યકા** અને તેની સખી **મનોરમા**એ એ નાટક ભજવ્યું પણ હતું, છતાં તે વખતે **આરણ્યકા**નું ચિત્ત બેચિત્ત હોવાથી તેમાં ઘણો ઘોટાળો થવા પામ્યો હતો. આથી વાસવદત્તાએ આજે ફરીને તે નાટક ભજવી બતાવવાની અને તે દિવસના જેવું જરાએ કઢંગુ થવા ન પામે એમ સાવધ રહેવાની **આરણ્યકા**ને ચેતવણી આપવાની **મનોરમા**ને આજ્ઞા કરી હતી.

પોતાની પ્રિય સખી આરણ્યકાને રાણીના આદેશ ઉપરાંત પોતાના તરફનાં બે વચન કહી સંભળાવવાના ઉદ્દેશથી તે કયાં હશે એમ વિચારતી, મનોરમા તેની શોધમાં નીકળી પડી હતી. જતાં જતાં દૂરથી તેણે તેને એકલીને પદ્મસરની તરફ જતાં અને કંઇક હોઠ ફફડાવતી કેળના મંડપમાં દાખલ થતી જોઈ. આથી તેનો મનોભાવ જાણવાને અને તે શા ઉદ્દગાર કાઢે છે તે સાંભળવાને ઉતાવળા પગે કેળના મંડપમાં દાખલ થઇ એક વૃક્ષની ઓથે સંતાઈ રહી.

આરણ્યકા પ્રેમવિહ્વલ દશામાં એક સ્થળે બેસી દીર્ઘ નિઃશ્વાસ નાંખતી દુઃખના ઉદ્દગારો કાઢી રહી હતી કે, "હે મન ! જે મળવા અતિ દુર્લભ છે તેના જ રટણમાં મંડયું રહી તું મને નિરર્થક શા માટે સંતાપે છે ?

"આહા ! શું મહારાજનું રૂપસૌન્દર્ય ! શી શીતલ, મનોહર સ્નેહભરી તેમની દૃષ્ટિ ! છતાં આશ્ચર્ય તો એ થાય છે, કે મહારાજનું એ મુખદર્શન મારા દિલને ઠારવાને બદલે સંતાપી રહ્યું છે એ શું ? પણ એમ બને તેમાં મહારાજનો શો દોષ ? મારા ભાગ્યનો જ દોષ. હું જ અભાગી.

"હાય ! મારા હૃદયનું દુઃખ હૃદયમાં જ સમાવવું રહ્યું. અથવા એ કહું પણ કોને ? મનોરમા મારી પ્રાણ–મારી જીવનસખી છે. એને એ વાત કહું, કહું, એમ મનમાં થયા કરે છે; પરંતુ લાજને માર્યે તેને કંઇએ કહેવાને જીભ જ ઉપડતી નથી ! હવે મરવા સિવાય મારે માટે બીજો કોઈ માર્ગ જ નથી.

"હાય, આ એ જ સ્થાન છે કે, જ્યાં ભ્રમરોથી વ્યથિત થતી નિહાળીને 'અરે ભીરુ, ડર ના.' એમ બોલી મહારાજે મને આલીંગન આપી અપૂર્વ શાંતિ ઉપજાવી હતી."

મનોરમા છૂપી રીતે આ સઘળી હકીકત સાંભળીને પોતાની પ્રિય સખીના મનની વ્યથા સમજી ગઇ. વિશેષમાં તે મહારાજની નજરે ચઢી ચૂકી છે અને તેમની પરસ્પરની ભેટ થઇ ગઈ છે એ વાત પણ તેના જાણવામાં આવી ગઈ. આથી તેના દિલમાં ખુશી ઉપજી અને તે સાથે જ 'એના દુ:ખનો આરો આણવામાં બહુ ફિકર જેવું નથી,' એમ વિચારતી પુલકિત અંત:કરણે સખીને ધીરજ આપતી બોલી કે, "વાહ ! સખી, વાહ ! મારી આગળે આટલી બધી શરમ !"

મનોરમા પોતાના દિલની છૂપી મુંઝવણ જાણી ગઇ છે એમ જોતાં જ આરણ્યકા ઝંખવાણી પડી ગઇ; પણ બીજી જ ક્ષણે સાવધ બની સખીનો હાથ પોતાના હાથમાં લઇ કહેવા લાગી: "વહાલી બેન, માઠું લગાડતી ના. એમાં મારો કંઈ જ દોષ નથી. કેવળ લજ્જા જ દોષને પાત્ર છે."

સખીનું આવું બોલવું સાંભળીને મનોરમા તેને ધીરજ આપતી કહેવા લાગી કે, "સખી, અધીરી થા ના. મારા મનમાં તારા વિષે એવું કંઇ જ નથી. જો મહારાજે તને એક વાર જોઇ છે તો નક્કી કરી માન કે, તેઓ ખચીત જ ફરીને તારો મેળાપ કરવાને તલપાપડ થઇ રહ્યા હશે. તે વાસવદત્તાના ગુણબંધે બંધાયા છે એ વાત ખરી; પરંતુ તેથી શું થઇ ગયું ? શું પદ્મિનીના પ્રેમથી આબદ્ધ એવો મધુકર માલતીને જોતાંની સાથે જ તેના પરિમલથી આકૃષ્ટ થતો નથી ?"

આરણ્યકા ઉંડો નિ:સાસો નાખતી બોલી: "બેન, એ સઘળું અસંભવિત કદિએ સંભવિત બને ? જવા દે એ વાત. આ શરદ્‌ના વાદળીઆ તાપથી મારૂં આખું અંગ બળું બળું થઇ રહ્યું છે. ચાલ, આપણે જઇએ."

મનોરમા હસીને કહેવા લાગી કે, " અરે ઓ લાજાળ! મારાથી શા માટે છૂપાવે છે? તારા હૃદયમાંથી સતત વહતા આ ઉંડા નિઃશ્વાસો જ તારા એ સંતાપનું કારણ ખુલ્લેખુલ્લું કહી આપે છે. ફિકર નહિ, તારા એ સંતાપની વ્યથાને શાન્ત કરવાનો ઉપાય હું યોજું છું."

આમ ધીરજ આપી તે સરોવરના જળમાં ઉતરી અને તેમાંથી કેટલાંક કમળદળ લઇ ત્વરાથી પાછી ફરી. પછી તે સઘળાં આરણ્યકાની છાતીએ લપેટી એને ઠંડક વળે એવા ઉપચારો કરવા લાગી.

આરણ્યકાને પહેલવહેલી જોઇ ત્યારથી રાજા પણ એના તરફ એવો તો આસક્ત બની ગયો હતો કે, તે સઘળાં રાજકાજ અળગાં કરી, ફરીને એનો મેળાપ શી રીતે થાય તેના જ માત્ર ચિંતનમાં લીન રહ્યા કરતો હતો.

વિદૂષક પોતાના મિત્રની એવી વિષમ સ્થિતિ જોઇને આરણ્યકાની શોધમાં નીકળી પડયો હતો. તે ફરતો ફરતો સરોવર નજીક આવી પહોંચ્યો. આરણ્યકા અને મનોરમા પગરવ સાંભળી કેળની ઓથે સંતાઇને જોવા લાગ્યાં કે, એ કોણ છે. વિદૂષક વસંતક તેમની નજરે પડયો અને ઓળખાયો. મનોરમાએ જોયું કે, તે કોઈની તલાસમાં હોય એવી રીતે ચારે તરફ નજર ફેરવતો ફરે છે અને તે સાથે મોંઢેથી પણ કાંઇ બોલે છે. તે શું બોલે છે તે સાંભળવાને આતુર બની એક ચિત્તે કાન દેતાં તેમને સંભળાયું કે,

' આજે આરણ્યકાના વિરહની વ્યથાથી પ્રિયમિત્ર છેક જ બાવરા બની ગયા છે. હું તેને ઠેર ઠેર શોધી વળ્યો, પણ કયાંએ તેનો પત્તો લાગ્યો નહિ. લાવ ત્યારે, હવે એને જ્યાં પહેલવહેલી જોઈ હતી તે આ પાસેના સરોવર ઉપર જઉં અને એની આસપાસ

તપાસ કરૂં. તે પછી જો કયાંએ તેની ભાળ લાગશે નહિ તો મિત્રના કહેવા પ્રમાણે તેના સુકોમળ હસ્તના સ્પર્શથી વિશેષ શીતળ બનેલાં સરોવરનાં કમળદળ લઇ પાછો ફરીશ. પણ હું તે સઘળાં શી રીતે જાણી શકીશ ?"

મનોરમા આ છેલ્લા શબ્દો સાંભળતાંની સાથે જ આગળ આવી કહેવા લાગી: "ચાલો, વસન્તક, હું જણાવી દઉં."

વિદૂષક મનોરમાને જોઇ ભડકી ઉઠયો અને ડરતાં ડરતાં કહેવા લાગ્યો કે, "હેં, કોને જણાવી દઇશ? દેવી વાસવદત્તાને? ના, હું તો કંઈ જ બોલ્યો નથી.'

મનોરમા હસીને બોલી, "ભડકો નહિ ભડકો, ભટજી! તમારે એવી જરાએ શંકા રાખવી નહિ. આરણ્યકાની ખાતર તમારા પ્રિય મિત્રની જેવી હાલત થઇ છે તેથીએ અધિક માઠી દશા તેમની ખાતર મારી પ્રિય સખીની થઇ છે. આવો, તમને બતાવું."

એમ કહી તે તેને આરણ્યકાની પાસે લઈ ગઈ. અહીં વિદૂષકે તેને આખા અંગે કમળદળ લપેટીને સૂઇ રહેલી જોઇ. આરણ્યકા તેમને જોઇને કમળદળ ખસેડતી ઉઠી બેઠી થઇ.

મનોરમા એ દેખાવ નિહાળતી હસીને બોલી: "વસન્તક, તમને જોઇને મારી સખીનો સંતાપ શમી ગયો છે. જુઓ, તે કમળદળ કાઢી નાખી ઉઠીને બેઠી થઇ ગઇ!"

"અરે બહુબોલી-ચાવળી તું આ શું બોલે છે? મને નાહક-ની તું શા માટે શરમાવે છે?" એમ બોલી આરણ્યકાએ મુખ સંતાડી દીધું.

વિદૂષક આરણ્યકાને આમ શરમાતી જોઇને મનોરમા પ્રતિ

કહેવા લાગ્યો, "હું તો મારે આ ચાલ્યો, પણ તારી સખી જો આટલી બધી લાજાળ બની રહેશે તો રાજાની સાથે તેનો મેળાપ થશે શી રીતે ?"

મનોરમા ક્ષણભર વિચારમાં પડી ગઈ. એકાએક તેના દિલમાં કોઇ એક વિચાર સ્ફુરી આવ્યો. તે બહુજ આનંદમાં આવી ગઇ અને તે સાથે તરત જ તેણે વિદૂષકના કાનમાં કંઇક ફૂંક મારી. વિદૂષક એથી હર્ષાવેગમાં આવી ગયો અને " ધન્ય મનોરમા, ધન્ય ! ઓહો ! એ તો બહુ જ રૂડી તદબીર ! જાઓ જાઓ ત્યારે, તમે વેષ ધરીને તૈયાર થાઓ. હું મારા વહાલા મિત્રને તેડીને આવું છું. " એમ મનોરમાના કાનમાં કહી તે ત્યાંથી ચાલતો થયો.

વિદૂષકના ગયા પછી મનોરમાએ આરણ્‌કાને કહ્યું, " અરે રિસાળવી ! આટલી બધી રીસ ! હશે, હવે રીસ છોડી દે અને મારી સાથે ખુશી થઇને ચાલ. આજે આપણે બેને પેલા અધુરા રહેલા નાટકનો બાકીનો ભાગ ભજવવાનો છે. માટે ચાલ, નાટક-શાળાએ જઇને બરાબર વેષ ધારણ કરી લઇએ." આરણ્યકા ઉઠીને ઉભી થઇ અને બંને જણ નાટકશાળાએ જઇ પહોંચ્યાં.

## પ્રકરણ ૫ મું : કૌમુદીમહોત્સવ–રંગમાં ભંગ.

કૌમુદીમહોત્સવ ઉજવવાની સઘળી ગોઠવણ થઇ ચૂકી હતી. અગાઉથી નિયત કર્યા પ્રમાણે વખત થતાં રાણી વાસવદત્તા પંડિતા સાંકૃત્યાયની તેમજ બીજાં પરિજનોને પોતાની સાથે લઈ નાટકશાળામાં આવી પહોંચ્યાં.

ત્યાં સર્વત્ર વિવિધ રંગી રત્નોથી જડિત અને મોતીનાં મનોહર ઝૂલતાં તોરણોથી ગ્રથિત સુવર્ણના સ્તંભો ઝળહળી રહ્યા હતા !

વળી અભિનયકલા નિરખવાને ઉત્સુક બની બિરાજેલી દીવ્યાંગના-સમ દેદિપ્યમાન રમણીઓથી આખું નાટયાલય સ્વર્ગીય વિમાનની જેમ શોભી રહ્યું હતું.

નાટકશાળાની આવી અપૂર્વ રચના અને અનુપમ શોભા નિહાળી રાણી વાસવદત્તા આદિ સર્વ દીંગ થઇ ગયાં.

પણ, પછી તરત જ સાવધ થતાં વાસવદત્તાએ પ્રસન્નચિત્તે આરણ્યકાને પોતાના અંગ પરનાં આભરણો ઉતારી આપ્યાં અને કહ્યું, " તું આ સઘળાં આભૂષણો ધારણ કરીને બરાબર મારો જ પાઠ ભજવજે."

પછી મનોરમા તરફ ફરીને તે કહેવા લાગી: " જો, મારા પિતાએ પ્રસન્ન થઈ આર્યપુત્રને જે આભરણ આપ્યાં હતાં તે બધાં ઈન્દીવરિકાની પાસે છે. તું તે લઇને એવી જાતનો ઠાઠ સજ કે, તને જોતાંની સાથે જ સૌ કોઇ વત્સરાજ જ છે એમ ધારે. બસ, હવે જાઓ અને નાટકનો ત્વરાથી આરંભ કરો."

આદેશ પ્રમાણે બંને સખીઓ વેષ સજવાને ચાલી નીકળી અને રાણી આદિ સર્વ પ્રેક્ષકો નાટક જોવાને પોતપોતાને આસને બિરાજમાન થયાં. પછી તંરત જ નાટકનો આરંભ થયો. સૌથી પ્રથમ રંગભૂમિ પર વૃદ્ધ કંચુકી, લાકડીના ટેકે ચાલતો, આવી હાજર થયો. તે પછી વાસવદત્તાના વેષમાં એક સખી સાથે આરણ્યકા આવી ખડી થઈ. સખીનું નામ કાંચનમાળા હતું અને તેણે કરમાં વીણા પકડેલી હતી.

આરણ્યકાએ પ્રવેશ કરીને સખીને પૂછયું કે, " સખી કાંચન-માળા! આજે આર્યપુત્રને આવતાં આટલી બધી વાર કેમ થઇ?"

કાંચનમાળાએ ઉત્તરમાં જણાવ્યું કે, "રાજપુત્રી! આજે રસ્તામાં એક ભેજાના ચસ્કેલનો ભેટો થતાંજ તેઓશ્રી તેને કૌતુકથી જોતા અને તેની બોલચાલ સાંભળતા ત્યાં જ થોભી ગયા છે. એને જોવા અને સાંભળવામાં જાણે એમને બહુજ મઝા પડતી હોય તેમ, તેના શબ્દે શબ્દે તેઓ તાળીઓ પાડતા હસી રહ્યા છે."

આરણ્યકા સખીનું કહેવું સાંભળીને બોલી: "વાહ! જોડી તો ઠીક જામી! જેવાને મળ્યા તેવા. બેય ગંડુએ ગંડુ!"

આ વખતે કંચુકીએ આવી નિવેદન કર્યું કે, "બા સાહેબ! મહારાજે ફરમાવ્યું છે કે, આવતી કાલે તમારે તેમને વીણા સંભળાવવી પડશે, તો વીણાના તારો સૂર મેળવી ઠીક કરી રાખશો."

"તો તો વીણાચાર્યને આપ અબઘડી જ મોકલતા જાઓ." આરણ્યકાએ કહ્યું.

તે પરથી "વારૂ, હું જાઉં છું અને મહારાજાને મોકલું છું," એમ બોલી કંચુકી ત્યાંથી ચાલી નીકળ્યો.

નાટકમાં વત્સરાજનો વેષ ચતુર મનોરમાએ ભજવવો એમ ઠર્યું હતું. પણ તેણે તો પ્રથમથી જ કદળીમંડપમાં વિદૂષકના કાનમાં ફૂંક મારી એવી ગોઠવણ કરી રાખી હતી કે, નાટક ભજવવાના સમયે વિદૂષકે કોઈ ન જાણે એવી રીતે મહારાજાને તેડી ચિત્રશાળામાં આવવું. ત્યાં આભરણો સજી મનોરમાને બદલે મહારાજે જાતે જ પોતાનો પાઠ ભજવવો અને સાથે સાથે આરણ્યકાના સમાગમ-સુખનો લાભ મેળવવો.

પણ, આ અગાઉથી કરી રાખેલી ગોઠવણ મુજબ રાજાને વખતસર આવી પહોંચેલા જોયા નહિ ત્યારે મનોરમાના દિલમાં ભારે ચિંતા થવા લાગી. તે ચિંતાતુર સ્થિતિમાં અનેક તર્કવિતર્કો કરી રહી હતી

એવામાં વિદૂષકની સાથે વાત કરતાં કરતાં ચાલ્યા આવતા રાજા ઉપર તેની નજર પડી.

રાજા પોતાની આંતર સ્થિતિનું અવલોકન કરતો વિદૂષકને કહી રહ્યો હતો કે,

" તાપે દેહ તપાવતો પ્રથમ જે, તે ચંદ્ર બાળે નહિ;
દાહે જે કરમાવતા અધર, તે શ્વાસે પ્રજાળે નહિ.
ચિત્તે શૂન્ય પ્રસન્ન છે. તન હતું વ્હીલૂં, ફૂલ્યૂં તે સહી,
માણુંતા સુખના મનોરથ વ્રહે દૂભે ન દુઃખે દહી. "

" શું ખરે જ, મિત્ર! મનોરમા તને એમ કહેતી હતી કે, તેની પ્રિય સખી આરણ્યકા મારી નજરે પણ પડવા ન પામે એવો સખત બંદોબસ્ત દેવી વાસવદત્તાએ કર્યો છે? વળી આજ રાતે 'ઉદયન ચરિત' નાટક ભજવવાનું છે, તેમાં આરણ્યકા વાસવદત્તાનો વેષ ભજવવાની છે. તેથી મનોરમાને બદલે જો હું જાતે જ મારો વેષ ભજવું તો વિના અડચણે આરણ્યકાના સમાગમનું સુખ મને મળે; એ વાત પણ શું સાચે જ તેણે કહી હતી?"

" વિશ્વાસ ન આવતો હોય તો જઇને પૂછો મનોરમાને. જુઓ, તે આ સામે તમારો વેષ સજીને ઉભી છે. " એવો વિદૂષકનો ઉત્તર સાંભળીને રાજા તેને સાથે લઇ મનોરમાની પાસે ગયો.

મનોરમાએ વિદૂષકનું કથન સત્ય હોવાની ખાત્રી આપી અને તે સાથે જ અંગ પર સજેલાં આભરણો ઉતારી રાજાને હવાલે કર્યાં. રાજા તેને અંગ પર સજી વેષ ભજવવાને તૈયાર થયો. વિદૂષક અને મનોરમા છૂપી રીતે ચિત્રશાળામાં બેસી નાટક જોવા લાગ્યાં.

આ દરમિયાન રંગમંડપમાંનું કામ તો ચાલુ જ હતું. ત્યાં વાસવદત્તાના વેષમાં આરણ્યકા કાંચનમાળાને કહી રહી હતી કે,

" સખી, હમણાં વીણાને રહેવા દે. મારે તને એક વાત પૂછવી છે. કહે તો ખરી કે, શું સાચે જ પિતાજી એમ કહેતા હતા કે, જો વત્સરાજ વીણા વગાડતી વખતે મારું અપહરણ કરી શકે તો તે બંધનમાંથી જરૂર મુક્ત થઈ શકે ? "

કાંચનમાળા આ પ્રશ્નનો ઉત્તર આપે તે અગાઉ જ વત્સરાજ જાતે પોતાનો વેષ ભજવવાને સજ્જ થઇ રંગમંડપમાં આવ્યો અને ઉપરણાને છેડે ગાંઠ વાળતાં વાળતાં બોલ્યો કે, " હું, રાજા પ્રદ્યોત આદિ સર્વને વીણાવાદનથી ચકિત કરી મૂકી પલકભરમાં વાસવદત્તાનું અપહરણ કરીશ. "

આ સમયે દેવી વાસવદત્તા આદિ સર્વ વત્સરાજને મનોરમા ધારી એકે અવાજે બોલી ઉઠયાં કે, " વાહ, મનોરમાએ તો ખૂબ કરી ! તે આ વેષમાં આબેહુબ દીપી ઉઠી છે ! "

હવે કાંચનમાળા પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપતાં આરણ્યકાને કહેવા લાગી કે, " પ્રિય સખી, સાચે જ, પિતાજીની ઇચ્છા તમને વત્સરાજના હાથમાં અર્પણ કરવાની છે. તો, તમે અત્યારથી જ તેમનું મન રંજન કરવાનો કોઈ એવો તો સરસ તાલ મેળવો કે, જેથી તેમના દિલમાં તમારા સિવાય બીજા કશાને અવકાશ જ રહેવા ન પામે. "

આરણ્યકા સખીનું કહેવું સાંભળી ખરા જીગરથી તાલ મેળવી ગાવા લાગીઃ—

(ગાથા)

" ઘટમાં ઘનબંધનની અટક થકી રાજહંસ ખટક થવે.
જાવા હાવાં વ્હાલા વાસે નિજ માનસે ચિતવે. "

રાજા સંગીતના સૂરથી મુગ્ધ બની બોલી ઉઠયો: "આહા, શું સુંદર ગીત ! શો મધુર વીણાનો નાદ!"

ત્યાં તો આરણ્યકાએ ફરીને ગાવું શરૂ કર્યું:—

"લાગી રઢ; ધુની જાગી રાગની, બની કામ વામથી વિધુરી
મધુરી બદ્ધ મધુપની ઝાંખી ઝંખી ઝુરે ભ્રમરી."

બંધન દશાને પામેલો વત્સરાજ પોતાની પ્રિય શિષ્યાના આ બીજી વખતના ગાન અને વાદ્યથી એવો તો ખુશ થઇ ગયો કે, તે તેની પ્રશંસા કરવા લાગી ગયો. તેણે તેને આચાર્યપીઠને યોગ્ય ગણી પોતાની સાથે આસન પર બેસાડી અને કહ્યું કે, "રાજકુમારી ! એક વાર ફરીને એ મધુરી વીણાના તાર છેડો. હું એ સાંભળવાને બહુ જ આતુર બન્યો છું."

આરણ્યકા હસતે વદને કાંચનમાળા તરફ જોઇ કહેવા લાગી કે, "સખી! લાંબો વખત વીણા વગાડીને થાકી ગઇ છું. હવે મારી આંગળીઓ ઉપડતી નથી, તેથી લાચાર છું."

કાંચનમાળાએ જોયું તો આરણ્યકાના કપોલ પરસેવે નીતરતા અને હાથ ધ્રૂજતા જણાયા. સખીની એવી શ્રમિત સ્થિતિ તરફ તેણે રાજાનું ધ્યાન ખેંચ્યું. રાજાએ તરત જ એનો ધ્રૂજતો હાથ દબાવવાના બ્હાને પોતાનો હાથ આગળ લંબાવ્યો. આ સમયે બંને પ્રેમીઓના મુખ પર જે પ્રેમાકુલતાના ભાવો પ્રગટી નીકળ્યા તે જોઇને કાંચનમાળા ત્યાંથી પસાર થઈ ગઈ. રાજાએ આરણ્યકાનો હાથ પોતાના હાથમાં લીધો, અને સ્પર્શસુખને અનુભવતો તે કહેવા લાગ્યો કે:–

"આ તે શૂં ઓસકેરા કણુથી કમળનો કોષ શીળો સુહાવે?
વ્હાણાની ઠંડ માંહે ઠરી જલજ મહા મોદ ના આ મચાવે.
સીંચે છે પાંચ, સાચે, હિમકર હિમ આ! ન્હોય: તે તો દહે છે.
જાણ્યૂં, જાણ્યૂં, રસીલી ! તુજ કર જ અમી સ્વેદરૂપે ઝરે છે."

"ખરે જ, રાજપુત્રી! નવપલ્લવ સમાન તારો આ કોમળ કર મારા ઉરમાં પ્રીતિની રેલંછેલ કરી રહ્યો છે!"

**આ**રણ્યકા પણ સ્પર્શથી થઇ આવેલી અવનવી અસરથી વ્યાકુળભાવે કહેવા લાગી કે, "ઓહો! આ **મ**નોરમાનો સ્પર્શ મારા દિલમાં આ શી અસર ઉપજાવી રહ્યો છે!"

રંગભૂમિ ઉપર આવો વ્યાપાર ચાલતો જોઇને **વાસવદત્તા** સહસા ઉઠી ઉભી થઇ અને **સાંકૃત્યાયનીને** ઉદ્દેશી કહેવા લાગી કે, "દેવી! હું તો જાઉં છું. મારાથી હવે તમારી પેઠે અહીં બેસી રહીને આવું અણઘટતું ફારસ જોયું જતું નથી."

**વાસવદત્તાનું** બોલવું સાંભળીને **સાંકૃત્યાયનીએ** તેને કહ્યું: "આયુષ્મતી! તમને એમાં અઘટિત ફારસ જેવું શું જણાયું? કાવ્યનાટકમાં બહુધા એવું હોય છે. વળી એ કર ગ્રહણ કરવારૂપ ગાંધર્વ વિવાહને તો ધર્મશાસ્ત્રની પણ સંમતિ છે. શા માટે નાહકનાં અધવચથી રસભંગ કરી ચાલ્યાં જાઓ છો?"

**વાસવદત્તા** જવાબ આપવાની જરા પણ દરકાર કર્યા વગર એકદમ ત્યાંથી ચાલી નીકળી. થોડેક દૂર જતાં તેણે ચિત્રશાળાના દ્વાર પાસે **વસંતક**ને ઉંઘતો જોયો. તે પરથી રાજા પણ અહીં જ હોવા જોઇએ એમ ધારી તેમની ભાળ મેળવવાને તેણે વિદૂષકને ખૂબ ઢંઢોળ્યો.

**વસંતક** નિદ્રાનો ભંગ થતાં આંખો ચોળતો બબડી ઉઠયો: "**મનોરમા! મિત્ર શું નાટક ભજવી રહ્યા કે હજીએ ભજવે છે?**"

**વાસવદત્તા આમ છેક જ અણધાર્યાં વચનો સાંભળીને ચમકી** ઉઠી. તે ખેદ પામતી પૂછવા લાગી: "તો શું એ વેષ ભજવનાર **આર્યપુત્ર પોતે જ છે? મનોરમા** નથી?"

મનોરમા ચિત્રશાળાની અંદરથી આ સઘળો વ્યાપાર જોયા કરતી હતી. વિદૂષકે કરેલી મૂર્ખતા તેના સમજવામાં આવી ગઈ અને તે થરથરી ઉઠી. તત્કાળ તે રાણીની પાસે આવી અને ધ્રૂજતી ધ્રૂજતી તેને પગે પડી બોલી:—

"બા સાહેબ, હું નિર્દોષ છું. એમાં મારો જરાએ વાંક નથી. એ સઘળાં કારસ્તાન આ ભટજીનાં છે."

મનોરમાનાં વચનો સાંભળીને એ સઘળો પ્રપંચ વિદૂષકનો જ છે એમ મન સાથે નક્કી કરી વાસવદત્તા બોલી: "મનોરમા! ઉઠ, ડર નહિ. હું સઘળું સમજી શકી છું. આરણ્યકાના મેળાપના નાટકના સૂત્રધાર આ ભટજી જ છે એવી મારી ચોકસ ખાત્રી થઈ ચૂકી છે. બાંધ એ કારસ્તાની ભટડાને અને લઇ ચાલ મારી સાથે. પછી જોઇએ એનો ખેલ."

આજ્ઞા પ્રમાણે તરત જ વિદૂષકને બંધે બાંધી લીધો અને તેને લઇને બંને જણુ ફરીને રંગભૂમિ પર ગયાં. ત્યાં વાસવદત્તા રાજાને ચરણે નીલકમળની માળા સમર્પી શિર નમાવી કહેવા લાગી કે, "આર્યપુત્ર! તમને મનોરમા ધારીને અત્યાર લગી તમારા ચરણ-કમળમાં શિર નામ્યું ન હતું. દેવ! અપરાધ ક્ષમા કરશો."

આરણ્યકા રાણીને જોઇ ભયથી પાછી હઠી ગઈ, અને રાજા પણ ભારે મુઝવણમાં પડી ગયો.

વિદૂષી સાંકૃત્યાયની કોઇ એક નવા જ નાટકનો આરંભ થયેલો જોઈને ત્યાં રહેવું પોતાને માટે ઘટિત નથી એવો વિચાર કરી ચાલી નીકળી.

રાણીની લાલચોળ આંખો અને ગળગળી વાણી ઉપરથી રાજાના

સમજવામાં આવ્યું કે, દેવી રોષે ભરાયાં છે. તેને મનાવવાને રાજા પગે પડી ક્ષમા માગવા લાગ્યો; પણ નિષ્ફળ નીવડયો.

સહસા રાણીનાં ભવાં ચઢી ગયાં. વાયુથી કંપતા બંધુજીવના પુષ્પની જેમ તેના હોઠ ફફડી ઉઠયા. આરણ્યકા અને વસંતકને કેદ કરી પરિજન સાથે તે રંગભૂમિ છોડી આવાસ તરફ ચાલી નીકળી.

રાજા પણ વિષમ સંકટમાં પડયો. એક તરફ આરણ્યકાની બેબાવરી મૂર્ત્તિ અને બીજી તરફ રાણીની રોષભરી દૃષ્ટિ બરાબર તેની આંખની સામે તરવરવા લાગી. અંતે નિરુપાય બની દેવીને મનાવવાનો ઉપાય શોધતો શોધતો તે શયનગૃહમાં જઈ પહોંચ્યો.



## પ્રકરણ ૬ ઠું.

આરણ્યકા અને વિદૂષકને કેદ કરી રાખ્યાં હતાં. તેમાંથી કેટલેક દિવસે વિદૂષક છૂટો થઈ રાજાને જઈ મળ્યો. પરંતુ અભાગી આરણ્યકાનો છૂટકારો થવા પામ્યો નહિ. તે દીનભાવે કેદમાં સડયા કરતી દિવસો વીતાવી રહી હતી. કેદનું કષ્ટ એને મન બહુ ન હતું; પરંતુ વિરહદુઃખથી તે બહુ જ રીબાતી હતી. દુઃખના આવેશમાં તે એક દિવસ આપઘાત કરવા મંડી પડી, ત્યાં તો મનોરમા ત્યાં અચાનક જઇ ચઢી અને તેને મરતી બચાવી.

વાસવદત્તાનો રોષ ઉતર્યો ન હતો. એક દિવસ તે રોષભર્યા ચિત્તે પોતાના આવાસમાં બેઠી હતી તેવામાં એક પત્ર તેના હાથમાં આવ્યો. પત્ર તેની માશી અંગારવતીનો લખેલો હતો. તેમાં વાસવદત્તાના માસા, અંગરાજ દૃઢવર્માને કલિંગરાજે હરાવી કેદ કર્યાના દુઃખદ સમાચાર હતા.

પત્રમાંની હકીકત વાંચતાંની સાથે જ એની છાતી ભરાઇ આવી અને આંખમાં આંસુ ઉભરાયાં. તે પોતાના માસાને બંધનમાંથી છોડાવવાને ઘણીજ અધીર. બની ગઇ. પણ આરણ્યકાના પ્રેમમાં ઉન્મત્ત બની ગયેલા રાજા હવે પહેલાંની માફક પોતાનો પડતો બોલ ઝીલી લેશે કે કેમ, એની ચિંતામાં વ્યાકુળ બની ગઈ. કંઇ સૂઝ ન પડતાં છેવટે સઘળી વાતનો ખુલાસો મેળવવાને તેણે પંડિતા સાંકૃત્યાયનીને પોતાની પાસે બોલાવી મંગાવી. પંડિતાને મોકળા મને પોતાના આંતરની વ્યથા કહી સંભળાવતી તે રૂદન કરવા લાગી. પંડિતાએ તેને દિલાસો દઇ કહ્યું: " રાજપુત્રી ! તમે નાહકનો શોક કરો નહિ. મહારાજ વત્સરાજ જરૂર જ એનો ઉપાય કરશે. તમારા માસા કેદમાં ઝૂરે અને તે જંપીને પગ વાળી બેસી રહે, એ ન બને એવું છે. વળી કૌમુદી–મહોત્સવની રાતે જોવામાં આવેલો પ્રસંગ તો માત્ર એક પ્રકારનો ખેલ જ હતો, અને મહારાજા તમને ખુશ કરવાને માટે જ તે ખેલેલા. તમે તેથી રીઝવાને બદલે ખીજ્યાં છો તો તે ફરીને તમને રીઝવવા આવ્યા વિના રહેશે નહિ. નક્કી માનો કે, તે ફરી મનાવશે જ."

એક તરફ પંડિતા સાંકૃત્યાયની રાણી વાસવદત્તાને ઉપર પ્રમાણે આશ્વાસન આપી રહ્યાં છે જ્યારે બીજી તરફથી કેદમાંથી છૂટો થઇ સીધો રાજદરબારમાં પહોંચી ગયેલો વિદૂષક રાજાને આરણ્યકાના કારાવાસની કષ્ટમય કહાણી સૂણાવી રહ્યો હતો.

આરણ્યકાના દુઃખની સઘળી દુઃખદ વાત સાંભળીને રાજાએ વિદૂષકને કહ્યું: " તો મિત્ર ! કહે જો, હવે શી રીતે એને છોડાવવી ?"

વિદૂષક તરત જ સલાહ આપતો બોલી ઉઠયો કે, " મિત્ર, એ તો બહુ જ સહેલું કામ છે. એને માટે આટલી બધી ચિંતા શી ?

ચાલો, ચતુરંગી સેના સજ્જ કરો. ભલભલાને ભૂપીતા કરે એવા હય, હાથી અને પાયદળ લઇ કરો હલ્લો અને ઘેરી લ્યો રણવાસને. એટલું કર્યું કે તરત જ આરણ્યકા છૂટી જ સમજો! કારણ, રણવાસમાં કુબ્જ, કંચુકી, વૃદ્ધ અને વામણાં સિવાય મરદ બચ્ચો કોઈ જ નથી."

રાજા વિદૂષકના આ કથનની કંઇક અવગણના કરતો બોલ્યોઃ "બસ કર બસ. જેમ ફાવે તેમ અક્કલ વગરનું આ શું બોલે છે? દેવી ખુશ થાય અને એને છોડે; એ સિવાય બીજો કોઇ એને છોડવવાનો ઉપાય નથી. હવે સવાલ માત્ર એક જ છે, અને તે એ કે, દેવી ખુશ થાય શી રીતે? સુઝે છે કંઈ ઉપાય? સૂઝતો હોય તો કહી બતાવ."

વિદૂષક તરત જ ઉપાય બતાવતો બોલી ઉઠયો કે, "કરો ત્યારે એક મહિનાના ઉપવાસ અને જપો દેવીના જાપ, એટલે દેવી ચંડી પ્રસન્ન થશે અને સઘળા તાપ ટળી જશે."

વિદૂષકનું ફરીને પાછું મૂર્ખાઈ ભરેલું કહેવું સાંભળીને "બહુ થયું બહુ, મૂર્ખ! આ કંઇ ટૅાળટપ્પા કરવાનો સમય નથી." એમ બોલી રાજા મનમાં વિચારવા લાગ્યો કે,

"દેવીને પ્રસન્ન કરવાને મારે હવે કરવું શું? શું હું દેવીના જવાના માર્ગમાં ઉભો રહી, આવે કે તરત જ ધૃષ્ટની પેઠે હસતે હસતે તેને ભેટી પડું? અથવા મિષ્ટ વચનોથી વધાવી ખુશ કરૂં? તેમ નહિ તો શું હાથ જોડી તેના ચરણમાં મારૂં શિર ધરૂં? મને કંઈ જ સૂઝ પડતી નથી કે દેવીને હું તે કયી રીતે મનાવું!"

વિચારનો વેગ અટકી પડતાં તે વિદૂષકને સાથે લઈ વાસવદત્તાના આવાસે જઈ પહોંચ્યો અને સંકોચાતો સંકોચાતો તેની સમીપ જઈ ઉભો.

અહીં તેણે રાણીને આંસુ ઢાળતી, ઉપરા ઉપરી ઉંડા નિસાસા નાખતી અને શોકાતુર મુખે મૌન ધરી બેઠેલી જોઈ.

પંડિતા સાંકૃત્યાયની તેની પાસે બેઠેલી જ હતી. તેણે રાણીની એવી દશા થવાનું કારણ જણાવતાં કહ્યું કે, “મહારાજ! દેવીના માસા દૃઢવર્માને કલિંગરાજે કેદ કર્યા છે; એ સમાચાર સાંભળીને દેવી બહુજ અધીર અને દુ:ખી બની ગયાં છે.”

રાજા સહેજ હસીને કહેવા લાગ્યા: “ઓહો! એને માટે આટલો બધો ઉદ્વેગ! મેં એ કામ પૂરેપૂરૂં સિદ્ધ થઇ જાય ત્યારે દેવીને એ બાબતની ખુશ ખબર આપવાનું ધાર્યું હતું, અને તેથી જ મેં આજલગી એમને એ વિષે કશી પણ વાત કરી નથી. મેં કલિંગ-રાજને હરાવી સજા કરવાને સૈન્ય સાથે સેનાપતિ વિજયસેનને કેટલાય દિવસ થયા રવાના કરી દીધા છે. હાલમાં તેમના તરફથી એવા સમાચાર મળ્યા છે કે, એ પાપાત્મા કલિંગરાજ હારીને જીવ લઈ કિલ્લાની અંદર ભરાઇ પેઠો છે. ભગવતી, એ પરથી એક બે દિવસમાં જ એવા સમાચાર મળવા ધારૂં છું કે, આપણા શૂરા સામંતો-એ કિલ્લો સર કરી કાં તો કલિંગરાજને ઠાર કર્યો છે યા તો જીવતો પકડયો છે.”

આજ સમયે પ્રતિહારીએ આવી નિવેદન કર્યું, કે “સેનાપતિ વિજ-યસેન, દૃઢવર્માના કંચુકીને લઇને આનંદપૂર્ણ પ્રફુલ્લ નેત્રે દ્વાર પાસે ઉભા છે.”

રાજાએ તેમને ઉતાવળે પોતાની પાસે લઇ આવવાની આજ્ઞા કરી. બંને રાજાની સમીપ હાજર થઇ અભિવાદન કરી આજ્ઞા થતાં યોગ્ય આસને બેઠા.

કંચુકી વિનયવસુ વધામણી આપતો કહેવા લાગ્યો કે, “દેવ!

અમારાં સદ્દભાગ્યે આપની આજ્ઞાનુસાર સેનાપતિ વિજયસેને કલિંગરાજને ઠાર કરી અમારા સ્વામીને ફરી તેમની ગાદિએ આરૂઢ કર્યા છે."

આ વધામણી સાંભળતાં જ વાસવદત્તા, વત્સરાજ આદિ સર્વ અત્યંત ખુશ થયાં.

કંચુકી ફરીને પાછો પોતાનું કહેવું જારી રાખતો બોલ્યો કે, "દેવ! અમારા સ્વામીની ગયેલી પ્રતિષ્ઠા પાછી મેળવવાની અભિલાષા જે પાર પડી છે તે આપશ્રીના પ્રતાપને જ આભારી છે. તેમણે કહાવ્યું છે કેઃ—

'મારાં દેહ અને પ્રાણ તમારાં જ છે, તેથી ઇચ્છામાં આવે તેવા કાર્યમાં તેને જોડવાને તમે કુલ મુખત્યાર છો. કુંવરી પ્રિયદર્શિકા અકસ્માત્ અરણ્યમાં ગૂમ થવાથી તમારી સાથે મારો ધારેલો સંબંધ સંધાયો નહિ, તેથી મને બહુ દુઃખ થાય છે. આમ છતાં તમે વાસવદત્તાને વર્યા છો એ સાંભળીને મારૂં એ સૌ દુઃખ હું વેગળું કરૂં છું.'"

સઘળી ખુશખબરની સાથે પ્રિયદર્શિકાના ગૂમ થવાના માઠા સમાચાર સાંભળીને વાસવદત્તા આંસુભરી આંખે પૂછવા લાગી કે, "આર્ય કંચુકી, મારી બેન પ્રિયદર્શિકા અકસ્માત્ અરણ્યમાં કેવી રીતે ગૂમ થઇ?'"

કંચુકી કહે, "સાંભળો રાજપુત્રી! એ અતિ દુઃખભરી વાર્તા આવી છેઃ દુષ્ટ કલિંગરાજે અમારા રાજ્ય ઉપર ઓચીંતો હુમલો કર્યો, તે વખતે ત્યાં રહેવું સહીસલામત નથી એમ ધારી હું રાજપુત્રીને લઇ મહારાજા વત્સરાજની પાસે આવવા નીકળ્યો. માર્ગમાં વિન્ધ્યકેતુના દરબારમાં કુંવરીને મૂકીને હું સ્નાન કરવાને માટે નજીકમાં આવેલા અગસ્ત્યતીર્થ ગયો. સ્નાન કરી પાછો આવીને જોઉં છું તો એ સુંદર પ્રદેશ ઉજ્જડ વેરાન થઇ ગયો હતો અને વિન્ધ્યકેતુ

કપાઇ મુઓ હતો. તે પછી મેં બહુ બહુ શોધ કરી, પણ આજ સુધી રાજપુત્રીનો કશોએ પત્તો લાગ્યો નથી."

એ વખતે મનોરમા ત્યાં હાંફળી ફાંફળી થતી આવીને કહેવા લાગી કે, "દેવી, એ બિચારી કાળના ડાચામાં સપડાઈ પડી છે."

વાસવદત્તાએ બેબાકળી બની પૂછયું: "કોણ? મારી પ્રિય-દર્શિકા? મનોરમા, તું શું એની હકીકતથી વાકેફ છે?"

મનોરમાએ જવાબ આપ્યો: "ના, હું એમના વિષે તો કશુંય જાણતી નથી. હું તો આરણ્યકાની વાત કરૂં છું. એણે વિષપાન કર્યું છે અને મરવાની તૈયારીમાં છે. એને ઉગારો. એનો જીવ બચા-વવાને તત્કાળ ઉપાય કરો."

એકમાં આ બીજી અણધારી આપત્તિ આવી પડવાથી વાસવ-દત્તાની મુંઝવણ વધી પડી. તે ગભરાતી બોલી ઉઠી: "મનોરમા, દોડતી જા અને એને એકદમ અહીં લઇ આવ. આર્યપુત્ર નાગલોકમાં ગયા હતા ત્યાંથી તે ઝેર ઉતારવાની વિદ્યા શીખી લાવ્યા છે, તે તરત જ તેનું ઝેર ઉતારી સાજીતાજી બનાવી મૂકશે."

રાણીની આજ્ઞા થતાંમાં મનોરમા નીકળી અને થોડી જ વારમાં ઝેર વ્યાપતું જતું હતું એવી સ્થિતિમાં તે આરણ્યકાને ઉપડાવી લાવી.

આરણ્યકાના મુખમાંથી માત્ર એટલા જ શબ્દો નીકળે જતા હતા કે, "શા માટે તું મને ઉંડા અંધારામાં ઉતારે છે?"

આરણ્યકાનું બદલાયેલું રૂપ રંગ, તેના ભાંગ્યા તૂટયા શબ્દો, ઝેરથી છવાઇ ગયેલી આંખો; એ આદિ દેખાવ જોતાંની સાથે જ વાસવદત્તા એકદમ ઉભી થઇ અને રાજાનો હાથ ઝાલી કહેવા લાગી કે, "આર્યપુત્ર, ઉઠો અને આ બિચારીને બચાવો."

આ સમયે કંચુકી વિનયવસુની દૃષ્ટિ મરવા પડેલી આરણ્યકા

તરફ ખેંચાઈ. તેના દિલમાં સંદેહ ઉપજ્યો. આથી તેણે વાસવદત્તાને પૂછ્યું: "દેવી, આ કન્યા તમને ક્યાંથી મળી છે?"

વાસવદત્તાએ ઉત્તર આપતાં કહ્યું કે, "એ વિન્ધ્યકેતુની પુત્રી છે. તેનું નામ આરણ્યકા છે. વિજયસેન વિન્ધ્યકેતુને ઠાર કરી એને અહીં લઇ આવ્યા છે."

જવાબ સાંભળતાં જ કંચુકી ખેદ સાથે કહેવા લાગ્યો કે, "વિન્ધ્યકેતુ શો ને એની પુત્રી શી? એને જ પુત્રી જ ક્યાં હતી? આ તો એજ અમારી ગુમ થયેલી રાજપુત્રી પ્રિયદર્શિકા! હાય હાય, વિધાતાએ આડો આંક વાળ્યો!"

આ હકીકત સાંભળતાંની સાથે જ વાસવદત્તા હાય મારી બોલી ઉઠી કે, "શું આ તો મારી બેન? આર્યપુત્ર, ગજબ થયો. બચાવો-બચાવો. તમે સત્વર ઉપાય યોજો. એ મરી જાય છે."

રાજાએ વાસવદત્તાને ધીરજ આપી શાન્ત પાડી. તે પછી આચમન કરીને પ્રિયદર્શિકાના શરીરે હાથ રાખી રાજા મંત્ર ભણવા લાગ્યા. મંત્રના પ્રભાવે ઝેર ઉતરવા માંડયું અને પ્રિયદર્શિકા આંખ ઉઘાડી જાણે ઉંઘમાંથી ઉઠતી હોય તેમ ધીમે ધીમે બેઠી થઇ. પછી આસપાસ બેઠેલાં સર્વના દિલમાં આનંદનો સંચાર કરતી કહેવા લાગી કે, "બેન મનોરમા, હું બહુ ઉંઘી."

આ વખતે કંચુકી વિનયવસુ તેની પાસે જઇ પગે પડી કહેવા લાગ્યો કે, "રાજપુત્રી, હું તમારા પિતાનો આજ્ઞાકારી કિંકર." પ્રિયદર્શિકાએ તેને ઓળખ્યો અને તે સાથે જ પોતાનાં માતપિતાનું સ્મરણ થઇ આવતાં તે "હા તાત, હા માત," એમ બોલી રૂદન કરવા લાગી.

કંચુકીએ તેનો શોક શમાવતાં કહ્યું: "બેન, બા, શોક કરવાનું

કંઈ જ કારણ નથી. મહારાજ વત્સરાજના પ્રભાવે તમારા પિતાને તેમનું રાજ્ય પાછું મળ્યું છે. તમારાં માતપિતા આદિ સૌ કુશળ છે. ”

વાસવદત્તા હર્ષનાં આંસુ વહાવતી પ્રિયદર્શિકાને ગળે વળગી પડી, અને કહેવા લાગી કે, “ બેન, ક્ષમા કર. હું તને ઓળખી શકી નહિ તેથી જ તને આટલું બધું દુઃખ દીધું છે. આવો બેન, તમારો બનાવટી વેષ છોડી દઇને ભગિની-સ્નેહનું પાન કરાવો. ”

અત્યારે સમય બરાબર લાગે છે એમ જોઈ વિદૂષકે વાસવદત્તાને કહ્યું: “ બા સાહેબ, તમે તો બેનને ભેટીને આનંદ મેળવ્યો; પરંતુ અમારા આ રાજવૈદ્યનું શું ધાર્યું ? એમને સરપાવ આપવાની વાત શું તદ્દન વીસરી જ ગયાં કે ? ”

“ વસન્તક, એ કેમ વીસરાય ? મને યાદ છે. ” એમ બોલી વાસવદત્તાએ સ્નેહપ્રફુલ્લવદને પ્રિયદર્શિકાનો જમણો હાથ લઇ રાજાના હાથમાં મૂકયો.

આ રીતે રાણીનો રોષ ઉતરી ગયો અને તેણે સ્વહસ્તે બહુ જ ખુશીની સાથે વત્સરાજ અને પ્રિયદર્શિકાના પાણિગ્રહણનો અપૂર્ણ રહેવા પામેલો વિધિ પૂર્ણ કર્યો.

તે પછી વાસવદત્તાએ રાજાને કહ્યું કે, “ આર્યપુત્ર, તમને પ્રિય એવું બીજું હું શું કરૂં, કે જેથી તમારૂં દિલ પ્રસન્ન થાય ? ”

રાજાએ પુલકિત વદને જણાવ્યું કે, “ પ્રિયે ! જુઓ, તમારા માસા દઢવર્મા નિષ્કંટક બની ફરીને પોતાની રાજગાદિ પર બહુ સારી રીતે સ્થાપિત થયા છે; પ્રચંડ કોપથી કોપી રહેલાં દેવી પણ આજે પરમ તુષ્માન બન્યાં છે; તમારી વહાલી બેન પ્રિયદર્શિકા મૃત્યુના મુખમાંથી ઉગરી તમને ફરીને ભેટી છે-બન્ને બેનોની જુગતી જોડી જામી છે; હવે હું આથી બીજું શું માગું ? મને પ્રિય એવું

બધું જ મળી ચૂક્યું છે, તોપણ તમે તુષ્માન થયાં છો તો માગું છું કેઃ—

" મોંઘા મેઘો મહીમાં સરસ વરસજો; વાધજો પાક ઝાઝો;
ભૂદેવો યજ્ઞયાગો વિધિસર કરજો; દેવતા તૃપ્ત થાજો;
બંધાઇ બંધુતાની સુજન સુજનમાં ગાંઠ ગાઢી ઘડાજો;
વાગ્વજ્રે દુર્જનોનાં શર્મો સઉ સુખિયા હર્ષનાં ગાન ગાજો. "



# (૩) નાગાનન્દ (જીમૂતવાહન).

[ પ્રાચીન કાળથી આપણામાં એક એવી માન્યતા ચાલતી આવી છે કે, મનુષ્યના કરતાં ચઢીઆતી અને દેવતાના કરતાં ઉતરતી એવી–મનુષ્ય અને દેવ સમાજ એ બે વચ્ચેની–એક યોનિ છે. સામાન્ય રીતે આ યોનિ ‘દેવયોનિ’ કહેવાય છે. યક્ષ, ગંધર્વ, કિન્નર, અપ્સરા, સિદ્ધ, વિદ્યાધર વગેરેની આ યોનિમાં ગણના થાય છે. પ્રાચીન ભારતીય ગ્રન્થોમાં માનવ અને દેવસમાજનાં વર્ણનોમાં આ યોનિમાંના જીવોની અનેક વાતો આવેલી છે. શ્રી હર્ષદેવકૃત “**નાગાનંદ**” નામે નાટકમાંનો નાયક જીમૂતવાહન **વિદ્યાધર** યોનિમાંનો રાજપુત્ર હોઇ તેની નાયિકા **મલયવતી** **સિદ્ધ**રાજની કન્યા હતી. પ્રસ્તુત વાર્તા એ નાટક ઉપરથી ઉપજાવી છે. ]

## પ્રકરણ ૧ લું: માતપિતાની સેવાની ઉત્સુકતા.

અસલના વખતમાં વિદ્યાધર–કૂળમાં જીમૂતકેતુ નામે એક રાજા હતો. તે પ્રજાપાલક, દક્ષ અને ન્યાયી હોઇ સર્વત્ર તેની ખ્યાતી પ્રસરી રહી હતી. ધન, યૌવન અને રાજ્યસુખના ઉપયોગની સાથે ઉત્તમ પ્રકારે પ્રજાનું ઘણાં વરસ સુધી પાલન કરતાં કરતાં જ્યારે તે વૃદ્ધ થયો ત્યારે રાજ્યનો સઘળો ભાર કુમાર જીમૂતવાહનને સોંપી પોતાની વૃદ્ધ પત્ની સાથે તે વનમાં તપશ્ચર્યા કરવા જઇ રહ્યો.

જીમૂતવાહન અત્યંત માતૃપિતૃ ભક્ત હતો. માતપિતાની સેવા એ જ એને મન એનું સર્વસ્વ હતું. માતપિતાની સેવાથી એક ક્ષણ પણ વિમુખ રહેવું એ એને મન પરમ દુઃખરૂપ હતું. આવી સ્થિતિમાં રાજ્યસુખ માણવું એ એને માટે અશક્ય હતું. આમ છતાં

એક મોટા રાજ્યના શાસક તરીકેનો જે ભાર તેને સોંપાએલો હતો તેને અંગે રહેલી પોતાની જવાબદારીનો પણ તેને પૂરેપૂરો ખ્યાલ હતો. તેથી સૌથી પ્રથમ તેણે આખા રાજ્યનો સારો બંદોબસ્ત રહી શકે, તેનો ઉત્તમ પ્રકારે વહીવટ ચાલે અને પ્રજાવર્ગ પરમ સુખમાં દિવસો નિર્ગમન કરી શકે એવી જાતની વ્યવસ્થા કરવામાં પોતાનું ચિત્ત પરોવ્યું.

ગાદિએ બેસીને તેણે સાધુજનોને સુખવાસની વ્યવસ્થા કરી આપી, બંધુબાંધવ અને પ્રધાન રાજકર્મચારીઓને પોતાના કરી લીધા અને આશ્રિતવર્ગને કલ્પવૃક્ષની પેઠે ફળદાન દઇ રાજ્યને મજબૂત બનાવ્યું. આ ઉપરાંત બીજી ઘણી રીતે રાજકાજની સુયોગ્ય વ્યવસ્થા કરીને તેણે આખા રાજ્યનો ભાર મુખ્ય મંત્રીને સોંપ્યો.

આ પ્રમાણે માતપિતાની સેવા અર્થે જીમૂતવાહન રાજકાજથી નિવૃત્ત અને નિશ્ચિન્ત બન્યો. હવે તેનું મન તપોવનમાં જઇ રહેલાં માતાપિતાની ચરણસેવા કરવાને બહુ જ આતુર બની રહ્યું. તેણે પોતાના મનની એ આતુરતા વ્યક્ત કરતાં પોતાના પ્રિયમિત્ર વિદૂષકને કહ્યું:

" મિત્ર આત્રેય ! આપણું આ બહુ જ થોડો કાળ ટકનારૂં યૌવન વિષયવાસનાનું ઘર હોઇ કાર્યાકાર્ય વિચારથી વિમુખ બનાવનાર છે. મારી ઇચ્છા એ નિંદવા જોગ જુવાનીના કાળને માતપિતાની ચરણસેવા કરવામાં ગાળીને જીવનની સાર્થકતા સંપાદન કરવાની છે."

આત્રેય તેને શિખામણ આપતો બોલ્યો: " જુઓ મિત્ર, તમે માતપિતાની જુવાનીમાં તેમજ ઘડપણમાં બહુ દહાડા સેવા કર્યા કરી એ રીતે જોતાં તમે એ ઋણમાંથી નિશ્ચિન્ત બન્યા છો. હવે તેઓ સર્વ પ્રકારનાં સાંસારિક સુખોને ઉત્તમ પ્રકારે ભોગવી જીવનનો શેષ

કાળ ઈશ્વરભક્તિમાં ગાળવાના શુભ હેતુથી પ્રસન્ન ચિત્તે વનમાં નિવાસ કરી રહ્યાં છે. હવે તમારે તેમની પાછળ જઈ વિના કારણ દુઃખ શા માટે વેઠવું ? હવે એ બધા વિચારો જતા કરી આ પરમ રમણીય રાજ્યસુખ ભોગવી આત્મતૃપ્તિ અનુભવો. ”

જીમૂતવાહન—“ મિત્ર, તારૂં કહેવું યથાર્થ નથી. જો, સિંહાસન ઉપર ચઢીને બેસવા કરતાં માતપિતાની આગળ જમીનપર બેસવું એ મને બહુ જ ગૌરવજનક લાગે છે. તેમની ચરણવંદના કરીને અને તેમને જમાડયા પછીનો પ્રસાદ આરોગીને જે સુખ અનુભવાય છે તેની તુલના ત્રિભુવનમાં ક્યાંએ નથી. ગુરુજનનો પરિત્યાગ કરીને રાજ્ય-સુખની પાછળ ધાવું એ સુખ નહિ; પરંતુ મને તો એ સુખ માટેનાં માત્ર ફાંફાં જ લાગે છે. ”

ગુરુજનની સેવા માટેની તેની આવી અપૂર્વ પ્રીતિ જોઇને ચિંતાયુક્ત મને વિદૂષક કહેવા લાગ્યો: “ મિત્ર, મારૂં કહેવું કેવળ રાજ્યસુખને જ ઉદ્દેશીને નથી. પેલો અત્યંત સાહસી અને દુર્દાન્ત એવો જે મતંગરાજ તે તમારો પ્રબલ પ્રતિપક્ષી છે. આવી અવસ્થામાં રાજ્યનો સઘળો ભાર મંત્રી ઉપર નાખીને તમે અન્ય સ્થળે ગયા કે તરત જ રાજ્યમાં જબરી ઉથલપાથલ થવાનો સંભવ છે. ”

જીમૂતવાહન તેને ઠપકા સાથે કહેવા લાગ્યો કે, “ તું કેવળ મૂર્ખ છે અને તેથી જ આવી શંકાઓ તારા દિલમાં જન્મવા પામે છે. જો સાચે જ મારૂં રાજ્ય મતંગરાજ લઇ લેશે તો તેથી મને આનંદ જ થશે. મને માલૂમ છે, કે મારા શરીરથી માંડીને મારૂં સર્વસ્વ પરાર્થે જ રક્ષાએલું છે. તે બીજાની ખાતર અર્પણ કરવા હું તૈયાર છું. રાજ્યનો ભાર તો મેં માત્ર માતપિતાની આજ્ઞા પાલન કરવાની ખાતર જ મારે માથે લીધો છે. તેમ ન હોત તો મેં ક્યારનુંએ મારૂં

રાજ્ય બહુ જ સહેલાઇથી મતંગરાજને આપી દીધું હોત ! રાજ્ય હો કે ધન હો, સર્વ અનિત્ય છે, અસાર છે, તેની ચિંતા શા માટે કરવી? સમજ્યો? જવાબ દે. એ બધા નકામા વિચાર જતા કર અને ચાલ, હવે પિતાની આજ્ઞાનું પ્રતિપાલન કરીએ. તેમણે એક દિવસ મને તેડાવીને કહ્યું હતું કે, ' જો, વત્સ જીમૂતવાહન ! અહીં રહ્યાને બહુ વખત થઈ ગયો અને તેથી હવે આ સ્થાનમાંથી સમિધ, કૂશ, ફળ, મૂળ, કંદ, નિવાર આદિ મેળવવાનું બહુ જ મુશ્કેલ થઇ પડયું છે. મારે માટે મલયપર્વત ઉપર કોઈ વસવા લાયક એકાદ આશ્રમ સ્થિર કરી આવ.' તો ચાલ, આપણે મલયપર્વત ઉપર જઈએ. ”

## પ્રકરણ ૨ જું : મલય-દર્શન.

મહારાષ્ટ્રમાંનો મલયપર્વત પરમ રમ્ય સ્થાન હોઈ નિસર્ગ દેવતાનું અલૌકિક ક્રિડાસ્થળ જ હતું. આવા સ્થળે આશ્રમ બાંધી પોતાનું બાકીનું જીવન ગાળવાની જીમૂતકેતુની ઇચ્છા પૂર્ણ કરવાને પિતૃભક્ત જીમૂતવાહન પોતાના મિત્ર આત્રેયને સાથે લઈ મલયપર્વત તરફ જવાને ચાલી નીકળ્યો.

બંને મિત્રો મલયપર્વ ઉપર આવી પહોંચ્યા. તે વખતે તે પરનાં ઘનઘોર ચંદનવૃક્ષોનાં અરણ્યો તેની શોભામાં અપૂર્વ વૃદ્ધિ કરી રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે ઝરણાંનો સ્વચ્છ અને શીતલ જલપ્રવાહ ખળખળ વહી રહ્યો હતો ! ચંદનની મધુર સુગંધી અને ઝરણાંના પાણીના તુષારની શીતલતા ચોમેર પ્રસરાવતા એવા પવનની સુમધુર મંદમંદ લહરીઓ અનુપમ આનંદનો અનુભવ કરાવી રહી હતી ! ત્યાંની મુક્તામય શિલાભૂમિ, પર્વતપર વિહરતી સિદ્ધાંગનાઓના પગના

અળતાના રંગ વડે લાલ બની અત્યંત સુંદર દેખાતી હતી.

કોણ જાણે શાથી, અચાનક જીમૂતવાહનના અંગ ઉપર વિલક્ષણ રોમાંચ ઉભાં થયાં ને તેની જમણી આંખ ફરકવા લાગી. તેણે કહ્યું: "મિત્ર આત્રેય, મલયદર્શનથી ઉપજતા અવર્ણનીય આનંદને લીધે આ જો, મારા શરીર ઉપર કેવાં રોમાંચ ખડાં થયાં છે ? મારી જમણી આંખ પણ ફરકે છે. મેં કદિ કોઇપણ પ્રકારના ફળના લાભની ઇચ્છા કરી નથી, તો પછી આવાં બધાં લક્ષણો કેમ થતાં હશે ?"

આત્રેય—"મિત્ર, તું ઇચ્છા કર કે ન કર, પણ અહીં તને કોઈ અપૂર્વ સુખદાયી લાભ સાંપડશે એ નક્કી છે. તારી જમણી આંખ ફરકે છે, તે એ વાતનું જ સૂચન કરી રહી છે."

જીમૂતવાહન—"જોઇએ, શું બને છે !"

આમ વાતચીત કરતા ચાલ્યા જાય છે, એવામાં આત્રેયની દૃષ્ટિ સામેના પ્રદેશ ઉપર પડતાંની સાથે જ તે બોલી ઉઠયો કે, "આ સામે જોયું કે સખા ! ઓહો ! કેવું રમણીય પવિત્ર તપોવન છે ! અહાહા ! ત્યાંની ઘનઘોર વૃક્ષચ્છાયાનો દેખાવ કેટલો બધો સુંદર છે ? આ ઉંચે ઉડી રહેલા યજ્ઞના હોમનો ધુમાડો, આખા પ્રદેશને કેવો સુગંધમય બનાવી રહ્યો છે ! હરણનાં બચ્ચાં કેવાં નિશ્ચિન્ત અને નિર્ભય બની બેઠાં છે !"

જીમૂતવાહન—"ખરેજ, આત્રેય ! આ કોઈ રમણીય તપોવન છે. આ જો, વૃક્ષની છાલને મહા મહેનતે ઉતારી વલ્કલ માટે ઋષીબાલકો લઇ જાય છે. આ ઝરણના સ્વચ્છ જળના તળીએ જુનું કમંડલું પડેલું દેખાય છે. અને આ સાંભળ,—ઝાડની ડાળ ઉપર ઉંચે બેસીને શુકો સામદેવનું ગાન કરી રહ્યા છે ! વેદના સતત શ્રવણથી તેમનો કેવો મજાનો અભ્યાસ થઇ ગયો છે, તે તો જો !"

વળી આગળ વધ્યા. થોડેક દૂર ગયા પછી જીમૂતવાહન કહેવા લાગ્યો કે, "મિત્ર! આ જોયું કે? સાંભળ તો ખરો, પેલા ઋષિ પોતાના શિષ્યો આગળ વેદની કેવી વ્યાખ્યા કરી રહ્યા છે? જો, અહીં આ મુનિબાલકો સમિધ એકત્ર કરવાના કામમાં લાગી ગયા છે, અને પણે પેલી ઋષિકન્યાઓ નાના છોડને પાણી પાઇ રહી છે. આહાહા! ફળના ભાર વડે નમેલાં આ વૃક્ષો ભ્રમરોના ગુંજારવના મિષે જાણે આપણું સ્વાગત જ કરતાં હોયની એવો ભાસ થાય છે! અહાહા! કેટલું હૃદયંગમ! કેવું મધુર! તપોવનમાંનાં આ વૃક્ષોએ આશ્રમમાં રહીને અતિથિની સેવા કરવાનું જાણે શિક્ષણ જ મેળવ્યું ન હોય!!"

તપોવનની આવી અલૌકિક સુંદરતા અને પવિત્રતા નિહાળી ત્યાંજ જીમૂતકેતુને માટે આશ્રમ નિર્માણ કરવાનો જીમૂતવાહને નિશ્ચય કર્યો.

આ વખતે અચાનક એક વીણાનો મધુર ઝણકાર તેમના કાને પડ્યો. તે સાથે જ વીણાના સૂરમાં સૂર મેળવીને ગવાતા કોઇ મંજુલ સંગીતનો ધ્વનિ પણ તેમને સંભળાવા લાગ્યો. તેમણે જોયું કે, એ મધુર વાદ્યગાન સાંભળવાને હરણીયાં મુખમાંનાં ઘાસનાં તણખલાં જેમનાં તેમ રહેવા દઇને ડોક હલાવતા કાન ઉંચા કરીને થંભી રહ્યાં છે.

આત્રેય ડોક હલાવી કહેવા લાગ્યો: "વાહવા! કેવું મધુર ગાયન અને શું આ સુંદર વીણાવાદન! આ તપોવનમાં વીણાના વાદનની સાથે આ કોણ ગાતું હશે?"

જીમૂતવાહને કહ્યું: "અરે, જો, આ સામે પેલું દેવાલય દેખાય છે. આ વીણા ત્યાં જ વાગતી સંભળાય છે. મને લાગે છે, કે કોઈ સુરાંગના વીણા સાથે ગાન કરતી દેવાધિદેવની આરાધના કરે છે. આત્રેય, ચાલ, આપણે ત્યાં જઇએ અને જોઇએ કે શું છે."

બંને મિત્રો અવાજની દિશા સાધીને આગળ વધ્યા.



## પ્રકરણ ૩ જું : સિદ્ધાંગના કે દેવાંગના ?

મલય પર્વત ઉપર સિદ્ધ લોકોનો વાસ હતો. તપોવનના કુલપતિ વિશ્વામિત્ર હતા અને ત્યાં એક ગૌરીનું મંદિર હતું. પોતાને મનપસંદ પતિ મળે એવી ઇચ્છાથી સિદ્ધરાજકુમારી મલયવતી આશ્રમમાં રહીને ગૌરીની આરાધના કરતી હતી. અત્યારે તે મંદિરના આગલા ચોકમાં બેઠી હતી અને વીણાના વાદનની સાથે દેવીનું સ્તુતિગાન ગાઈ રહી હતી.

જીમૂતવાહન અને આત્રેય દેવાલય પાસે આવી પહોંચ્યા. વૃક્ષોની આડમાંથી તેમણે જોયું તો દેવાલયને પ્રકાશિત કરતી એક જમીન ઉપર બેસી વીણા વગાડતી દેવકન્યા તેમના જોવામાં આવી.

એ સ્ત્રી છે એવા વિચારની સાથે જ જીમૂતવાહને કહ્યું: "ના ના, સખા! ત્યાં ન જઇશ. તેના ઉપર દૃષ્ટિ કરવી આપણે માટે ઉચિત નથી. આવ, આ વૃક્ષના અંતરાલમાં ઉભા રહીને જ આપણે તેનું ગાન સાંભળીએ."

તેનું ગાવું બજાવવું કેટલોક વખત ચાલ્યું. પછી થોડી વારને માટે એ ક્રિયા બંધ કરી મલયવતીએ પોતાની સખી તરફ જોયું. તેની બહેનપણી પાસે જ ઉભી હતી, તે બોલી: "ભર્તૃદારિકે, દેવીની સમીપ આમ એક સરખી સતત વીણા વગાડતાં આ તારી નાજુક આંગળીઓ દુ:ખતી નથી શું?"

મલયવતીએ હસીને જવાબ આપ્યો: "જા રે જા, દેવી આગળ વીણા વગાડવાથી તે વળી આંગળીઓ દુ:ખે કે?"

સખીએ કહ્યું: "એમ નહિ. મારૂં કહેવું એવું છે ભર્તૃદારિકે!

કે આ નિષ્ઠૂર દેવી આગળ હજી તું આમ ક્યાં સુધી ગાયા–વગાડયા કરીશ ? કુમારિકાને અત્યંત મુશ્કીલ એવા ઉપવાસ વગેરે કરીને તું આજ કેટલા દિવસ થયાં દેવી આગળ આમ ગાય વગાડે છે ! દેવીની આરાધના તેં આમ કેટલીએ કરી, પણ ફળ શું મળ્યું ? આ નિર્દય દેવી તો તારા ઉપર જરાએ પ્રસન્ન થતી જણાતી જ નથી."

આ સંવાદ સાંભળી આત્રેયે ધીમેથી પોતાના મિત્રને કહ્યું: "અરે, એ તો હજી કુમારિકા છે. એની તરફ જોવામાં દોષ શાનો ?"

જીમૂતવાહન કિંચિત પુલકિત થતો બોલ્યો: "હા, જો એ કુમારિકા છે તો તેની તરફ જોવામાં કાંઇ દોષ નથી. પણ છેક પાસે જવાની કંઇ જરૂર નથી. નજીકના ઝાડની ઓથે રહીને જ આપણે જોઇએ, એ ઠીક છે."

બંને જણ થોડા આગળ વધ્યા અને એક ઝાડની ઓથે ઉભા રહ્યા.મલયવતીએ ફરી વીણા સાથે ગાવાનું શરૂ કર્યું. "હે જગત્-જનની ભગવતી ગૌરી, આ બાળા પર એવો અનુગ્રહ કર કે જે વડે તેની મનોવાંચ્છના સિદ્ધ થાય" એવી પ્રાર્થના સાથે વીણાના સૂર છેડવા લાગી.

જોતજોતાંમાં તેનો દેખાવ અને આસપાસનું વાતાવરણ વધારે ને વધારે સુંદર તેમજ ભવ્ય થતાં ચાલ્યાં. કુશળ અંગુલિચાલન વડે વીણામાંથી ઉપરાઉપરી સરતો સુમધુર ઝંકારરવ, જાણે અમૃતનો જ વર્ષાત્ર ! આંદોલનો ઉપર આંદોલનો આવી તેની મધુરતામાં પ્રતિક્ષણ અધિકાધિક વૃદ્ધિ કરવા લાગ્યાં ! જાણે ત્રિભુવનમાંનું માધુર્ય મૂર્તિમાન બની દેવીમંદિરના આ ચોકમાં આવી વસ્યું હોય તેમ આસપાસનો સઘળો પ્રદેશ અમીમય દીસતો હતો ! મલયવતીના ગાન અને વીણાના ઝંકારથી જીમૂતવાહનના કાન મોહિત થઇ ગયા; તેના

દિવ્ય સૌન્દર્યથી તેની આંખો અંજાઇ ગઈ; તેનું બધું ભાન જ હરાઈ ગયું ! મલયવતીના રૂપસુધાસેવનમાં લીન બની મન્ત્રમુગ્ધની પેઠે જીમૂતવાહન ઝાડની ઓથે ઉભો રહ્યો.

થોડી વારે સાવધ થતાં બંને મિત્રો પરસ્પર તર્ક-વિતર્ક કરવા લાગ્યા કે, "આ કન્યા તે કોણ ? એ તે દેવકન્યા હશે કે નાગનન્દિની ? વિદ્યાધર કન્યા હશે કે સિદ્ધકુમારી ? જો એ સાચે જ સુરબાલા હોય તો ઇન્દ્રનાં સહસ્રચક્ષુ સાર્થક છે; જો એ નાગકન્યા હોય તો તેનું વદનમંડળ વિરાજમાન છતાં રસાતલ ચંદ્ર વિહીન છે એમ કહેવું યોગ્ય નથી; જો તે વિદ્યાધરી હોય તો જગત પરની સર્વ જાતિ કરતાં વિદ્યાધર જાતિને પરમ શ્રેષ્ઠ કહેવામાં જરાએ હરકત નથી; અગર જો તે સિદ્ધ કૂળમાં ઉત્પન્ન થયેલી હોય તો ત્રિભુવનમાં સિદ્ધ જાતિ જ સર્વોત્કૃષ્ટ, એમાં શો શક ?"

આ પ્રમાણે કેટલોક સમય ગયા પછી મલયવતીની સખી બોલી: "ભર્તૃદારિકે, આ નિષ્ઠૂર દેવી આગળ તું આમ ગાવા વગાડવાનું ક્યાં સુધી કર્યા કરવાની ?" આમ બોલી તેણે મલયવતીના હાથમાંથી વીણા ઝૂંટવી લીધી.

મલયવતી હસીને કહેવા લાગી: "સખી ચતુરિકા, દેવીની આમ નકામી નિંદા ન કર. ભગવતી આજ મારા પર પ્રસન્ન થયાં છે."

સખી: "પ્રસન્ન થયાં છે ? શું સાચે જ પ્રસન્ન થયાં છે ? દેવી પ્રસન્ન થયાં છે એમ શા પરથી તું કહે છે ?"

મલયવતી કિંચિત્ હસી ને તેના ગાલ ઉપર શરમના શેરડા પડ્યા. તેણે હસતાં જ કહ્યું: "સખી ચતુરિકા, આજે મને એક સ્વપ્ન આવ્યું હતું. મને—"

"શું સ્વપ્ન આવ્યું હતું ?" ચતુરિકાએ અધીરાઇથી વચ્ચે જ પૂછ્યું.

મલયવતી: "એવું કે, હું અત્યારની માફક દેવી સમીપ વીણા વગાડતી બેઠી હતી. ઇચ્છિત વર પ્રદાન કરવાની પ્રાર્થના કરી રહી હતી. અચાનક ભગવતી ગૌરી મારી સામે આવી ખડાં થયાં અને મને કહ્યું કે, 'વત્સે મલયવતી, તારા આ વીણા–વાદનથી હું અત્યંત સંતુષ્ટ થઈ છું. તારી ભક્તિ અને આરાધનાને લીધે હું તારા પર પ્રસન્ન થઈ છું. તને વર આપું છું વત્સે, કે વિદ્યાધરોનો ચક્રવર્તી બહુ જ થોડા સમયમાં તારૂં પાણિગ્રહણ કરશે!'"

ચતુરિકા: "વાહવા! આ તો 'જોઇતુંતું ને વૈદે કહ્યું'!' ધન્ય દેવિ, ધન્ય! બેન! એને સ્વપ્ન સમજતી ના. એ તો દેવીએ તારા મનનો મનોરથ જ સફળ કર્યો છે!"

બંને સખીઓનો આ સંવાદ સાંભળીને જીમૂતવાહનનું શરીર રોમાંચિત થયું. તેનું હૃદય આનંદથી નાચવા લાગ્યું!

આત્રેય આ તકનો લાભ લઈ જીમૂતવાહનનો હાથ ઝાલી તેને ખેંચતો ખેંચતો મલયવતીની સામે લઇ ગયો, અને બોલ્યોઃ "તમારૂં કલ્યાણ થાઓ. ચતુરિકા, તારૂં કહેવું સાવ સાચું છે. દેવીએ તારી સખીને સાચે જ વર આપ્યો છે."

"અરે, આ કોણ!" એમ અચાનક ઉદ્‌ગારી મલયવતી કંઇક સંકોચથી ઉઠીને એક બાજુએ ઉભી રહી.

ચતુરિકા જીમૂતવાહનને જોઇ તેનાં રૂપ, રંગ, આકાર વગેરે નિહાળી કંઇક ઉંડો વિચાર કરીને પોતાની સખીને મૃદુ સ્વરે કહેવા લાગીઃ "તને આપેલો વર તે આ જ. અહાહા! આવું દિવ્ય રૂપ વિદ્યાધર ચક્રવર્તી સિવાય બીજા કોનું હોવું સંભવે છે, સખી?"

મલયવતીએ સહેજ વક્ર દૃષ્ટિથી જીમૂતવાહનને નીરખી મુખ ફેરવ્યું અને પોતાની સખીને કહ્યું: "ચતુરિકા, મને બહુ શરમ આવે

છે. ચાલ, આપણે અહીંથી જતાં રહીએ. મારાથી હવે અહીં નથી રહેવાતું!"

આમ કહી મલયવતી ત્યાંથી જવા લાગી. તેથી આત્રેય જરા ઉતાવળે બોલ્યોઃ "તમારા આશ્રમમાં અતિથિ આવીને ઉભા છે, છતાં તેમની સાથે એક અક્ષર પણ તમે બોલ્યાં નથી! આ તપોવન છે ને? તપોવનનો આ કેવી જાતનો નિયમ, તે સમજી શકાતું નથી. તપોવનમાં તમારૂં આવું વર્ત્તન શોભાસ્પદ લેખી શકાય કે? અમારે આ બધા પરથી શું સમજવું?"

આ સાંભળી ચતુરિકા બોલીઃ "રાજનન્દિની! એમનું કહેવું યથાર્થ છે. આપણા એ અતિથિ છે અને તેમનો સત્કાર આપણે અવશ્ય કરવો જ જોઇએ. તું આમ મૂઢની માફક ગભરાઈ કેમ ગઇ છે? બહેન, આ કાંઈ ઉચિત ન લેખાય. તારા મુખમાંથી જો શબ્દ નીકળતો ન હોય તો તું આઘી ખસ—જે કંઇ કહેવા યોગ્ય તે હું જ કહું છું."

આમ કહી ચતુરિકા આગળ આવીને બોલીઃ "મહારાજ! અમે અજ્ઞાન સ્ત્રીઓ, અમારો કંઇ દોષ થયો હોય તો તેને આપ મનમાં લાવશો નહિ. આપ અહીં પધારી આ આસન પર બિરાજી આ સ્થાનને અલંકૃત કરશો."

તેની વિનંતી પ્રમાણે જીમૂતવાહન તથા આત્રેય આસન પર બેઠા. ચતુરિકા પણ મલયવતીને લઇ થોડે દૂર બેઠી.

મલયવતીએ મૃદુસ્વરે પોતાની સખીને કહ્યુંઃ "સખી ચતુરિકા! તેં આ કાંઈ ઠીક ન કર્યું. કોઈ તાપસ અહીં આવી ચડશે તો તે આપણા વિષે શું ધારશે?"

એ વખતે ભગવાન સૂર્ય નારાયણ આકાશના મધ્ય ભાગમાં

વિરાજી રહ્યા હતા. દુઃસહ એવા સૂર્યના તાપને લીધે ચંદનરસ સૂકાઇ જવાથી હસ્તીઓનાં ગંડસ્થળો પાંડુવર્ણ ધારણ કરી રહ્યાં હતાં. તેઓ ઉપરા ઉપરી કર્ણને હલાવતા મુખ પર વ્યજન કરી રહ્યા હતા અને શુંઢમાં પાણી ભરી આખા અંગ પર છંટકાવ કરતા દીસતા હતા. આમ મધ્યાહ્ન સમય થયેલો જોઇને કૂલપતિ કૌશિકે રાજનન્દિનીને સત્વર બોલાવી લાવવાને ગૌરીમંદિરે એક શિષ્યને મોકલ્યો. શિષ્ય શાંડિલ્ય બહુ જ ત્વરાથી ગૌરીમંદિરે આવી પહોંચ્યો.

અહીં મલયવતીની પાસે બેઠેલા જીમૂતવાહનના મસ્તકે મંડિલ, ભ્રૂમધ્યે રોમરાજિ, રક્ત કમળ જેવાં નેત્રો અને પગમાં ચક્રની નિશાની જોઇને તે પોતાના મન સાથે કહેવા લાગ્યો કે, "અહાહા! આ સૌમ્યમૂર્તિ સુલક્ષણ અને વીરશ્રીથી દીપતો તરુણ પુરુષ જ ભાવિ વિદ્યાધર ચક્રવર્ત્તી હોય એમ લાગે છે. જો વિધાતા રાજકુમારીની સાથે તેનો સંયોગ સ્થિર કરી આપે તો જરૂર જ મણિ અને કાંચનનો યોગ થયા જેવું બને."

પછી શાંડિલ્ય જીમૂતવાહનની પાસે જઈ તેને ઉદ્દેશીને બોલ્યોઃ "આપનું કલ્યાણ થાઓ."

"મહર્ષિ, હું જીમૂતવાહન આપને પ્રણામ કરૂં છું." એમ કહી તાપસને પ્રણામ કરવા જીમૂતવાહન ઉભો થયો.

"નહિ, નહિ, આપ ઉઠવાની તસ્દી ન લેશો. આપ અતિથિ હોવાથી ગુરુ પેઠે પૂજ્ય છો. સુખે બેસી રહો." તાપસે નમ્રતાથી નિવેદન કર્યું.

આ પછી "તારૂં કલ્યાણ થાઓ, તને ઇચ્છાનુસાર પતિ મળો," એવો આશીર્વાદ આપતાં તાપસે વિશ્વામિત્રનો સંદેશો મલયવતીને કહી સંભળાવ્યો. પ્રથમ દર્શને જ મલયવતીનું મન જીમૂતવાહનમાં

ચોંટી ગયું હતું. તેને એ સ્થળ છોડી જવું ગમ્યું નહિ. પરંતુ શું કરે? ગુરુની આજ્ઞા એટલે ગયા વિના કેમ ચાલે? પોતાની અનિચ્છા છતાં પણ તે ઉઠી અને જીમૂતવાહન તરફ સતૃષ્ણ નયને જોતી જોતી ધીમે પગલે આશ્રમ તરફ ચાલતી થઈ.

જીમૂતવાહનનું હૃદય પણ મલયવતી ઉપર અનુરક્ત બન્યું હતું, તે પણ મલયવતીની માફક જ સતૃષ્ણ દૃષ્ટિથી તેની તરફ તે અદૃશ્ય થઈ ત્યાં સુધી જોઇ રહ્યો અને પછી ઉંડા નિસાસા નાખવા લાગ્યો.

આ વખતે વિદૂષક બોલી ઉઠયો: "મિત્ર, જે જોવા આવ્યા હતા તે જોયું; સાંભળવાનું હતું તે સાંભળી પણ લીધું, હવે તો ખરા બપોર થઇ ગયા છે. મારા પેટમાં પણ બરાબર ભૂખ લાગી રહી છે. તો ચાલ, કોઇ મુનિના અતિથિ બની ફળમૂળ આરોગી જઠરાગ્નિને શાન્ત કરીએ." પછી બંને જણ ત્યાંથી ચાલી નીકળ્યા.

## પ્રકરણ ૪ થું: વિરહાતુર પ્રેમીઓ.

ગૌરીના મંદિરની નજીકમાં જીમૂતવાહને પોતાનાં માતપિતા સારૂ આશ્રમ બાંધવાની જગા પસંદ કરી, અને ટુંક મુદતમાં જ ત્યાં એક આશ્રમ બાંધ્યો. જીમૂતકેતુ અને તેની પત્ની પણ થોડા સમયમાં ત્યાં આવીને રહેવા લાગ્યાં.

*   *   *   *

કેટલોક કાળ વહી ગયો. તે પછી એક દિવસ પોતાની પ્રિયસખીને બોલાવી મલયવતીએ કહ્યું: "જો સખી, પુષ્પો વીણવાથી મારૂં શરીર છેક જ થાકી ગયું છે. મારાં સઘળાં અંગો ધીમે ધીમે

વધારે ને વધારે દુખતાં જાય છે. વળી આ શરદ્ ઋતુનો આકરો તાપ પણ અધિક સંતાપી રહ્યો છે, તો તું જલદીથી ચંદનલતા-ગૃહમાં જઇને ચંદ્રકાન્ત શિલા ઉપર તાજાં કમળપત્ર પાથરીને મને ખબર આપ."

ચતુરિકા સહેજ હસીને મન સાથે કહેવા લાગી: "પરમ રમ-ણીય એવા ચંદનલતાગૃહને જોઇને આ સંતાપ ઓછો થવાને બદલે ઉલટો વૃદ્ધિ પામશે."

પછી મલયવતી સ્વભાવે કરીને શીતળ એવા ચન્દનલતા-ગૃહમાં ગઇ. અહીંનો દેખાવ જોતાં જ તેના સંતાપમાં વધારો થવા લાગ્યો. પરિણામે દીર્ઘ નિશ્વાસ નાંખતી તે મનમાં ને મનમાં કહેવા લાગી:

"ભગવન્ કુસુમાયુદ્ધ! શરીરસૌન્દર્યમાં જેણે આપને પરાજીત કર્યા છે તેને આપ કંઇજ કરી શકતા નથી તો મારા જેવી અસહાય અબળા ઉપર ઘા કરતાં આપને શું જરાએ લાજ આવતી નથી?"

પછી સખીને કહેવા લાગી: "સખી, આ ઘનપલ્લવથી આચ્છાદિત ચંદનલતાગૃક મારા સંતાપને સમાવી શકતું નથી."

ચતુરિકા બોલી: "હું તારા સંતાપનું કારણ જાણું છું; પણ શું તે તું કબૂલ કરીશ?"

મલયવતી—કહે જો, શું કારણ છે?

ચતુરિકા—એ જ, પેલો હૃદયે વસેલો પ્રિયતમ!

આ સાંભળીને મલયવતી હરખાતી હરખાતી બે ત્રણ ડગલાં આગળ આવીને પૂછવા લાગી: "ક્યાં છે, તે?"

ચતુરિકા તેને આશ્વાસન આપતી કહેવા લાગી: "બહેન, તું એટલી બધી ઉદ્વિગ્ન થા ના. જેવી રીતે ભગવાન મધુસૂદન પોતાના

વૃક્ષસ્થળમાં લક્ષ્મીદેવીને ધારણ કરી રહ્યા છે તેવી જ રીતે તારો સ્વપ્નમાં નિહાળેલો નાયક-પતિ પણ તને સત્વર આવી અંકમાં ધારણ કરી લેશે."

સખીએ તેને બહુ બહુ સમજાવ્યું, બહુવિધ આશ્વાસન આપવાનો યત્ન કર્યો; પણ મલયવતીનું દુઃખ કોઇપણ રીતે શમ્યું નહિ. તેનું આખું અંગ વિરહાનળથી બળું બળું થઈ રહ્યું હતું. સખિ ચતુરિકા તેને ઠંડક કરવાના હેતુથી કેળનાં પત્રો લઇ પવન નાખ્યા કરતી હતી. મલયવતીએ તેને તેમ કરતાં વારી અને કહ્યું: "બહેન, શા માટે અકારણ પરિશ્રમ ઉઠાવી રહી છે? એ કેળનાં પત્રોથી ઉત્પન્ન થતો વાયુ ગરમ લ્હાય જેવો બની મને વધારે ને વધારે બાળી રહ્યો છે!"

બીજી તરફથી જીમૂતવાહનની સ્થિતિ પણ અસ્વસ્થ બની રહી હતી. એ સુકુમાર લાવણ્યવતી સુંદરીના ચંચળ લોચન-બાણથી તે અત્યંત અધીર બની ગયો હતો. મિત્ર વિદૂષક તેને ધૈર્ય ધારણ કરવા કહેતો હતો. તેના ઉત્તરમાં તે બોલ્યો કેઃ—

"ગાળી શું નહીં રાત્રિ ચંદ્રધવલા? ના પદ્મ ભુરાં સુંઘ્યાં?
શું ના માલતીની સુગંધ વહતા વાયુ પ્રદોષે રહ્યા?
શું ગુંજારવ માખીનો સરવરે સુણ્યો ન મેં પદ્મમાં?
કે હું પ્રેમીજનો મહીં અધીર છું, એવું વદે છે સખા."*
[ર. જે. દલાલ.]

વિદૂષક તેને અત્યંત અધીરો બનેલો જોઇને તેનું મન જુદી દિશાએ વાળવાના હેતુથી કહેવા લાગ્યોઃ "મિત્ર, આજ માતપિતાની સેવાથી પરવારી આટલો બધો વહેલો શી રીતે આવ્યો?"

---

* "ગુજરાત" પૌષ ૧૯૮૨ના અંકમાંથી.

જીમૂતવાહને કહ્યું: " મિત્ર, સાંભળ. આજે મને એક સ્વપ્ન આવ્યું હતું. તેમાં મેં મારી એ પ્રિયતમાને પ્રણયકોપથી કોપેલી અને મારા તરફ તિરસ્કારપૂર્વક જોતી એ જ ચંદનલતાના ગૃહમાં ચંદ્રકાન્ત-મણિની શીલા ઉપર રૂદન કરતી બેઠેલી જોઇ. આથી સ્વપ્નમાં અનુભવેલા દયિતાના સમાગમથી રમ્ય બનેલા એ ચંદનલતાગૃહમાં કેટલોક સમય ગાળવાની ઇચ્છા થઇ આવી છે."

આથી બન્ને ચંદનલતાગૃહ તરફ ચાલી નીકળ્યા. તેમના પગનો અવાજ સાંભળીને મલયવતી અને ચતુરિકા રાતા અશોકના વૃક્ષના અંતરાલમાં છૂપાઈ રહીને બંને મિત્રોની સઘળી ક્રિયા જોવા લાગ્યાં.

જીમૂતવાહન જરા આગળ વધીને કહેવા લાગ્યો: " આ એ જ ચંદ્રમણિશિલા; આ ઠેકાણે મારી પ્રિયા પોતાના જમણા હાથની હથેળી પર તેના ફિક્કા વદનને ટકાવીને દીર્ઘ નિશ્વાસ નાખતી રૂદન કરતી હતી. મને તેની સામે ઉભેલો જોઇને બાષ્પામ્બુથી સિક્ત એવી ચંદ્રકાન્તશિલાની સપાટી પર નજર રાખીને તેણે મને કહ્યું હતું, કે " જુઓ, આપના મુખરૂપી ચંદ્રનો ઉદય થવાથી આ મણિ-શિલા કેવી પાણી પાણી થઈ રહી છે ! "

આ પછી જીમૂતવાહને પોતાની પ્રિયાની છબિ આલેખવાને માટે પર્વતમાંથી એક મનશીલનો ટુકડો લઇ આવવાને વિદૂષકને આજ્ઞા કરી. વિદૂષકે પ્રેમપ્રકાશક એવો પચરંગી મનશીલનો ટુકડો લાવી હાજર કર્યો. તે વડે તેણે પ્રિયાની સુંદર પ્રતિકૃતિ આલેખી.

વિદ્યાધર રાજકુમાર જીમૂતવાહન તપોવનમાં આવેલા છે એવી બાતમી મળતાં સિદ્ધરાજ વિશ્વાવસુએ એક દિવસ યુવરાજ મિત્રા-વસુને આજ્ઞા કરી હતી કે, " વત્સ મિત્રાવસુ ! વિદ્યાધર વંશના પાટવી કુમાર જીમૂતવાહન આ પર્વત ઉપર આવેલા છે. મને ખાસ

પરીક્ષા કરતાં જણાયું છે, કે મલયવતીને લાયક એ વર છે. તું તપાસ કર કે હાલમાં તે ક્યાં છે. ”

પરાર્થે પ્રાણ અર્પવાને અતિ ઉત્સુક, ડહાપણનો ભંડાર, પરાક્રમી, વિદ્વાન્ અને વિનીત યુવક જીમૂતવાહનના હાથમાં પોતાની અનુપમ ભગિની મલયવતીને સમર્પણ કરવાના વિચારની સાથે જ તેના અંતરમાં એકી સાથે આનંદ અને શોક થઇ આવ્યો. આ બીના તરફ દુર્લક્ષ કરીને તે જીમૂતવાહનની શોધ કરતો ગૌરી–મંદિરની પાસેના ચંદનલતાગૃહમાં આવી પહોંચ્યો. તેને જોતાં જ જીમૂતવાહને છબિને કેળનાં પાંદડાંથી ઢાંકી દીધી. મિત્રાવસુએ જીમૂતવાહનને ઓળખી તેને પોતાના પિતાના દિલની ઇચ્છા જાહેર કરી.

જીમૂતવાહને વિદૂષકને એકાન્તમાં બોલાવી કહ્યું: “ મિત્ર ! આ તો વિષમ સંકટ આવી લાગ્યું. ”

પછી તેણે મિત્રાવસુને જવાબ આપતાં કહ્યું કે, “ આપની સાથે આવા નિકટના સંબંધથી જોડાવાને કોની ઇચ્છા ન થાય ? પણ મારૂં મન અત્યારે બીજી દિશામાં વળેલું છે. હાલમાં મારી ઇચ્છા લગ્ન કરવાની નથી. ”

વિદૂષક વચ્ચે પડી કહેવા લાગ્યો : “ મારા મિત્રના પોતાના અભિપ્રાય ઉપર આ બાબતનો જરાએ આધાર નથી. એમનાં માતપિતા હયાત છે અને તે અહીં છેક નજીકમાં જ છે. તેમની પાસે જઇ બધી વાત નક્કી કરો. ”

મિત્રાવસુને વિદૂષકનું કહેવું વાજબી જણાયું. તેથી તે જીમૂતવાહનનાં માતપિતા પાસે જવાને ચાલી નીકળ્યો.

મલયવતી વૃક્ષના અંતરાલમાં રહી સઘળું સાંભળતી હતી. જ્યારે તેણે સાંભળ્યું કે પોતે મનથી વરેલા વરનું ચિત્ત બીજી દિશાએ વળેલું

છે અને હાલમાં તેને લગ્ન કરવાની ઇચ્છા નથી ત્યારે તે મૂર્ચ્છિત થઇ ધરણી પર ઢળી પડી.

સખીના પ્રયત્નથી જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તે પોતાના મન સાથે વિચારવા લાગી કે, " આ દુર્ભાગ્યથી મલીન અને દુઃખ ભોગવવાને સરજાયેલા શરીરનું હવે મારે શું કામ છે ? "

એમ વિચાર કરીને પોતાની સખીને ત્યાંથી દૂર કરવાની ઇચ્છાથી તે કહેવા લાગી: " સખી, જો જો, મિત્રાવસુ પેલી તરફ છે કે નહિ. હું પણ આ તરફ તેમને જોવાને જાઉં છું. "

સખી ઘણી ચતુર હતી અને તેથી જરા આગળ જઇને પોતાના મન સાથે વિચારવા લાગી કે, " આજ મારી સખીનો મનોભાવ કંઈ જુદી જ જાતનો જણાય છે. હું અહીં છૂપાઇને જોઉં તો ખરી કે મામલો શો છે ? "

એ વખતે મલયવતી ચારે તરફ નજર ફેરવીને હાથમાં ફાંસો લઈ અશ્રુ વહેતા નયને બોલવા લાગી: "ભગવતી ગૌરી, આ જન્મમાં આપની પ્રીતિ પામી નહિ. અન્ય જન્મમાં પણ આવી દુઃખભાગિની ન બનું એમ કરજે, મા ! "

આમ બોલી તેણે ગળામાં ફાંસો નાખ્યો. આવો દેખાવ જોઇને ભયભીત બનેલી સખી આગળ આવીને બૂમ પાડી ઉઠી: " રાજનન્દિની ફાંસો ખાઈ આપઘાત કરે છે. કોઇ આવો, દોડો, બચાવો !"

બૂમ સાંભળતાં જ જીમૂતવાહન દોડી આવ્યો. તેણે સ્વપ્નમાં જોયેલી પ્રિયાને પોતાની આંખ સામે મરતી જોઇને તેના બંને હાથ પકડી ફાંસો કાઢી નાખ્યો અને કહ્યું: "અરે ગાંડી, આવું સાહસકર્મ શા માટે ? પલ્લવ સમાન આ તારી સુકોમળ હથેળીઓને આ કઠણ લતાપાશથી ખસેડી લે. આ કોમળ કરપલ્લવ પુષ્પ ચુંટવાને

પણ સમર્થ નથી તો આ અતિ કઠણ એવા ઉંચે બાંધેલા વજ્રપાશને શી રીતે પકડી રહ્યા છે !"

વિદૂષકે આપઘાત કરવાનું કારણ પૂછ્યું. તેના ઉત્તરમાં ચતુરિકાએ જણાવ્યું કે, "આપના આ પ્રિય મિત્ર જ તેનું કારણ છે. એમણે શિલા ઉપર પોતાની પ્રિયતમાની છબિ આલેખીને એમના તરફ પ્રેમાસક્ત બનેલી આ રાજપુત્રી સાથે લગ્ન કરવાની વાતની ઉપેક્ષા કરી છે. તેથી મારી સખીને જીવન ઉપર તિરસ્કાર વછૂટયો છે અને મરવાને તૈયાર થઇ છે."

આ હકીકત સાંભળીને જીમૂતવાહન ખુશી થતો પોતાના મન સાથે વિચારવા લાગ્યો કે, "આ શું તે જ વિશ્વાવસુની પુત્રી મલયવતી? ખરૂં જ છે, સમુદ્ર સિવાય ચન્દ્રકળાની ઉત્પત્તિ બીજે ક્યાં હોવી સંભવે છે? જો એમ છે, તો તો હું ઠીક ઠગાયો."

આ સમયે બધાં શિલા ઉપર આલેખેલી છબિ જોવાને માટે આગળ વધ્યાં. ચતુરિકા શિલા પરની છબિ રાજપુત્રીને બધી રીતે મળતી આવતી જોઇને વિસ્મિત બની કહેવા લાગી: "રાજપુત્રી! આમાં તમારૂં પ્રતિબિંબ ખીલી ઉઠ્યું છે, કે તમારૂં ચિત્ર આલેખાઇ રહ્યું છે? હું સમજી શકતી નથી."

મલયવતી મુખ મલકાવી કહેવા લાગી: "તો, મેં તો બહુ નિષ્ઠૂર કર્મ કર્યું."

વિદૂષકે કહ્યું: "મિત્ર, તમારૂં ગાંધર્વ લગ્ન થઇ ગયું. હવે એનો હાથ મૂકી દો. કોઇ ઉતાવળે પગે આ તરફ આવે છે."

એટલામાં એક ચેટ ત્યાં આવી પહોંચ્યો. તેણે હરખાતા મને સમાચાર આપ્યા કે, જીમૂતવાહનનાં વડીલોએ લગ્નને માટે પોતાની સંમતિ આપી છે.

પોતાના મિત્રના મનનો મનોરથ સફળ થયો અને પોતાને મિષ્ટાન્ન ઉડાવવાનો સુયોગ સાંપડયો જાણીને વિદૂષક 'હો હો,' કરતો હસવા અને નાચવા કૂદવા લાગ્યો.

જીમૂતવાહન અને મલયવતીના વિવાહ સંબંધ વિષે જીમૂતવાહનનાં માતપિતાની અનુમતિ મેળવ્યા પછી જીમૂતવાહનનો પરિચય વધતો ચાલ્યો. મિત્રાવસુએ વાતવાતમાં પોતાના પિતાની ઇચ્છાનુસાર પોતાની બ્હેનનું પાણિગ્રહણ કરવાની જીમૂતવાહનને વિનંતી કરી.

જીમૂતવાહનને બધો ભેદ ખુલ્લો થઇ ગયો હતો. પોતે જેમાં અનુરાગી બન્યો હતો તે સિદ્ધરાજ–કુમારી મલયવતી જ હતી એમ પ્રત્યક્ષ અનુભવતાં તેને મિત્રાવસુની માગણીનો અસ્વીકાર કરવાનું કશું જ પ્રયોજન રહ્યું ન હતું. લગ્નનો સ્વીકાર કરાયો, અને સિદ્ધ તેમજ વિદ્યાધર કૂળમાં તેથી આનંદ આનંદ થઈ રહ્યો.

આમ વિવાહ સંબંધની વાત નક્કી થયા પછી લગ્નતિથિ મુકરર કરવામાં આવી. એ વાતની તપોવનમાં ચતુરિકાને ખબર કરી લગ્નને દિવસે મલયવતીને લઇ સિદ્ધનગરમાં આવી હાજર થવાનું કહેણ મોકલ્યું. જીમૂતવાહનને પણ યોગ્ય સમય પર સિદ્ધનગરમાં સવેળા પધારવાનું નિમન્ત્રણ મોકલી આપ્યું.

લગ્નતિથિ આવી પહોંચી. ચતુરિકા આદેશ પ્રમાણે તપોવનમાંથી મલયવતીને લઇ સિદ્ધનગર તરફ રવાના થઈ ગઈ. જતી વખતે મલયવતી પોતાની સલજ્જ, પ્રેમપૂર્ણ દૃષ્ટિ પોતાના અત્યંત પ્રિય પાત્ર કુમાર જીમૂતવાહન ઉપર નાખતી ગઈ. જીમૂતવાહન પણ પ્રિયામિલન માટે ઉત્સુક બની યોગ્ય સમયે સિદ્ધનગરમાં જઇ પહોંચ્યો.

આજે મલયવતીની લગ્નતિથિ છે. સિદ્ધનગરમાં સર્વત્ર આનંદ ઉત્સવ થઈ રહ્યો છે. નેપથ્યમાંથી વૈતાલિકનો અવાજ સંભળાતાંની

સાથે જ સૌ સમજી ગયાં કે મંગળ સ્નાનનો સમય આવી પહોંચ્યો છે. સઘળાં આનંદમાં આવી ગયાં અને અબીલ, ગુલાલ, સિંદુર, ગંધ, ચૂર્ણ આદિની વૃષ્ટિ કરવા મંડી પડયાં. ગંધચૂર્ણની વૃષ્ટિ થવાથી મલયપર્વત મેરુપર્વતની જેમ સુવર્ણરંગી બની ગયો હતો ! નિરંતર થયાં કરતી સિન્દૂરની વૃષ્ટિથી પ્રાતઃકાળ સંધ્યાસમયની શોભા ધારણ કરી રહ્યો હતો. સિદ્ધાંગનાઓના નુપૂરઝંકારથી–મનોહર સંગીતના સૂરથી હૃદય પ્રીતિપૂર્ણ અને આકૃષ્ટ બની રહ્યાં હતાં.

આવા અનુપમ રંગ રાગ અને આનંદની વચ્ચે મંગળ સ્નાન કરવાનો સમય જાણી સઘળાં હરખાતાં હરખાતાં સ્નાન કરવાના સ્થળ પ્રતિ ચાલી નીકળ્યાં.

## પ્રકરણ ૫ મું : લગ્નનો ઉત્સવ.

રાત્રિના પ્રથમ મંગળ મુહૂર્તમાં રંગરાગ અને આનંદમંગળની સાથે મલયવતીનું લગ્નકાર્ય વિધિસર સમાપ્ત થયું. સિદ્ધ અને વિદ્યાધર કૂળનાં સ્ત્રી પુરુષો કુસુમાકર ઉદ્યાનમાં મધુપાનના સુખમાં મસ્ત બની મહાલી રહ્યાં છે!

પોતાની પ્રિયા નવમાલિકાના વિયોગથી વ્યાકુળ બનેલો શેખરક નામનો વીટ અને એક હાથમાં સુરાહી અને બીજા હાથમાં મદિરાપાનની પ્યાલી ધારણ કરી રહેલો ચેટ; એ બંને અડબડીયાં ખાતા ખાતા કુસુમાકર ઉદ્યાન તરફ ચાલ્યા જતા હતા.

આ વખતે વિદૂષક પણ લગ્નની ખુશાલીમાં રંગબેરંગી ફૂલનો ખૂંપ માથે ધારણ કરી એ જ રસ્તે થઇને જતો હતો. પુષ્પની સુગંધથી લોભાઇને એક ભમરો તેને બહુ હેરાન કરી રહ્યો હતો.

તેનાથી બચવાને માટે તે બારીક લાલ વસ્ત્રના છેડાથી સ્ત્રીઓની પેઠે ઘુંમટો તાણી ચાલ્યો જતો હતો.

શેખરક તેને પોતાની પ્રિયા નવમાલિકા ધારીને એકદમ ભેટી પડ્યો અને તેના મુખમાં તાંબુલ અર્પવાને તૈયાર થયો.

વિદૂષકે મદ્યની ગંધથી ગભરાઇને નાકને સંકોચતાં મુખ ફેરવી લીધું. ત્યારે શેખરક તેના પગે પડીને કહેવા લાગ્યો: "પ્રિયા, પ્રસન્ન થાઓ. જે મહા ગુમાની શેખરક બ્રહ્મા, વિષ્ણુ કે શિવ સરખાને પણ કદિ નમ્યો નથી તે આજે તારા પગે પડે છે."

આ વખતે નવમાલિકા ત્યાં આવી પહોંચી. તે હસીને કહેવા લાગી: "કેમ રે શેખરક, કોના તરફ આટલી બધી પ્રીતિ પ્રદર્શિત કરી રહ્યા છો?"

તરત જ વિદૂષક ઘુંઘટપટ ખોલતો બોલી ઉઠ્યો: "હે કલ્યાણી, હું ભાગ્યહીન બ્રાહ્મણ છું! મારી શી દશા કરી મૂકી છે તે તો જુઓ!"

આ તો બ્રાહ્મણ છે, સ્ત્રીને બદલે પુરુષ છે, એમ જોતાંની સાથે જ શેખરક ધણધણી ઉઠ્યો: "અરે, કપિલ મર્કટ! ઓળખે છે? હું શેખરક, મારી સાથે ઠગાઈ? ચેટ, હું નવમાલિકાને મનાવું ત્યાં સુધી આને પકડી રાખ."

ચેટે વિદૂષકને જનોઇથી ઝાલ્યો. સામ સામે ખેંચાખેંચી થતાં જનોઇ તૂટી ગયું. આથી તે પોતાની પાસેનો દુપટ્ટો તેના ગળામાં નાખી ખેંચવા લાગ્યો.

થોડી વારે શેખરક ત્યાં આવી પહોંચ્યો. તેને પોતાની ભૂલ સમજાઇ હતી. તેથી પાઘડી ફેરવી બાંધવાના વિચારથી તે પ્રથમની માફક વિદૂષકને આલીંગન પૂર્વક કહેવા લાગ્યો: "આર્ય, આપને સંબંધી જાણીને હું તો આપની સાથે જરા એવી રીતે હસતો હતો.

નહિ તો શું શેખરક આપની એવી મશ્કરી કરી શકે? આપ શાન્ત થઇને આ આસન ઉપર વિરાજો."

પછી મદ્યની પ્યાલી ભરીને તે વિદૂષકની સામે ધરી કહેવા લાગ્યો: "નવમાલિકાના મુખના સંસર્ગથી સુવાસિત બનેલા આ મદ્યનું પાન કરો. હજી સુધી મારા સિવાય બીજા કોઈએ એવા મદ્યનો સ્વાદ ચાખ્યો નથી."

વિદૂષકે મુખ મલકાવી કહ્યું: "કેવું આશ્ચર્ય! હું તો બ્રાહ્મણ છું."

શેખરકે કહ્યું: "તો તમારૂં જનોઈ ક્યાં છે? તમે કંઇ વેદનું ઉચ્ચારણ કરો જોઉં."

આ પછી વિદૂષક તેના હાથમાંથી હરકોઇ રીતે મુક્તિ મેળવીને પ્રિય મિત્ર જીમૂતવાહનને મળવા ચાલી નીકળ્યો. શેખરક પણ પોતાની પ્રિયાને લઇને ઇચ્છિત સ્થળે જઈ પહોંચ્યો.



## પ્રકરણ ૬ ઠ્ઠું: સાધુતાનું સત્યદર્શન.



લગ્ન થયા પછી જીમૂતવાહન અને મલયવતી કુસુમાકર ઉદ્યાનમાં જઈ રહ્યાં હતાં. સિદ્ધ નરનારીઓ પણ ઉદ્યાનમાં આવી વિવિધ પ્રકારનો આનંદ-ઉત્સવ અને રંગરાગ કરી રહ્યાં હતાં. વિદૂષક પણ ત્યાં આવી તેમના ભેગો ભળ્યો. થોડીવાર પછી એક સ્ત્રીએ કુશળતાથી વિદૂષકનું મુખ તમાલપત્રના રસથી રંગી દીધું. વિદૂષક એ જોઇને બહુજ ગુસ્સે થયો અને લાકડી ઉંચી કરી મારવા ધાયો. છેવટે કંઇ જ વળ્યું નહિ ત્યારે મિત્રની નિન્દા કરતો કરતો તે ત્યાંથી ગમે ત્યાં ચાલી નીકળ્યો.

જીમૂતવાહન ઉદ્યાનમાં વસી પોતાની નવ પરિણિત પ્રિયાની સાથે અનેકવિધ પ્રેમક્રીડા કરી રહ્યો હતો. એવામાં એક દાસીએ આવીને નિવેદન કર્યું કે, "મહારાજ! મહાનુભાવ મિત્રાવસુ બહાર ઉભા છે. તે આપને કંઈ મહત્વના કામ માટે અત્યારે ને અત્યારે મળવા માગે છે."

જીમૂતવાહન મલયવતીના સામું જોઇ બોલ્યો: "મલયવતી, તમે હમણાં મહેલમાં જાઓ. મિત્રાવસુને મળી તે શા માટે આવ્યા છે તે સંબંધી તપાસ કરવી જોઇશે."

મલયવતી પતિની આજ્ઞા પ્રમાણે દાસી સાથે મહેલમાં ગઇ. તે પછી મિત્રાવસુ ત્યાં આવી પહોંચ્યા.

મિત્રાવસુની લાલચોળ આંખો અને ક્રોધપૂર્ણ મુખમુદ્રા જોઇ જીમૂતવાહને આશ્ચર્યથી પૂછ્યું: "કેમ, મિત્ર શું છે? આટલો બધો ક્રોધ કેમ જણાય છે?"

મિત્રાવસુ ધ્રૂજતા અવાજે કહેવા લાગ્યો: "હજી 'શું'? તારા કટ્ટા દુશ્મન મતંગે તારા રાજ્ય પર ચડાઇ કરી છે, તું નથી જાણતો? છતાં, તારે યુદ્ધમાં જવાની કાંઈ જ જરૂર નથી. માત્ર મને તું આજ્ઞા આપે એટલે બસ. તારી આજ્ઞા મળતાંની સાથે જ ગગનમાં વિહાર કરનારી સિદ્ધસેના આકાશમાંથી અસ્ત્રશસ્ત્રોનો વરસાદ વરસાવી સિંહ જેમ હાથીનો તેમ તે મતંગનો સમસ્ત સૈન્ય સાથે પરાજય કરશે અને તારા રાજ્યનું તેમજ સામંતોનું સંરક્ષણ કરશે. અગર તેમ નહિ તો મને એકલાને જ આજ્ઞા આપ, એટલે હું આ પગલે જઇને એ દુષ્ટ મતંગને નિર્મૂળ કરી નાંખું."

જીમૂતવાહન બધું શાંતિથી સાંભળતો હતો. તેણે કહ્યું: "કુમાર મિત્રાવસુ, તું ખરેખરો વીરનર છે. મતંગનો પરાભવ કરવો

તને જરાએ મુશ્કેલ પડે તેમ નથી; એ વાત સાવ સાચી છે. આમ છતાં હું તો એવા નિષ્ઠૂર નરહત્યા કરવાની કોઇને પણ અનુજ્ઞા આપવાનો નથી. જે વિના માગ્યે અન્યના સુખની ખાતર જરા પણ ડગમગ્યા સિવાય પોતાનો દેહ પણ અર્પણ કરી શકે છે તે તુચ્છ એવા રાજ્યની રક્ષાને માટે જીવહિંસા કરવાના કાર્યમાં શી રીતે અનુમોદન આપી શકે? આ દુનિયામાં મારો કોઈ શત્રુ નથી: હોય તો તેથી મને ક્લેશ થાય એ સાચું છે. છતાં મારા કરતાં અન્યના ક્લેશનો વિધ્વંસ મારાથી થઇ શકે તો હું મને કૃતાર્થ થયો સમજું છું. કારણ, ક્લેશનો વિધ્વંસ થાય એટલે શત્રુનો પણ નાશ થયો જ! અહાહા! રાજ્યલોભની ખાતર મતંગને કેટલો બધો શ્રમ ઉઠાવવો પડતો જણાય છે? વાસ્તવિક રીતે જોતાં તે આપણી દયાને જ પાત્ર છે. મિત્રાવસુ, મતંગપર દયા કર. તેમ કરવાથી જ સુખી થઇશ."

મિત્રાવસુ કરડાકીથી બોલ્યો: "હં! ખરેખર જ મતંગ ભારે ઉપકારી મિત્ર છે! તે દયાને પાત્ર છે! તેના ઉપર દયા કરવી જ જોઈએ તો!"

મિત્રાવસુનો હાથ પોતાના હાથમાં લઈ તેને શાંત પાડવા જીમૂતવાહન બોલ્યો: "મિત્ર, શાંત થા, શાંત થા. મન સાથે બરાબર વિચારી જો એટલે હું કહું છું તે સર્વાંશે સત્ય જ છે, એવી તારી ખાત્રી થશે. આ જો, ભગવાન સૂર્યનારાયણ અસ્તાચલ તરફ જવા લાગ્યા છે. તે તરફ એક વખત જો. તે પોતાનાં કિરણો દિગંતમાં પ્રસારી આખા જગતને પ્રાણદાન આપે છે. તે બીજાના કલ્યાણને માટે જ ઉગે છે અને પરહિત સાધીને જ આથમે છે! સિદ્ધ લોકો તેથી જ તેનાં યશોગાન ગાય છે. મિત્રાવસુ, તું પણ એક સિદ્ધ છે.

સૂર્યનારાયણ તરફ એક વખત જો, તેના પારમાર્થિક વર્તનનું સ્મરણ કર. પરપીડન અને હિંસાને ભૂલી જઈ એકનિષ્ઠ મનથી કેવળ પરહિત સાધવામાં જ તલ્લીન થઇ જા !"

## પ્રકરણ ૭ મું: દયાનો દેવ.

મલયવતીને લઇને જીમૂતવાહન પોતાનાં માતાપિતા જ્યાં આશ્રમ બાંધી રહ્યાં હતાં ત્યાં આવ્યો. બંને સ્ત્રી-પુરુષ વડીલોની સેવામાં ચિત્ત પરોવી ત્યાં જ રહેવા લાગ્યાં.

મલયપર્વતની નીચે જ મહાસાગર હતો. એક દિવસ મિત્રાવસુ અને જીમૂતવાહન સમુદ્ર કિનારે ફરવા ગયા. ત્યાં વિનોદવાર્તા કરતાં જીમૂતવાહન મિત્રાવસુને ઉદ્દેશીને કહેવા લાગ્યો : "મિત્ર, બેસવાને પવિત્ર શિલા, સૂવાને લીલાછમ ઘાસની શય્યા, રહેવાને વિશાળ વૃક્ષની છાયા, પીવાને ઝરાનું શીતળ અને સ્વચ્છ પાણી, ખાવાને કંદમૂળ અને સહવાસ માટે નિર્દોષ ભોળાં હરણ આદિ પ્રાણીઓ: આ સર્વ કે જેની મને અંતરની ઇચ્છા તે અહીં આ તપોવનમાં આવી મળેલ છે. માત્ર મને એક જ વાતનું દુઃખ રહ્યા કરે છે, કે અહીં કોઈપણ દુઃખી પ્રાણી મળી આવતું નથી. કોઈ દુઃખી પ્રાણીનું દુઃખ દૂર કરવાનો, તેની સેવા કરવાનો અહીં બીલકુલ યોગ જ પ્રાપ્ત થતો નથી. આથી મને કોઈ કોઇ વખત એમ લાગી આવે છે, કે અહીં હું ફોકટ જ આવ્યો !"

સમુદ્રમાં મોજાં જોસબંધ કિનારા તરફ ઉછાળા મારી રહ્યાં હતાં. બંને મિત્રો વાતો કરતા ધીમે ધીમે પર્વત પર ચડવા લાગ્યા.

કેટલેક છેટે ધવલ ગિરિશૃંગ જેવો એક ઉંચો ભાગ જોઈ જીમૂતવાહન બોલ્યો: "અહાહા! મલયપર્વતનો આ શૃંગપ્રદેશ ધવલ શરન્મેઘથી વીંટાએલા હિમાચળની પેઠે કેવો સુંદર શોભી રહ્યો છે!"

"કુમાર! એ પર્વતનો શૃંગપ્રદેશ નથી; પણ મૂએલા નાગનાં હાડકાંનો ઢગ છે." મિત્રાવસુએ કહ્યું.

આ સાંભળતાં જ જીમૂતવાહનનાં રોમાંચ ખડાં થઇ ગયાં. તેણે અતિ કરુણ ભાવે પૂછ્યું: "અરર! એટલા બધા નાગ એકી સાથે શી રીતે મરી ગયા?"

મિત્રાવસુએ કહ્યું: "એ બધા નાગ એકી વખતે મરી નથી ગયા. દરરોજ એકેક, એ પ્રમાણે કેટલાંએ વર્ષોથી મરણ પામતા નાગનાં હાડકાંનો એવડો મોટો ઢગલો થવા પામ્યો છે!"

"એની શી હકીકત છે? મને વિસ્તારથી કહે." જીમૂતવાહને આશ્ચર્યથી પૂછ્યું.

મિત્રાવસુ—"સાંભળ ત્યારે. હું તને બધી હકીકત કહી સંભળાવું છું. પૂર્વે પક્ષીરાજ ગરુડ દરરોજ પોતાની પ્રચંડ પાંખો વડે આખા સમુદ્રને છેક તળીઆ સુધી ડહોળીને તેમાંથી એકેક નાગનું ભક્ષણ કરી જતો."—

"અરેરે! કેટલી ભયંકર યાતના! કેવી નિષ્ઠુરતા! અને પછી?" વચમાં જ જીમૂતવાહન બોલ્યો.

મિત્રાવસુ આગળ બોલવા લાગ્યો: "તે ભક્ષણ તો હંમેશાં એક જ નાગનું કરતો, પણ તે એક નાગને પકડવાને સમુદ્રને એવો તો ડખોળી નાખતો કે, તેથી અનેક નાગશિશુ મરણ શરણ થતાં! આવો વ્યાપાર સદાને માટે ચાલુ રહેશે તો બહુ જ થોડા સમયમાં આખું નાગકૂળ નાશ પામશે અવી ભીતિ લાગવાથી નાગાધિપતિ વાસુકીએ ગરુડને વિનંતી કરી કે—"

"'પહેલો મને જ ખા' એવી જ ને?" જીમૂતવાહન વચમાં બોલી ઉઠયો.

મિત્રાવસુ—"ના રે ના, એવું કાંઈ નહિ."

જીમૂતવાહન—"ત્યારે એ સિવાય બીજી શી વિનંતી તેને કરવાની હોય?"

મિત્રાવસુ—"તેણે ગરુડને એવી વિનંતી કરી કે, 'તારા આ પ્રબળ હૂમલાથી દરરોજ અનેક નાગ નિરર્થક મરણ પામે છે. તું તો માત્ર એકજ નાગનું ભક્ષણ કરે છે. તો આખો સમુદ્ર ડખોળી મારી નાહકનો સમસ્ત નાગકૂળનો નાશ થાય એવું આચરણ શા માટે કરે છે? તારે આહાર અર્થે એક જ નાગની જરૂર છે ને? તો હું નિયમિત રીતે તું ઠરાવે તે સ્થળે દરરોજ એક નાગને મોકલી આપીશ.'"

જીમૂતવાહન—"અરેરે! તો પછી એમાં વાસુકીરાજે નાગકૂળનું રક્ષણ શું કર્યું? ધિક્કાર છે એ નાગાધિપતિને! પોતાની એક હજાર ફણા અને બે હજાર જીભ! તેમાંથી એક જીભે પણ તેણે ગરુડને એમ ન કહ્યું કે, નાગકૂળનો વિનાશ કરવા ચ્હાતો હોઉં તો સૌથી પ્રથમ મારૂં ભક્ષણ કર?"

મિત્રાવસુ—"ગમે તેમ હો! ગરુડે વાસુકીની વિનંતીનો સ્વીકાર કર્યો. તે દિવસથી શરત પ્રમાણે વાસુકી દરરોજ એકેક નાગને ગરુડના આહાર અર્થે મોકલ્યાં કરે છે અને ગરુડ તેનું ભક્ષણ કરી જાય છે. આ સામે જણાય છે તે પર્વત જેવડો ઢગ આજ સુધીમાં એ પ્રકારે મરણ પામેલા નાગનાં હાડકાંનો છે અને તેજ હિમાલયના શૃંગની જેમ શોભે છે! આ ઢગલો વધી વધીને ભવિષ્યમાં કેવડો મોટો થશે એની કલ્પના પણ કરવી અશક્ય છે."

આવી નિષ્ઠૂર હકીકત સાંભળીને જીમૂતવાહનને બહુ જ ખેદ

થયો. તે ગદ્‌ગદ કંઠે કહેવા લાગ્યો : " ધિક્કાર છે ! અરેરે ! આ મળમૂત્રથી ભરેલા નશ્વર દેહના રક્ષણ માટે પ્રાણીઓ કેવાં નિંદ્ય, નિચ અને નારકીય કૃત્યો કરે છે ! અરેરે ! આ બિચારા નાગોનો અંત કેવો અને કેટલો ભયંકર ! "

થોડીવાર રહીને પાછો જીમૂતવાહન પોતાના મન સાથે વિચારવા લાગ્યો : " મારા આ ક્ષુદ્ર દેહના ભોગે હું એક પણ નાગનો પ્રાણ બચાવી ન શકું ? "

એટલામાં સિદ્ધરાજના પ્રતિહારીએ પ્રણામ કરી નિવેદન કર્યું કે, " આપ બંને મહાનુભાવોને મહારાજ બોલાવે છે. "

મિત્રાવસુ તરફ જોઇને જીમૂતવાહને કહ્યું: " મિત્ર, તમે ચાલતા થાઓ. હું તમારી પાછળ પાછળ જ આવી પહોંચું છું. "

પ્રતિહારી સાથે મિત્રાવસુ ચાલતો થયો.

## પ્રકરણ ૮ મું : પરાર્થે પ્રાણત્યાગ.

મિત્રાવસુના ગયા પછી જીમૂતવાહન નાગકૂળના ભયંકર વિનાશનો વિચાર કરતો સમુદ્રકિનારે આંટાફેરા મારી રહ્યો હતો. એટલામાં થોડે દૂર કોઇ સ્ત્રીના રડવાનો કરુણ અવાજ તેના કાને પડયો. તે ચમક્યો અને જે દિશા તરફથી અવાજ આવતો હતો તે દિશા તરફ તે ત્વરિત પગલે ચાલી નીકળ્યો.

થોડેક આગળ વધી નજર લંબાવતાં તેણે જોયું કે, એક નાગ ચાલ્યો જતો હતો અને તેની પાછળ પાછળ એક વૃદ્ધ નાગણી રડતી અને વિલાપ કરતી ચાલી જતી હતી. તેમની સાથે એક સેવક હતો. તેના હાથમાં બે લાલ વસ્ત્રો હતાં.

વૃદ્ધ નાગણી આંખોમાંથી શ્રાવણ અને ભાદરવો વરસાવતી વિલાપ કરી રહી હતી કે, " હા પુત્ર શંખચૂડ, તારો આજ વિનાશ થશે તે હું, આ મારી પાપી આંખોએ શી રીતે જોઈ શકીશ ? હા પુત્ર, તારા સુખચંદ્રનો લોપ થતાં પાતાલપુરીમાં આજે ઘોર અંધકાર છવાઇ રહેશે. "

છાતીફાટ રડતી માને પુત્ર શંખચૂડ આશ્વાસન આપવા લાગ્યો : " મા, તું આમ વ્યર્થ શોક શા માટે કરે છે ? જન્મની સાથે મરણ જોડાયેલું જ છે તો પછી શોક કરવાનું ક્યાં રહ્યું ? પ્રાણીઓનો દેહ અનિત્ય–ક્ષણભંગુર છે. જીવનો જન્મ થતાંની સાથે જ અનિત્યતા એક ધાત્રીની પેઠે તેને પોતાના ખોળામાં લે છે ! જન્મદાત્રી માતા તો તે પછી પોતાના બાળકને હુલાવે છે ! તો મા, તું શોક કરવો રહેવા દે અને મને શાન્ત ચિત્તે રજા આપ. "

પુત્રનાં વચન સાંભળી વાત્સલ્યપ્રેમથી તે તેને બાઝી પડી અને વધુ ને વધુ રડવા લાગી. આ સમયે સેવક સન્મુખ આવી હાથ જોડી રડતી આંખે કહેવા લાગ્યો : " કુમાર શંખચૂડ, રાજાની આજ્ઞાને વશ બની મારે નિષ્ઠુર શબ્દોનો પ્રયોગ કરવો પડે છે તો મને માફ કરશો. આ સામે વધ્યશિલા છે. આ બે લાલ વસ્ત્રો પહેરી તેના ઉપર બેસો. આ લાલ લૂગડાં જોઇને ગરુડ તમારા ઉપર તૂટી પડશે. "

શંખચૂડે બે લાલ વસ્ત્રો આદરપૂર્વક ગ્રહણ કર્યાં કે તે સાથે જ તેની માતા પોકે પોક મૂકી રડવા લાગી. તેના આર્ત્ત અને કરુણ રૂદનથી આખા સમુદ્રકિનારાનો પ્રદેશ હાહાકારમય થઇ રહ્યો. પુત્રના વિનાશના ભયથી વ્યાકુળ અને શોકથી મૂર્ચ્છિત બની તે જોતજોતાંમાં જમીન પર ઢળી પડી.

જીમૂતવાહન આ બધો કરુણાજનક દેખાવ જોતો ઉભો હતો.

તેનું પરદુઃખે દુઃખી થતું હૃદય અત્યંત તીવ્ર વેદના અનુભવતું હતું. તે સ્વગત બોલ્યો: "આ કમનસીબ શંખચૂડને જ ગરુડના ભક્ષણાર્થે વાસુકીએ મોકલ્યો લાગે છે! હવે તેનું ત્રાતા કોઇ જ ન રહ્યું! આવા દુઃખી અને સ્વજનથી છોડી દેવાયેલા દુર્ભાગી નાગનું રક્ષણ મારાથી ન થાય તો આ દેહનું કામ શું?"

શંખચૂડની માતાને હવે કાંઇક ભાન આવ્યું હતું. તે ફરીને પુત્રને વળગી પડી આક્રંદ કરવા લાગી: "હાય! હાય! આ શો દુર્ઘટ પ્રસંગ! બાપુ! નાગકૂળના રક્ષક અને આપણા રાજા વાસુકીએ જ તારો ત્યાગ કર્યો! હવે તારૂં રક્ષણ કોણ કરી શકે?"

જીમૂતવાહનથી આ શોક સહન થઇ શક્યો નહિ. તે એકદમ આગળ આવ્યો અને બોલ્યો: "હું તેનું રક્ષણ કરીશ."

શંખચૂડની મા પુત્રશોકથી અત્યંત વ્યાકુળ અને અધીર બની રહેલી હતી. તે સમજી કે, ગરુડ આવી પહોંચ્યો. આથી તેણે શંખચૂડને પોતાની સોડમાં સંતાડી દીધો અને પગે પડી કહેવા લાગી કે, "ઓ પક્ષીરાજ! મને ખાઇ જાઓ! આપના આહાર માટે વાસુકીરાજે આજ મને જ મોકલી છે."

જીમૂતવાહન આવું અસાધારણ પુત્રવાત્સલ્ય જોઇને આશ્ચર્યચકિત બની ગયો. તેની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તે વિચારવા લાગ્યો કે, "આવો હૃદયભેદક દેખાવ જોઇને શું ગરુડને થોડીઘણી પણ દયા નહિ આવે?"

શંખચૂડે પોતાની માને કહ્યું: "મા, તું ડરીશ નહિ. એ ગરુડ નથી. નાગકુળનો શત્રુ આ ન હોય! ગરુડ તો નાગના લોહીથી ખરડાએલી ભયંકર ચાંચવાળો—અને આ મહાપુરુષનું રૂપ તો જો, કેવું સ્વભાવ સુંદર, શાન્ત અને સૌમ્ય દિસે છે! જરૂર એ કોઇ સાધુ પુરુષ જણાય છે."

"માજી ડરો નહિ. આપના પુત્રના પ્રાણ હું જરૂર બચાવીશ." જીમૂતવાહન બોલ્યો.

કૃતજ્ઞ હૃદયથી પોતાના બંને હાથ એકઠા કરી જીમૂતવાહનના શિર પર ધરી આશીર્વાદ દેતી ડોસી બોલી: "ચિરંજીવ હો! વત્સ, ચિરંજીવ હો!"

જીમૂતવાહન બોલ્યો: "મા, આ લાલ વસ્ત્રો–વધ્યચિહ્નો મને આપો. હું તે પરિધાન કરી વધ્યશિલા પર બેસું છું. ગરુડ પોતાનો ભક્ષ સમજી મને ખાઈ જશે અને તમારા પુત્રના પ્રાણ બચશે."

આ સાંભળી વૃદ્ધાનાં રોમાંચ ખડાં થઈ ગયાં. તેણે બંને કાનમાં આંગળીઓ ખોસી દીધી અને બોલી: "અરરર બેટા! તું આ શું કહે છે? આવી અમંગળ વિપરીત વાત બોલ ના. શંખચૂડની પેઠેજ મને તું પુત્ર જેટલો વહાલો લાગે છે. અરે, તેથી પણ અધિક–મહાન. કારણ કે તું તારો દેહ અર્પણ કરીને તેના જીવનનું રક્ષણ કરવા તૈયાર થયો છું. તારા ભોગે તું શંખચૂડના પ્રાણ બચાવે? ના ના, બેટા! એમ હું કેમ થવા દઉં?"

શંખચૂડ તો જીમૂતવાહનની મહાનુભાવતા નિહાળીને દિઙ્મૂઢ જ થઇ ગયો. તે મનમાં વિચારવા લાગ્યો: "આ મહાનુભાવના હૃદયની કેટલી ઉચ્ચવૃત્તિ!. પરાર્થે કેવી સ્વાર્થત્યાગની વૃત્તિ! આવી મનોવૃત્તિ જગતમાં ક્યાંએ જોવામાં આવતી નથી. જે પ્રાણ બચાવવાની ખાતર વિશ્વામિત્ર જેવાએ ચાંડાલની જેમ કૂતરાંનું માંસ ખાધું, જે પ્રાણના રક્ષણ માટે મહર્ષિ ગૌતમે ઉપકારશીલ નાડીજંઘ મુનિનો વધ કર્યો, જે પ્રાણના રક્ષણ માટે પક્ષીરાજ ગરુડ દરરોજ એકેક નિર્દોષ નાગનું ભક્ષણ કરે છે તે જ પ્રાણને તૃણવત્ લેખી આ મહાપુરુષ અન્યના રક્ષણાર્થ અર્પણ કરવાને તૈયાર છે! કેવું આશ્ચર્ય!"

પછી જીમૂતવાહનને ઉદ્દેશી તે કહેવા લાગ્યો : " મહાત્મન્ ! મારા પ્રતિ આપે યથેષ્ઠ કૃપા દર્શાવી છે. પોતાના પ્રાણના ભોગે પણ અન્યનું રક્ષણ કેમ કરવું તેનો ઉત્તમ પાઠ આપે આજે જગતને શીખવ્યો છે. પરંતુ, આપ આપના એ વિચારને જતો કરો. મારા જેવા કેટલાએ ક્ષુદ્ર જંતુ જગતમાં જન્મે છે અને મરે છે; પરંતુ આપના જેવા પરોપકારી મહાપુરુષોનો આવિર્ભાવ તો જવલ્લે જ થાય છે. માટે જ કહું છું કે, મહાભાગ ! આપનો નિશ્ચય છોડી દો. હું મારા વિશુદ્ધ કૂળને કદિ પણ ડાઘ લાગવા દઇશ નહિ. આપના સંકલ્પનો ત્યાગ કરો. હું જ આજ મરવાનો. "

પછી જીમૂતવાહન તેને સમજાવીને કહેવા લાગ્યો : " જો, તું મરીશ એટલે તારી પાછળ તારી માતા પણ પ્રાણત્યાગ કરશે. હવે બહુ વિલંબ કરવામાં સાર નથી. મને વધ્યચિહ્ન આપી દે. હું વધ્યશિલા ઉપર ચઢીને બેસું છું. તમે ઉતાવળે આ સ્થાન છોડીને ચાલ્યાં જાઓ. તારી મા આ પાસેનું ભયંકર શ્મશાન જોઇને ભયથી ફાટી મરશે. આ જો, ગરુડે નાખી દીધેલા માંસના ટુકડાઓ ખાવાને લોલૂપ બનેલાં ગીધો પોતાની પાંખો પહોળી કરીને તાકી રહ્યાં છે, તેથી શ્મશાનભૂમિમાં ઘોર અંધકાર છવાતો જાય છે. વળી આ શિયાળવાંનો અવાજ કેવો ભયાનક દીસે છે ! શંખચૂડ, આ તારી માતાનું કરુણાજનક રૂદન તો જો. જા, તેમનું સાન્ત્વન કર અને મને વધ્યચિહ્નો-લાલ વસ્ત્રો આપી દે. "

શંખચૂડે કરુણસ્વરે કહ્યું : " નહિ, મહાનુભાવ ! એમ નહિ જ બને. આપના અમૂલ્ય પ્રાણના ભોગે હું કદિ પણ મારા તુચ્છ પ્રાણ બચાવવા લલચાઇશ નહિ. આવું મહા પાપ વહોરી લઇ મારા પિતૃકૂળની ઉજ્વલ કીર્તિને હું કદિ પણ કલંકિત થવા દઇશ નહિ.

હું કલ્પાંતે પણ તેમ થવા દેનાર નથી."

પછી ગરુડને આવવાનો સમય થવા આવ્યો છે એમ જાણીને શંખચૂડે પોતાની માતાને પગે પડીને કહ્યું: "મા, હવે ગરુડને આવવાનો સમય થવા આવ્યો છે. માટે તું અહીંથી ચાલી જા. મા, આ પૃથ્વી પર મને જેટલા જન્મો મળે તે બધા તારાજ ઉદરે ઇશ્વર આપો. આ સિવાય મારી બીજી કાંઇ જ ઇચ્છા નથી."

ડોસી રોતી રોતી બોલી: "હું અભાગણી તને છોડીને ક્યાં જાઉં? બેટા, જે થવાનું હોય તે ભલે થાય, હું તો અહીં તારી સાથે જ રહીશ."

શંખચૂડે કહ્યું: "હવે થોડો જ વખત રહ્યો છે. ચાલ મા, આપણે આ સામેના શ્રી શંકરના દેવાલયમાં જઈ દર્શન કરી આવીએ. તે પછી વાસુકીરાજની આજ્ઞા પાળીશ."

માતાને લઇ શંખચૂડ શંકરના દર્શનાર્થે ગયો. એ જોઈ જીમૂતવાહન સ્વગત બોલ્યો: "અહા! કેવો સરસ યોગ આવ્યો છે! આ ક્ષણે ગરુડ આવી પહોંચે તો કેવું સરસ! પણ લાલ વસ્ત્રો ક્યાંથી લાવવાં?"

મલયવતીની માતા—સિદ્ધરાણીએ પોતાના જમાઇ માટે એક જોડ લાલ વસ્ત્રો આપીને એક કંચુકીને તેના તરફ મોકલ્યો હતો. કુમાર સમુદ્ર કિનારા પર ગયા છે એમ જાણીને કંચુકી તે લાલ વસ્ત્રો લઇ એ જ સમયે ત્યાં આવી પહોંચ્યો. આ પ્રમાણે અયાચિત વરદાનની પેઠે જોઈતાં વસ્ત્રો આવી મળ્યાં તે લઇ તેણે કંચુકીને જવાની રજા આપી અને કહ્યું: "જાઓ, દેવીને મારા પ્રણામ કહેજો."

અણધાર્યાં લાલ વસ્ત્રો આવી મળ્યાં અને પરાર્થે પ્રાણત્યાગ કરવાનો સુયોગ સાંપડ્યો જાણી જીમૂતવાહન અપૂર્વ આનંદ અનુભ-

વવા લાગ્યો. પછી ચોતરફ નજર નાંખતાં વાયુનો પ્રચંડ વેગ જોઇને તેને લાગ્યું કે, ગરુડને આવવાનો સમય થઇ ગયો છે. આથી ઉતાવળે લાલ વસ્ત્રો પરિધાન કરીને શંખચૂડ આવી પહોંચે તે અગાઉ તે વધ્યશિલા પર જઇ બેઠો.

શિલાના સ્પર્શથી તેનાં અંગો પુલકિત બની ગયાં. કે વિચારવા લાગ્યો: "અહાહા! મલયચંદનના લેપવાળી મલયવતીની સુકુમાર દેહલતાના આલિંગનથી જે સુખ પ્રાપ્ત ન થયું, બાળપણમાં માતાના ખોળામાં નિઃશંકપણે ઉંઘતાં જે આનંદનો અનુભવ ન થયો, તે સુખ અને આનંદ આજ મને આ વધ્યશિલા પર બેસવાથી થાય છે! મારા શરીરના દાનથી એ નાગનો હું પ્રાણ બચાવીશ અને તે પુણ્યના યોગે જન્મોજન્મ પરહિતાર્થે જ હું દેહ ધારણ કરી શકીશ. વાહ! શી ધન્ય પળ!"

જીમૂતવાહન આમ વિચાર કરે છે, એટલામાં નાગભક્ષક ગરુડ ગિરિશૃંગ પરથી એકદમ નીચે આવ્યો અને જીમૂતવાહનને ઉપાડી ઉડી ગયો.

આ વખતે આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ અને દેવોનાં દુંદુભી ગડગડી ઉઠયાં. ગરુડ ફૂલાયો અને પોતાના મન સાથે કહેવા લાગ્યો: "સમજ્યો, આ તો મારા વેગના બળે ઉત્પન્ન થયેલા અનિલ પ્રવાહથી કંપી ઉઠેલા પારિજાતનાં પુષ્પો ખરવા લાગ્યાં છે; અને વાદળાંઓ પણ પ્રલયકાળની આશંકાથી આમ ગડગડાટ કરી રહ્યાં છે. લાવ ત્યારે, ઉતાવળે ઉતાવળે મલયપર્વત પર જઇ પહોંચીને ભક્ષણ કરવાના કામમાં લાગી જાઉં."



## પ્રકરણ ૯ મું : પુત્ર વિયોગે ઝૂરતાં માતપિતા.

રાજર્ષિ જીમૂતકેતુ પોતાની પત્ની સહ આશ્રમને આંગણે બેઠા છે. પુત્રવધૂ મલયવતી પણ સાસુસસરાની સેવાની ઇચ્છાથી તેમની આજ્ઞાની રાહ જોતી તેમની નજીકમાં જ બેઠી છે.

જીમૂતકેતુ પોતાના મનમાં વિચારતો હતો કે, " તરુણ વયે મેં નાના પ્રકારનાં સુખ ભોગવ્યાં, તે પછી ઉત્કૃષ્ટ રીતે રાજ્ય કરીને સુકીર્તિ સંપાદન કરી, યજ્ઞયાગ, જપતપ વગેરે વ્રતો કર્યાં. જીમૂતવાહન જેવો સદ્ગુણસંપન્ન પુત્ર તથા મલયવતી જેવી સુલક્ષણી પુત્રવધૂ પ્રાપ્ત થયાં છે. હવે મારે માત્ર પરલોક પ્રાપ્તિનું ચિંતન કરવું યોગ્ય છે."

એટલામાં સિદ્ધરાજ વિશ્વાવસુના પ્રતિહારીએ પ્રણામ કરીને પૂછ્યું : " કુમાર જીમૂતવાહન અહીં નથી આવ્યા ?

જીમૂતકેતુ—" ના, કેમ વારૂ ? "

પ્રતિહારી—" કુમારને સમુદ્ર કિનારે ફરવા ગયાને બહુ વાર થઇ; પરંતુ હજી સુધી પાછા ન ફર્યા તેથી મહારાજ વિશ્વાવસુને બહુ જ ચિંતા થવાથી તે આશ્રમમાં આવ્યા કે નહિ તેની તપાસ કરવા તેમણે મને મોકલ્યો છે."

એકાએક અમંગળની આશંકાથી વૃદ્ધ પતિ પત્નીનાં હૃદય કંપી ઉઠયાં. મલયવતીને પણ અતિશય ભય લાગવા માંડયો. પોતાના પતિ અત્યાર સુધી ક્યાં ગયા હશે, એ વિચારે તે ચિંતામગ્ન થઈ ગઈ.

જીમૂતકેતુ હાથ જોડી ઉંચે આકાશ તરફ જોઇ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. એટલામાં આકાશમાંથી તારાની પેઠે ચળકતું કાંઇક તેના પગ પાસે આવીને પડયું. આશ્ચર્ય પામતો જીમૂતકેતુ જુએ છે તો લોહીથી ખરડાએલો મણિ !

જીમૂતવાહનની માતા ઓચીંતી ચીચીઆરી પાડી ઉઠી, "હાય હાય, આ તો મારા જીમૂતવાહનનો ચૂડામણિ!"

"નહિ, નહિ, માતા! એવી અમંગળ શંકા લાવો નહિ." એમ બોલતી મલયવતી પાસે આવી.

આવી ગરબડ મચી રહેલી જોઈ પ્રતિહારી સુનંદ તેમને શાન્ત્વના આપતો કહેવા લાગ્યો: "આપ સર્વ અધીરાં ન બનો. ગરુડના આહારનો આ સમય છે. તેથી તેણે મારેલા કોઈ નાગના મસ્તકનો મણિ ઉંચા શિખર ઉપરથી અહીં પડ્યો હશે."

આવાં યુક્તિયુક્ત વચનો સાંભળીને આશ્વાસન પામતો જીમૂતકેતુ બોલ્યો: "હા હા, એમ જ હશે. મને પણ એમ જ લાગે છે."

વૃદ્ધ રાણી મલયવતીને પોતાના હૃદય સરસી ચાંપીને બોલી: "બેટા, ગભરાઈશ નહિ. તારૂં જરા પણ અશુભ થવાનું નથી. તારા જેવી શુભ લક્ષણવન્તી સ્ત્રીનો કદિ સર્વનાશ થાય?"

આ પછી જીમૂતકેતુએ સુનંદને કહ્યું: "સુનંદ! તું જા. મને લાગે છે, કે હવે તો જીમૂતવાહન ત્યાં આવી ગયો હશે. તેના સમાચાર લઈ ને અહીં જલદી પાછો આવજે."

સુનંદ "જેવી આજ્ઞા" કહી ચાલી નીકળ્યો.

* * * *

શંખચૂડ કે જે શંકર ભગવાનનાં દર્શન કરવા ગયો હતો તે ઉતાવળે ઉતાવળે દર્શન કરી વધ્યભૂમિએ આવી પહોંચ્યો. ચોતરફ નજર ફેરવતાં તેણે જીમૂતવાહનને ઉપાડી પર્વતના શિખર પર ઉડી જતા ગરુડને જોયો.

આવો દેખાવ જોઇને તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. તે અત્યંત કલ્પાંત અને રૂદન કરતો કહેવા લાગ્યો: "હા! અન્યના દુઃખે

દુઃખી થનાર પરમ દયાળુ મહાત્મન્! તમે આ શું કર્યું! હાય! હું કેવો હીણભાગી! નાગના રક્ષક તરીકેની કીર્તિ હું મેળવી શકયો નહિ. સ્વામીની આજ્ઞા પ્રતિપાલન કરવાનો ગર્વ પણ હું અનુભવી શકયો નહિ. બીજાએ આત્મ સમર્પણ કરીને મારૂં રક્ષણ કર્યું. હાય! હું કશા પણ સુખનો ભાગી થઇ શકયો નહિ. હવે હું આવું હાસ્યાસ્પદ જીવન વહન કરીને શું કરૂં? હું એ મહાપુરુષની પાછળ પાછળ જ મારા દેહનો ત્યાગ કરીશ."

આમ રડતો કકળતો તે લોહીની ધારા ધારાએ જીમૂતવાહનની પાછળ જવાને ચાલી નીકળ્યો. તે ચાલતો ચાલતો માર્ગમાં આવતા રાજર્ષિ જીમૂતકેતુના આશ્રમે આવી પહોંચ્યો. તેને છાતીફાટ રડતો અને આક્રંદ કરતો જોઇને જીમૂતકેતુની પત્ની પોતાના પતિને કહેવા લાગી:

"પ્રાણનાથ! આ કોણ છે? આમ મોટેથી આક્રોશ કરતો તે આ તરફ જ કેમ આવે છે? તે કોણ છે અને આમ શા માટે આક્રંદ કરે છે તે તેને પૂછો તો ખરા. મારો જીવ અત્યારે અનેક કુશંકાઓથી આકુળવ્યાકુળ થઇ રહ્યો છે."

શંખચૂડને નજીક બોલાવી ધીરજ આપી જીમૂતકેતુએ તે ક્યાં અને શું કામ જાય છે તથા આમ આક્રંદ કેમ કરે છે તે પૂછયું.

શંખચૂડે રોતાં રોતાં પોતાની અથઇતિ ટૂંકામાં કહી સંભળાવી અને કહ્યું: "હું હવે વધારે વાર નહિ થોભું. મારા જેવા ક્ષુદ્ર પ્રાણીનો જીવ બચાવનાર તે વિદ્યાધર કુટુંબના મહાપુરુષનો ગરુડ ઘાત કરે તે અગાઉ મારે ત્યાં જઇ તેમને મુક્ત કરાવવા જોઇએ."

બધી હકીકતની સાથે જ્યારે તેમણે સાંભળ્યું કે કોઈ વિદ્યાધર કુટુંબના પરમ કારુણિક મહાપુરુષે પોતાના દેહના દાન વડે તેના પ્રાણની રક્ષા કરી છે ત્યારે તેમને લાગ્યું કે, એ જરૂર જીમૂતવાહન

જ હોવો જોઇએ. વિદ્યાધર કૂળમાં પરહિત અર્થે આત્મભોગ આપનાર મારા જીમૂતવાહન સિવાય બીજો કોણ સાધુ પુરુષ હોઈ શકે ?"

આ વિચારની સાથે જ તેમનાં મસ્તક ભમવા લાગ્યાં અને તેઓ મૂર્ચ્છિત થઈ જમીન પર પટકાઇ પડયાં.

શંખચૂડ આ દેખાવથી વળી વિશેષ દુઃખી થયો. છતાં ધીરજ ધરીને તેમની મૂર્ચ્છા વાળવાનો યત્ન કરવા લાગ્યો. બહુ બહુ પ્રયત્નને અંતે તેમની મૂર્ચ્છા વળી અને ભાન આવતાં વિવિધ વિલાપ કરવા લાગ્યાં. અંતે અગ્નિમાં ઝંપલાવી પુત્રવિયોગનું દુઃખ દૂર કરવાનો તેમણે પાકો નિશ્ચય કર્યો.

પોતાના એકના જીવનની ખાતર એક આખા વિદ્યાધર કુટુંબનો નાશ થતો જોઇને શંખચૂડના દુઃખનો તો પાર જ ન રહ્યો. આ બધી જીવહત્યા થતી કેમ અટકે તેના વિચારમાં તે પડી ગયો.

થોડી વારે બળી મરવાને તૈયાર થયેલાં જીમૂતવાહનનાં માતપિતા આદિને સમજાવતો તે કહેવા લાગ્યો કે, "આપ કંઇ પણ સાહસ એકદમ કરી બેસશો નહિ. આપનો પુત્ર નાગ નથી એમ જાણતાં નાગશત્રુ ગરુડ તેને છોડી પણ દે. ચાલો, અહીંથી આપણે સૌ ગરુડની પાસે જઈ પહોંચીએ."

વૃદ્ધ જીમૂતકેતુએ કહ્યું: "વત્સ, તારૂં કથન યથાર્થ હો. અમે યજ્ઞશાળામાંથી અગ્નિ સાથે લઇને તરત જ તારી પાછળ પાછળ આવીએ છીએ. તું ઉતાવળે આગળ જા."

આ પછી તેઓ ગરુડ પાસે જવાને ચાલી નીકળ્યાં.



# પ્રકરણ ૧૦ મું : ગરુડનો ઉગ્ર પશ્ચાત્તાપ.

પક્ષીરાજ ગરુડ મલયાચલના અતિ ઉચ્ચ શિખર પર જીમૂતવાહનના છિન્નભિન્ન કરી નાખેલા દેહ પાસે બેઠો હતો. તે સ્વગત વિચારતો હતો કે, "કેવું આશ્ચર્ય ! મેં આજ સુધીમાં અસંખ્ય નાગનું ભક્ષણ કર્યું હશે, પરંતુ આવો ચમત્કાર તો કદિ જ જોયો નથી ! મારા પ્રચંડ નખ અને ચાંચ વડે ખોતરી ખોતરીને હું આના શરીરમાંથી માંસ ખેંચી કાઢું છું, તેથી વ્યથિત થવાનું તો બાજુએ રહ્યું, પણ ઉલટો તે હૃષ્ટ થતો જણાય છે ! વારંવાર રક્ત–પાન કરૂં છું તેની એને જરાએ વેદના થતી જણાતી નથી ! આટઆટલી વેદનાભરી સ્થિતિ છતાં તેનું મુખ કેવું પ્રેમપૂર્ણ અને પ્રસન્ન દીસે છે ? એનાં ગાત્રો કેટલાં બધાં પુલકિત થતાં જાય છે ? તે મારા તરફ કેવી સ્નિગ્ધ દૃષ્ટિ કરી રહેલ છે ! આવું અસાધારણ ધૈય જોઇને મને અત્યંત આશ્ચર્ય ઉપજે છે. હું હવે એનું ભક્ષણ કરીશ નહિ. પૂછું કે, એ કોણ છે ? "

જીમૂતવાહન ગરુડને ભક્ષણ કરતો બંધ થયેલો જોઇને કહેવા લાગ્યો : " પક્ષીરાજ! હજી મારી નાડીઓમાંથી રક્ત વહે છે, શરીરમાં જોઈએ તેટલું માંસ ભરેલું છે, તમે પણ તૃપ્ત થયેલા જણાતા નથી; તો આપે ભક્ષણ કરવાનું કેમ બંધ કર્યું ? "

ગરુડ બોલ્યો : " આપ કોણ છો ? આવી અસહ્ય પીડા પેદા કર્યા છતાં આટલા બધા અતુલિત ધૈર્યબળ અને પ્રેમથી મારા હૃદયમાંના રક્તને આકર્ષનાર તમે કોણ છો ? ખરે જ, તમે કોઈ મહાત્મા લાગો છો."

એટલામાં શંખચૂડ આવી પહોંચી ઉચ્ચ સ્વરે પોકારી ઉઠયો કે, " ગરુડ ! પક્ષીરાજ ! મહા અનર્થ કરતો અટકી જા. એ નાગ નથી. એ મહાત્માને છોડી મને પકડ. મહારાજ વાસુકીએ આપને માટે મને મોકલ્યો છે. "

શંખચૂડને આવી પહોંચેલો જોઇ જીમૂતવાહન કરુણ સ્વરે કહેવા લાગ્યો : "અરેરે! શંખચૂડ, તું અહીં શા માટે આવ્યો? મારા મનનો મનોરથ પાર પડવાની અણી ઉપર છે તેમાં તું વિઘ્ન ન નાખ. "

શંખચૂડ બોલ્યો : " અરે ગરુડ ! એ વિદ્યાધરકૂળ તિલક જીમૂતવાહન છે. તેં એમને પકડીને બહુ જ ઘાતકી કૃત્ય કર્યું છે."

ગરુડ આવી વાત સાંભળીને પોતાના મન સાથે વિચારવા લાગ્યો : " હેં ! શું આ મહાત્મા જીમૂતવાહન છે? મેરુ, મંદ્રાચલ, હિમાલય, કૈલાસની તળેટી અને મહેન્દ્ર પર્વત ઉપર દેવ, ગાંધર્વ, કિન્નર આદિ જેનાં યશોગાન મુક્તકંઠે ગાઈ રહ્યાં છે તે જ આ મહાત્મા જીમૂતવાહન? એ મહાનુભાવ જ દુ:ખમાં આવી પડેલા નાગનો પ્રાણ બચાવવાની ખાતર પોતાના દેહનું દાન દઈ રહેલ છે ! અરે ! હું કેવું ભયંકર પાતક કરી રહ્યો છું? સાક્ષાત્ ભગવાન બોધિસત્વનો વિનાશ કરવાના કામમાં લાગી ગયો છું! આ ઘોર પાપનું પ્રાયશ્ચિત અગ્નિમાં પ્રવેશ કરી તનનો ત્યાગ કર્યા સિવાય બીજું કંઈ જ દેખાતું નથી. અગ્નિ ! ક્યાં છે અગ્નિ ? શોધું, ક્યાંએ જડે છે અગ્નિ ? "

એટલામાં તેણે સામેથી કોઇ એક અગ્નિહોત્રીને હાથમાં અગ્નિ ધારણ કરી ઉતાવળે ઉતાવળે પોતાની તરફ જ આવતો જોયો.

શંખચૂડે નજર ફેરવી જોયું તો જીમૂતવાહનનાં માતપિતા આવતાં જણાયાં. તે ગભરાતે ચિત્તે બોલ્યો : " કુમાર ! કુમાર ! તમારાં માતપિતા આવી પહોંચ્યાં ! "

જીમૂતવાહને કહ્યું: " શંખચૂડ ! તારી પાસેનાં લાલ વસ્ત્રો વડે મારૂં આ છિન્નભિન્ન શરીર ઢાંકી દે. તેઓ મને આવી સ્થિતિમાં જોશે તો તરત જ મૃત્યુ પામશે. "

જીમૂતવાહનના કહેવા પ્રમાણે શંખચૂડે પોતાની પાસેનાં લાલ વસ્ત્રો વડે તેનું શરીર ઢાંકી દીધું.

## પ્રકરણ ૧૧ મું: પાપની શાન્તિનો માર્ગ—અહિંસા.

આ વખતે જીમૂતવાહનનાં માતપિતા અને પત્ની અગ્નિ લઇને ત્યાં આવી પહોંચ્યાં. તેઓ તેને જોતાં જ પૃથ્વી પર પટકાઇ પડયાં. થોડી વારે તેમને ભાન આવ્યું. તેમણે જોયું કે હજી જીમૂતવાહન જીવતો છે તેથી તેમના મનમાં કંઇક ધીરજ આવી. જીમૂતવાહને માતાપિતાને પ્રણામ કર્યા. પોતાના એકના એક પ્રાણસમ પ્યારા પુત્રના સુકુમાર દેહની આવી પ્રાણઘાતક દશા નિહાળીને જીમૂતવાહનની માતા શોકથી વિહ્વલ બની ગરુડને ધિક્કાર દેતી મોટેથી રડવા લાગી.

પોતાની માતાને આશ્વાસન આપતો જીમૂતવાહન બોલ્યો: " મા! ગરુડનો શો દોષ ? આ બહારથી અતિ સુંદર જણાતો દેહ અંદરથી હાડ, માંસ અને રૂધિરનો જ ભરેલો છે. ગરુડે માત્ર એના સ્વભાવ પ્રમાણે દેહનું એ ખરૂં સ્વરૂપ ખુલ્લું કરી બતાવ્યું છે ! તેમાં તેણે શો ગુનો કર્યો, માજી ? "

ગરુડ તો આવાં વચનો સાંભળી સ્તબ્ધ જ બની ગયો. તે પાંખો પહોળી કરી જીમૂતવાહનનાં માતપિતાને આશ્વાસિત કરવા લાગ્યો. પછી દુ:ખની ભયંકર જ્વાળાથી બળતો જીમૂતવાહનને પગે

પછી પૂછવા લાગ્યો : " મહાત્મા ! હું નરકની આગમાં બળી મરૂં છું ! આ ભયંકર પાપમાંથી છૂટવાનો મને કોઇ ઉપાય બતાવો. આ દારુણ જ્વાળામાંથી હું શાન્તિ કેવી રીતે પામી શકું ? "

જીમૂતવાહન તેને ઉપદેશ આપતો બોલ્યો : " ગરુડ ! આજથી જીવની હિંસા કરવાનું છોડી દે. અત્યારસુધી કરેલાં ખોટાં કામને માટે અંતરથી પશ્ચાત્તાપ કર. પ્રાણીમાત્રને અભયદાન આપ. આમ કરવાથી અજ્ઞાનતામાં તારાથી થયેલાં સર્વ પાપ નષ્ટ થશે. "

જીમૂતવાહનનાં ઉપદેશામૃત વચનો સાંભળીને ગરુડ બોલ્યો : " મહાત્મન્ ! હું આજ સુધી મોહનિદ્રામાં મગ્ન હતો. આજે આપના કૃપાપ્રસાદથી મારો એ મોહ ઉડી ગયો છે. હું પ્રબુદ્ધ બન્યો છું અને એવી સ્થિતિમાં પ્રતિજ્ઞા કરૂં છું કે, હવેથી હું કોઇપણ જીવની હિંસા કરીશ નહિ. નાગકૂળને હું અભય વચન આપું છું. તેઓ ભલે હવે સુખમાં મહાસમુદ્રે મહાલે, અને ચંદનવનમાં આપનાં યશોગાન ગાયાં કરે. "

ગરુડની પ્રતિજ્ઞા સાંભળતાં જ જીમૂતવાહનનો આત્મા પ્રફુલ્લ બની ગયો ! તેના ચહેરા ઉપર આનંદ, તૃપ્તિ અને પ્રસન્નતાની સુરેખ ઝળકી ઉઠી ! પોતાની સર્વ મનોકામનાઓ પરિપૂર્ણ થયાનો સંતોષ તે અનુભવવા લાગ્યો. પણ આ પછી તરત જ, તેણે જાણે ગરુડની પ્રતિજ્ઞા સાંભળવા માટે જ પોતાનો દેહ ટકાવી રાખ્યો ન હોય તેમ, તેનાં ગાત્રો ધીમે ધીમે શિથિલ થવા લાગ્યાં.

પોતાનો અન્તિમ સમય નજીક આવી પહોંચેલો જોઇને તેણે માતપિતાના ચરણને ઉદ્દેશીને પ્રણામ કર્યા. ક્ષણ વારમાં તેનો અમર આત્મા પરલોકમાં ચાલ્યો ગયો ! સર્વે હાહાકાર કરી ઉઠયાં !

જીમૂતવાહનની માતા આક્રંદ કરતી હાથ જોડી ઉંચે જોઈ ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી: " હે જગતકર્તા, લોકપાલ ! અમૃતનો વર્ષાવ કરી મને મારો પુત્ર પુનઃ સજીવન કરી આપ ! "

ગરુડ કે જે આ મહાન્ વિપત્તિથી શોકસાગરમાં નિમગ્ન બની ગયો હતો તે એકાએક અમૃતનું નામ સાંભળી પોતાના મન સાથે દૃઢતાથી કહેવા લાગ્યો કે, " હું જ ઉતાવળે સ્વર્ગમાં જઇ ઇન્દ્રની પાસે અમૃતની માગણી કરૂં. ત્યાંથી અમૃતનો વરસાદ વરસાવી જીમૂતવાહનને અને તે સાથે પૂર્વભક્ષિત સઘળા નાગને સજીવન કરૂં. જો દેવરાજ ઇન્દ્ર મારી માગણીનો અસ્વીકાર કરશે તો આ પ્રચંડ પાંખો વડે આખા વાયુમંડળને ઉથલાવી નાખીશ, સાગરનું પાન કરી જઇશ. મારા નેત્રાગ્નિ વડે બારે આદિત્યોને બાળી ભસ્મ કરી પૃથ્વી પર પટકી દઇશ. મારી સુદૃઢ ચાંચના સખત પ્રહાર વડે ઇન્દ્રનું વજ્ર, યમનો દંડ, વરુણનો પાશ અને કુબેરની ગદા; એ સર્વના હું ભાંગીને ચૂરેચૂરા કરી નાખીશ. આમ સર્વ પ્રકારે દેવગણનો પરાજય કરીને અમૃતનો વરસાદ વરસાવીશ. "

આમ પોતાના મન સાથે નક્કી કરી તે સ્વર્ગ તરફ પૂર વેગથી ઉડી ગયો.

## પ્રકરણ ૧૨ મું: અંતે ધર્મે જય.

જીમૂતવાહનના મૃત દેહને અગ્નિસંસ્કાર કરવાની સૌ તૈયારી કરવા લાગ્યાં.

આ વખતે મલયવતી હાથ જોડી આકાશ પ્રતિ નિહાળી કહેવા લાગી: "ભગવતી ગૌરી! મને આપે આશીર્વાદ આપ્યો છે, કે 'તારો

પતિ વિદ્યાધર ચક્રવર્તી થશે.' હાય! તો આ શું થઇ ગયું? માતા! મારા જેવી અભાગણીના કર્મદોષે તું પણ અસત્યવાદિની થઇ કે શું?"

મલયવતીની કરુણાજનક પ્રાર્થના સાંભળી ભગવતી ગૌરી ત્યાં એકાએક પ્રકટ થયાં. તે મલયવતીને ઉદ્દેશીને બોલ્યાં: "બેટા, હું કદિ પણ મિથ્યા વચન ઉચ્ચારી શકું કે? તું ગભરા ના. હું અસત્યવાદિની નથી."

દેવીના હાથમાં એક કમંડલુ હતું. તેમાંથી અંજલિમાં પાણી લઈ જીમૂતવાહનના મૃત દેહ ઉપર છાંટતાં દેવી બોલ્યાં: "વત્સ જીમૂતવાહન! સ્વાર્પણ કરી તેં જગતનું કલ્યાણ સાધ્યું છે. હું તારા ઉપર અત્યંત પ્રસન્ન થઇ છું. ઉઠ, વત્સ, સજીવ હો!"

ગૌરીના આશીર્વાદથી જીમૂતવાહન તરત જ આળસ મરડી બેઠો થયો. તેનો છિન્નભિન્ન થઈ ગયેલો દેહ પૂર્વવત્ તેજસ્વી અને દેદિપ્યમાન બની ગયો! ઉઠતાંની સાથે જ તેણે દેવીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં.

તરત જ આકાશમાંથી અમૃતની વૃષ્ટિ થવા લાગી! સઘળા આશ્ચર્યમાં ગરક બની જોઇ રહ્યાં.

દેવી બોલ્યાં: "જુઓ, જુઓ, આકાશમાંથી ગરુડરાજ અમૃતનો વરસાદ વરસાવી રહ્યો છે! જુઓ, પેલાં મૃત નાગનાં અસ્થિ જ માત્ર પડેલાં છે, તેને અમૃતનો સ્પર્શ થતાં સઘળા નાગ પુનર્જિવન પામી પોતાની જીભથી અમૃતધારાનું પાન કરતા કરતા પર્વત પરની નદીની પેઠે સાગર તરફ દોડયા જાય છે!"

પછી જીમૂતવાહનને ઉદ્દેશી દેવી કહેવા લાગ્યાં: "વત્સ જીમૂતવાહન! માત્ર પ્રાણદાન એ જ તને યોગ્ય પારિતોષિક નથી. વિદ્યાધર રાજના ચક્રવર્તી પદ પર હું તારો અભિષેક કરૂં છું. કાઞ્ચનરત્નથી

તારા ભંડારો ભરપૂર બનો. ધવલ ચતુર્દન્ત ઐરાવત, શ્યામસ્વરૂપ હરિ અને મલયવતી તારી સામે ખડાં છે, તે જો. જો, શરદના ચંદ્ર સમાન શુભ્ર વ્યજન હાથમાં ધારણ કરી મતંગરાજ આદિ વિદ્યાધર રાજાઓ નમ્રતાથી તને પ્રણામ કરે છે. વત્સ, કહે, હવે તારી બીજી શી ઇચ્છા છે ? ”

જીમૂતવાહન હાથ જોડીને બોલ્યો : “ ભગવતી ! આ શંખચૂડ ગરુડનો ભક્ષ થતો બચ્યો છે. ગરુડે પણ જોઇએ તેવો ઉપદેશ મેળવ્યો છે. ભક્ષ બની મરી ગયેલા સઘળા નાગ સજીવન થયા છે. મારો જીવ બચવાથી માતપિતા આદિ જીવતાં રહેવા પામ્યાં છે. આપનાં દર્શન મેળવી ચક્રવર્તીપદ પામી કૃતાર્થ થયો છું. આજ મારી સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થઇ ચૂકી છે. તોપણ મારી એ જ પ્રાર્થના છે, કેઃ—

“ યથાકાળે મેઘ સુવૃષ્ટિ કરો, આ રાજ્યની પ્રજા સુખમાં રહો. બીજાનો દ્વેષ ન કરતાં સર્વ લોકો હમેશાં પુણ્ય સંચય કરો, અને એકબીજાના મિત્ર થઈ સુખમાં જીવન ગાળો ! ”

દેવી : તથાસ્તુ !



# સંસ્કૃત સાહિત્યની કથાઓ

## (ભાગ પહેલો.)

**મહા કવિ કાલિદાસનાં કાવ્ય-નાટકોની નવલિકાઓ.**

**લખનાર:—ન્હાનાલાલ નાથાલાલ શાહ; એમ. એ.**

સોનેરી નામનું પાકું પુઠું. **કીંમત રૂ. ૧-૧૨-૦**

વડોદરા સયાજી હાઇસ્કૂલના પ્રિન્સિપાલ સા૦ **શ્રી હીરાલાલ વ્રજભુખણદાસ શ્રોફના** ઉપોદ્ઘાત તથા આવશ્યક શબ્દકોષ સાથે.

આ ગ્રન્થમાં નીચેની નવલિકાઓ છે:—



**વડોદરા રાજ્યના વિદ્યાધિકારી મે. રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિતનો** અભિપ્રાય:—

"લેખકની શૈલી આકર્ષક છે. ભાષા સાદી, સરળ તથા સંસ્કારી છે, અને કથા એવી રીતે યોજી છે કે, વાચકને વાર્તા પૂરી થતાં સુધી પુસ્તક છોડવું ગમે નહીં.×+ **જો ૧૪ વર્ષથી માંડીને વધારે મોટી વયના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં આવાં પુસ્તકો રાખવામાં આવે તો તેથી ખરેખર લાભ થશે** એમ હું માનું છું. કોષ વગેરે સામગ્રીથી બીજા વાચકોને અર્થ સરળ થશે."

**"સાહિત્ય" પત્રના વિદ્વાન તંત્રીનો અભિપ્રાય:—**

"આમાં શ્રી હીરાલાલ વ્રજભુખણદાસ શ્રોફે સમર્થ અને વિદ્વત્તાયુક્ત ઉપોદ્ઘાત લખ્યો છે. પુસ્તકમાં કાલિદાસનાં કાવ્યો અને નાટકોની વાર્તાઓનો સાર આપ્યો છે. અંગ્રેજીમાં Lumb's tables from Shakespeare છે. તેની જાણે આ વફાદાર અને છતાં વિચારશીલ નકલ ન હોય! વાંચવી ગમે તેવી હૃદયંગમ બાનીમાં લેખકે વાતો કહી છે. કશું સ્ખલન થયું નથી કે કશો અંતરાય નડયો નથી."

# ખાસ બાળકો માટેનાં જ પુસ્તકો:-

૦-૧૨-૦ લઘુ મહાભારત.
૦-૧૨-૦ લઘુ રામાયણ.
૨—૦—૦ ચાર વર્ષનું બાળક.
૧—૮-૦ પાંચમા વર્ષનું બાળક.
૧—૮-૦ છઠ્ઠા વર્ષનું બાળક.
૧—૮-૦ સાતમા વર્ષનું બાળક.
૦—૮-૦ જાદુઈ બાગ.
૦—૮-૦ બાળકોનો મિત્ર.
૦—૬-૦ આનંદધારા-ભાગ ત્રીજો.
૦-૧૦-૦ ફુલમાળા-ભાગ ૧ લો.
૦—૮-૦ મેજીક લેનટર્ન-( જાદુઈ ફાનસ. )
૦—૪-૦ પુષ્પમાળા.
૦—૮-૦ પાપીનો પસ્તાવો:-( ટોલ્સટોય કૃત વાર્તા. )
૦—૩-૦ સ્વાશ્રયી બનો.
૦—૮-૦ બાળગીતા-પૂર્વાર્દ્ધ: અધ્યાય ૧ થી ૬.
૦—૨-૦ કરસનદાસ મૂળજી ચરિત્ર.
૦—૨-૦ સોક્રેટીસની જીવનકથા.
૦-૧૨-૦ સુભદ્રા-સચિત્ર નવલકથા.
૦-૧૨-૦ સીતા:-નાટક. મૂ. લે. દ્વિજેન્દ્રલાલ રૉય.
૦—૮-૦ કાદંબરી અને વાસવદત્તા.
૦—૮-૦ મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ: નાટ્યકથાઓ.
૦—૫-૦ સદ્દબોધ વાર્તાવળી-ભાગ ૧-૨ જુદા.

લખો:- જીવનલાલ અમરશી મહેતા,
પીરમશા રોડ; અમદાવાદ.